श्रीश्रेयस्साधकअधिकारिवर्ग ग्रन्थावलि. ग्रन्थाङ्क ३.

# श्रीभामिनीभूषण.

प्रथम अलंकार.

रचनार:

श्रीमन्नृसिंहाचार्यजी.

---

હરિગીત છંદ.

હે કુંવરીઓ! કુળવાન્તી વાંચી લહો નિજ ધર્મને,
પતિવ્રતા યુવતિ! વિચારિ ઉર, ધારો સદા શુભ કર્મને;
વળી પ્રૌઢવતિ! સમજી ગ્રહો, બાળકસુધારકમર્મને,
આ ભામિનીભૂષણ ભણી, સહુ હરો ભવભયભર્મને.

દોહરો.

આભૂષણ સજી ભામિની! શું શોભાવે દેહ,
આપે શોભા અધિક આ,—ભૂષણ જો ધરિ નેહ.

---

श्रेयःसाधकअधिकारिवर्गतरफथी
प्रसिद्ध करनार
जेठालाल देवशंकर दवे.

श्री "भाग्योदय" प्रिन्टिंग प्रेसमां जेठालाल
देवशंकर दवेए छाप्युं: खाडीआ-अमदावाद.

संवत् १९७६. प्रथम आवृत्ति. प्रति १०००. सन १९२०.

मूल्य रु. २—०—०

॥ ॐ ॥

अथ

# प्रसिद्धिकर्तृकृत मङ्गलम्.

જે શ્રીમહેશ્વરની અપૃથક્ સત્તા સામ્યાવસ્થાવાળી પ્રકૃતિને જાગ્રત્ કરી જગદાકાર પરિણામને પ્રાપ્ત કરે છે, તેને અમે જેમ સેવીએ છીએ, તેમ જેમની અપૃથક્ સત્તા પોતાની સામ્યાવસ્થાવાળી પ્રકૃતિને જાગ્રત્ કરી આ ગ્રંથાકાર પરિણામને પ્રાપ્ત કરે છે તેમને અમે સેવીએ છીએ.

સ્ત્રિયોના તથા ગૃહસ્થાશ્રમી પુરુષોના અંતરને શુદ્ધ કરી તેમાં સદ્‌ગુણને સ્થાપનાર આ ગ્રંથ, પાપમાત્રને હરીને મોક્ષમાર્ગમાં જોડનાર શ્રીવિષ્ણુભગવાનના પ્રસાદરૂપ છે, તેથી પૂજ્ય ગણી ગ્રહણ કરવા યોગ્ય છે.

જેમ શ્રીસદાશિવની વિભૂતિ બ્રહ્માંડમાં સર્વત્ર સુખની અભિવ્યક્તિ કરનાર હોવાથી સેવ્ય છે તેમ આ શ્રીભામિનીભૂષણ ગ્રંથ પણ એના સેવકને સુખની અભિવૃદ્ધિ કરે છે, જેથી એ શ્રીશંકરની વિભૂતિસમ હોવાથી પ્રીતિપાત્ર તથા સેવ્ય છે.

જેમ પ્રવર્તક સત્તાદ્વારા વર્ષતા મેઘ ઓષધિમાત્રને પોતાના સંબંધથી જાગ્રત્ કરે છે, તેમ આ ગ્રંથરૂપ મેઘ પણ પોતાની પ્રવર્તક સત્તાદ્વારા પ્રકટી જીવોનાં અંતઃકરણમાં સંબંધ કરીને તેમાં રહેલ સદ્‌ગુણનાં બીજને જાગ્રત્ કરે છે.

જેમ સ્રષ્ટાની સત્તા આ દિવ્ય તથા અદિવ્ય સૃષ્ટિને પોતામાં સમાયેલી પ્રતીત કરાવે છે તેમ આ ગ્રંથના સ્રષ્ટાની સત્તારૂપ આ ગ્રંથ પણ દિવ્ય તથા અદિવ્ય ચરિત્રોને પોતામાં પ્રકટ કરાયેલાં પ્રતીત કરાવે છે.

જેમ અંધકારનો અભાવ પ્રતીત કરાવનાર શ્રીસૂર્યભગવાનના પ્રકાશક શ્રીપરમેશ્વરને આ જીવો પરમપ્રેમથી નમન કરે છે, તેમ આ જીવોના અંતર્‌તમસ્‌ની નિવૃત્તિ કરનાર આ શ્રીભામિનીભૂષણ ગ્રંથના પ્રકાશક પરમાત્માને અમે પરમ પ્રેમવડે નમન કરીએ છીએ.

ईशं नौति यथा जीवः प्रकाशकं तमोनुदः ।
तथा नुमोऽस्य ग्रंथस्य जीवान्तर्ध्वान्तहारिणः ॥

श्रेयःसाधकअधिकारिवर्ग.

## प्रथमावृत्तिविषे.

# प्रसिद्धिकर्तृकृतसूचना.

આ ગ્રંથમાં સાત દિવસના વિભાગે વિષયનું વર્ણન કર્યું છે. તેમાં થોડો ભાગ કથાનો, તથા થોડો ભાગ આડકથાનો, એવો ભેદ રાખ્યો છે. કથામાં સ્ત્રિયોએ ધારણ કરવાયોગ્ય ગુણનીતિ વગેરેનું તથા ત્યાગ કરવાયોગ્ય દુર્ગુણ અનીતિનું ઘણું ટુંકામાં વર્ણન કર્યું છે. જો કે આ પ્રથમ અલંકારમાં વર્ણવેલો સઘળો વિષય રચનારના મનથી અધિક અવશ્યનો હતો એમ નથી, તોપણ રચાવવામાં આતુર એવા સુજ્ઞ પુરુષોને તે પ્રીતિકર જણાયાથી તેઓએ એ કાયમ રખાવી પ્રસિદ્ધિમાં મૂક્યો છે. આ ગ્રંથમાં ઘણે પ્રસંગે એકની એક બાબતઉપર બોલવામાં આવ્યું છે, તેથી વિદ્વજ્જનો અર્થપુનરાવૃત્તિવગેરે દોષોની ત્યાં કલ્પના કરશે; પરંતુ તે વધારે યોગ્ય નથી. કેમકે ‘અભ્યાસ’ સમજી એ શૈલિ રાખી છે. આ સ્થાને ‘અભ્યાસ’ એટલે ગ્રંથનો જે પ્રધાનપણે બોધ કરવાનો વિષય હોય, તે આખા ગ્રંથમાં થોડે થોડે અંતરે ફરી ફરી આવવો જોઇએ, એવો છે.

કદાચ વિદ્વાન્ પુરુષોને આ ગ્રંથ નજીવો લાગે, તોપણ એ સાર્થક છે, કેમકે તે મુખ્યત્વે કરીને મધ્યમ વર્ગની સ્ત્રી તથા ઉછરતી બાળકીઓને માટે છે; કાંઇ વધારે વિદ્વાન્ પંડિતસરખા પુરુષો, જેઓ દોષદર્શન કરવામાં સમર્થ છે, એવાઓને અર્થે રચાયો નથી. હાલ ચાલતા નવીન વિચારના કેટલાક પુરુષ વા સ્ત્રીને આ ગ્રંથની ઢબ રુચિકર થઇ શકે એમ નથી, તોપણ તેમની રુચિ જ સર્વમાન્ય હોવી જોઇએ, એવો નિયમ ન હોવાથી આ ગ્રંથની સઘળી ઢબ યથારુચિ રાખી છે. જમાડનારે પોતાની ઇચ્છાપ્રમાણે કરાવેલી રસોઇ પંક્તિમાં બેઠેલા સર્વને પીરસવામાં આવે છે. પછી તેમાં કોઇ રોગી, અથવા પથ્યકુપથ્યના વિચારવાળા પુરુષ વા સ્ત્રી હોય તે, પોતાની રુચિપ્રમાણે જમે છે, અને બીજા પદાર્થો પડ્યા રહેવા દે છે, તેમ આમાં પણ વાચનારે જાણવું.

આડકથાના ભાગમાં પ્રતિકૂળ તથા અનુકૂળ પ્રકૃતિના માણસોનો સંબંધ થવાથી ગૃહવ્યવસ્થા તથા સુખ કેવા પ્રકારે રહે છે તેના સ્વરૂપ આપ્યાં છે. તેમાંની ભાષા જૂદા જૂદા સ્થાનોમાં બોલાતી ગૃહભાષા છે. તેથી સમજનારે વિચારી સમજવી. બોબડાં માણસો

કેટલે સુધી અશુદ્ધ બોલે છે, તેનું કિંચિત્ ભાન થવા જેવું પણ એક પાત્ર રાખ્યું છે. આડકથામાં અથવા કથામાં વિશેષે કરીને સ્ત્રિયો નથી જ બોલી શકતી, એવા છેક અમર્યાદ શબ્દોનો બચાવ કરી લખ્યું છે; બાકી ઘણી ઉંચ જાતિની સ્ત્રિયો પણ ઘરમાં કેટલાક અપશબ્દો પુરુષના સમક્ષ પણ બોલી જાય છે, એ અત્યંત નિંદ્ય રૂઢિ છે. માટે તેવી અયોગ્ય પ્રવૃત્તિ આ ગ્રંથમાં કરી નથી.

અંતમાં સર્વ સુજ્ઞ સ્ત્રીપુરુષોએ દોષદૃષ્ટિ દૂર કરી આ ગ્રંથનો લાભ લેવો જ જોઇએ, એવાં આગ્રહી વચન ન લખતાં માત્ર એટલું જ લખવું યોગ્ય જણાય છે કે આથી વિરોધી વૃત્તિનાં હોય તેઓનો હરેક દ્વારે સુધારો થાય, એવાં કાર્ય ઈશ્વરકૃપાથી જગત્માં ઉદય થતાં રહે.

વીરક્ષેત્ર.
સંવત્ ૧૯૬૮ માર્ગ
શીર્ષ. શુક્લ પક્ષ ૨.

श्रेयःसाधकअधिकारिवर्ग.

*   *   *   *

## सप्तम आवृत्ति.

આ જ પર્યન્તમાં આ સદ્ગ્રન્થની ૭ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ ચુકી છે. આજ ક્રમથી આ સપ્તમ આવૃત્તિ પ્રકટ કરતાં સંતોષાનંદ પ્રકટે છે.

વીરક્ષેત્ર
સંવત ૧૯૭૬ શ્રાવણ
શુક્લ પૂર્ણિમા.

श्रेयःसाधकअधिकारिवर्ग.

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# श्रीभामिनीभूषण.

## मंगलाचरण.

આરંભમાં આ સંસારમાં સારરૂપ પરમેશ્વરને વારંવાર [1]નમસ્કાર કરૂં છું, તથા [2]પરિણામે જેમાં સાર મનાયો નથી એવા [3]નામરૂપાત્મક આ સંસારકાર્યને [4]પ્રતીત કરાવનાર [5]ચમત્કારી સ્વભાવવાળી મહામાયા શક્તિને નમસ્કાર કરૂં છું; તથા આ સંપૂર્ણ [6]કાર્યકારણસમુદાયને નમસ્કાર કરૂં છું, જેથી +ઈપ્સિત કાર્ય [7]નિર્વિઘ્ન સિદ્ધ થવા સંભવ છે.

---

આ જગતમાં ઓનો અવતાર શામાટે છે, તથા સ્ત્રીઓએ આ સંસારમાં જન્મીને શી રીતે ચાલવાથી એમનું શરીર સફળ ગણાય છે. એ આદિ વાર્તાને જણાવનાર આ ભામિનીભૂષણ ગ્રંથ વિવેકી પુરુષોની [8]પ્રાર્થનાથી રચવાનો આરંભ કરૂં છું. સ્ત્રીઓને વાંચવાથી આનંદ ઉપજે, તથા સમજવામાં કષ્ટ ન જણાય તેથી તેમાં જૂદાં જૂદાં [9]આખ્યાન રાખ્યાં છે; તથા બનતા સુધી સ્વાભાવિક બોલાતી સહેલી ભાષા વાપરવી યોગ્ય ગણી છે. "આ કાળે સ્ત્રીઓના ધર્મ સ્ત્રીઓને જાણવાની ઘણી જરૂર છે, અને તે જરૂર આ ગ્રંથ સંપૂર્ણ રીતે પૂરી પાડશે" એવાં મિથ્યા અભિમાનને [10]સૂચવનાર વચનોનો પરિત્યાગ કરીને એટલું જ જણાવું છું કે આ ગ્રંથને [11]અવલોકન કરનાર તથા [12]પ્રીતિપૂર્વક સાંભળી પોતાના અંતઃકરણમાં, વર્ણવેલા વિષયનું [13]તાત્પર્ય ધારણ કરનાર તથા તે પ્રમાણે [14]વર્તનાર સ્ત્રી આ લોકમાં પૂજવા યોગ્ય થશે,

---

૧ પગે લાગવું તે. ૨ અંતે. ૩ નામ અને રૂપવાળા. ૪ દેખાડનાર. ૫ નવાઈ ઉપજાવે એવા. ૬ જગત. +ઇચ્છેલું. ૭ અડચણ વિના. ૮ અરજથી. ૯ કથા. ૧૦ જણાવનાર. ૧૧ ધ્યાન રાખીને વાંચનાર. ૧૨ પ્રીતિવડે. ૧૩ મતલબ. ૧૪ ચાલનાર.

અને પરલોકમાં મોટા સુખને પામશે; તથા [1]પરિણામમાં સર્વ દુઃખથી રહિત થઇને અખંડ આનંદરૂપ સુખને એટલે મોક્ષને પામશે. તેથી સુવિચારવંતી સ્ત્રિયોએ આ ભામિનીભૂષણ ગ્રંથને પોતાના અમૂલ્ય ઘરેણાની પેઠે પ્રીતિવડે પાસે રાખવો; અને તેને વાંચવા તથા સાંભળવારૂપ અભ્યાસ રોજ કરવો. સ્ત્રિયોને સંપૂર્ણ દુઃખરૂપ [2]દૂષણથી બચાવી, સુશોભિત કરનાર ઉત્તમ [3]ભૂષણરૂપ નીતિઓને જણાવનારો આ ગ્રંથ છે, તેથી તેનું નામ ભામિનીભૂષણ રાખ્યું છે. સંસ્કૃત આદિ ભાષામાં રચાએલા ઘણા ગ્રંથોમાં સ્ત્રીના ધર્મવિષે લખ્યું હશે, પણ તે તે ગ્રંથોવડે જેમને ઘણાં કારણોથી સંતોષ ન મળી શકયો હોય, એવી સ્ત્રીપુરુષરૂપ પ્રજાએ આ ગ્રંથ પ્રાપ્ત થયે પ્રીતિવડે સંતોષને પામવું, અને આથી સંતોષને ન પામનારે [4]ઇચ્છાનુસાર પ્રયત્ન કરવો.

ધર્મને જણાવનાર ભાષા નથી, પણ તે ભાષાવડે સમજવા યોગ્ય અર્થ તથા તાત્પર્ય છે, તેથી બુદ્ધિમાન્ પ્રજાએ અર્થપ્રતિ લક્ષ કરી તાત્પર્ય ગ્રહણ કરી સુખી થવું; દૂષણ જોઇ તેથી થતા લાભને ખોવો એ બુદ્ધિમાન્ પ્રજાનું કામ નથી.

સ્ત્રીના ધર્મને જણાવનાર આ ગ્રંથ હોવાથી સ્ત્રીના સહવાસવાળા સર્વ ગૃહસ્થ પુરુષોએ પણ પ્રીતિવડે આ ગ્રંથ અવલોકન કરવો અવશ્યનો છે.

સર્વેશ્વર આ [5]જનહિતકર કાર્ય નિર્વિઘ્ન પૂર્ણ કરે અને તેનો વિવેકી પ્રજા આદરપૂર્વક લાભ લે, એ અભિપ્રાય ધારીને આ વચનોનો [6]અવધિ આણી હવે ગ્રંથનો આરંભ કરૂં છું.



૧ અંતમાં. ૨ કલંકથી. ૩ ઘરેણારૂપ. ૪ ઇચ્છા પ્રમાણે. ૫ લોકોનું કલ્યાણ કરનારૂં. ૬ અંત.

# ॥ प्रथमालंकार ॥

## પ્રારંભ.

શ્રી સૂર્યદેહા એટલે તાપી નદીના કિનારાપર એક સૂર્યપુર એ નામનું પ્રાણિઓને વસવાનું સ્થાનક છે. તે સૂર્યપુર પવિત્ર જનોને વાસ કરવા જેવું છે, તેથી ત્યાં સંસારી તથા ત્યાગી અનેક પુરુષો તથા સ્ત્રિયો, ઠેકાણે ઠેકાણે ધર્મને તથા પુરાતન[1] નીતિને જણાવનાર ઇતિહાસરૂપ પુરાણની કથાઓને વાંચે છે, તથા તે કથાને ઘણાં સ્ત્રીપુરુષો રોજ સાંભળે છે. એ સૂર્યપુરમાં એક મનોહર નામનો પુરુષ તથા વિજયા નામની તેની સ્ત્રી રહેતાં હતાં. એ બે જણાં પોતાના ધર્મને પાળવામાં પ્રીતિવાળાં હતાં. ત્યાં મનોહર તો [2]વિદ્વાન્ તથા સુવિચારવાન્ હતો, અને વિજયા તો સુવિચારવાન્ હતી, પણ ઘણું ભણેલી ન હતી; તોપણ વાંચી લખી સમજી જાણે એવું સાધારણ ભણેલી હતી. તે એક દિવસ પોતાના પડોશમાં રહેનારી ચંચલા નામની સ્ત્રીને બહાર જતી જોઇને પૂછવા લાગી કે તમે ક્યાં જાઓ છો ?

ચંચળા કહે છે: તમારી મરજી હોય તો ચાલો, આવવું છે ? એક જગાએ કથા ઘણી સારી થાય છે, ને ઘણા લોક મળે છે. હું તો રોજ બબ્બે ઘડી જાઉં છું. રડયું, આખો દહાડો ઘરમાં બેશી રહેવું તે કેમ ગમે ? ચાર લોકનાં મોં જોવાય, ને ભગવાનનું નામ સંભળાય, એ વાત; ને વળી પગ છુટો થાય. કેમ, છે ઇચ્છા ? વખત થઇ ગયો છે.

વિજયા કહે છે: હું તો કોઇ દિવસ કામવિના બહાર નીકળતી નથી; તેમ છતાં પણ તમારી મરજી છે, તો આજનો દિવસ આવું છું. ત્યાં મરજાદાથી સઉને બેસાડવાનું છે કે ગડબડજેવું છે ?

ચંચળા કહે છે: ના બેસવાની જગા તો બહુ સારી છે. તમારે તો સઘળી ઘેર બેઠાં પડપૂછ કરવી ! એમ નહિ કે ચાર ડગલાં ચાલીને જોવું ! પછી આપણે પાલવે તો બેઠાં, નહિ તો પાછાં આવ્યાં. એમાં શું ? ત્યાં કોઇ બાંધી રાખે છે ?

વિજયા તેનાં કહેલાં આ વચનો સાંભળીને પોતાના મનમાં વિચાર કરીને તે પાડોશણની સાથે કથામાં ગઇ; તથા એક બાજુએ વધારે ગડબડ નહિ હોય એવે ઠેકાણે બેશીને કથા સાંભળી, અને સઘળી ચર્ચા જોઇને સાંજે પોતાને ઘેર આવી. પછી પોતાના સ્વામી

૧ અસલના વખતની. ૨ ભણેલો.

બહારથી આવશે તે વખતે ખાવાની રસોઈ તૈયાર રાખવી જોઇએ, એવો વિચાર કરીને રસોઈ કરી પતિની વાટ જોતી બેઠી. તે બહારથી આવ્યા પછી નિયમપ્રમાણે પ્રીતિનાં વચનો બોલતા બંને જમ્યાં. ત્યાર પછી પાનસોપારી ખાઇને [1]પરસ્પર વાત કરતાં વિજયા બોલીઃ મારે એક વાર્તા પુછવાની છે; [2]આજ્ઞા હોય તો પૂછું.

મનોહર કહે છેઃ શી વાર્તા ?

વિજયા કહે છેઃ આપની આજ્ઞાવિના હું આજે કથામાં ગઈ તેની પ્રથમથી ક્ષમા માગું છું; અને પૂછવાની વાર્તા તો એ છે કે મેં આજે કથામાં એક સંન્યાસીના મુખથી જે વચનો સાંભળ્યાં છે, તે હું તમને કહું છું. તેમાં મને મોટો [3]સંશય પડયો છે, તે આપ [4]નિવારણ કરો. પ્રથમ તો સધળાં મેં સંભારી રાખેલાં વચનો કહું છું:

**द्वारं किमेकं नरकस्य नारी ।** નરકનું એક બારણું કયું ? નારી.
**संमोहयत्येव सुरेव का स्त्री ।** મદિરાસરખું મોહ કરનાર શું ? સ્ત્રી.
**किमत्र हेयं कनकं च कांता ।** અહિં ત્યજવાયોગ્ય શું ? કનક અને કાંતા.
**का शृंखला प्राणभृतां च नारी ।** પ્રાણીઓને બંધન કરનાર બેડી કયી ? નારી.
**विश्वासपात्रं न किमस्ति नारी ।** વિશ્વાસ કરવાયોગ્ય કોણ નથી? સ્ત્રી.
**त्यक्त्वा सुखं किं स्त्रियमेव सम्यक् ।** શું રુડે પ્રકારે ત્યજ્યાથી સુખી થવાય ? સ્ત્રી.
**किं तद्विषं भाति सुधोपमं स्त्री ।** અમૃતસરખું ભાસે પણ ઝેર છે તે શું ? સ્ત્રી.

હે સ્વામિન્ ! આમાં પહેલું વાકય કહ્યું કે નારી એ નરકનું બારણું છે, તો તેમાં મારે એટલું પૂછવાનું છે કે નારીને નરકનું બારણું કહેવામાં કારણ શું ? ઇશ્વરની સૃષ્ટિમાં સ્ત્રી ને પુરુષ ઉત્પન્ન થયાં છે તે કાંઇ પોતાની મરજીથી ઉત્પન્ન થયાં નથી; તો પુરુષોને નરકમાં જ નાંખવાનો પરમેશ્વરનો વિચાર હશે, તેથી શું નારીરૂપ નરકનું દ્વાર પેદા કર્યું ? અને જ્યારે પુરુષને માટે નરકનું દ્વાર સ્ત્રી છે, તો સ્ત્રીને માટે પુરુષો પણ નરકનું દ્વાર છે, એમ શામાટે ન કહ્યું ? અને પુરુષ જો સ્ત્રિયોને માટે નરકના બારણાજેવા નથી તો તેમાં કારણ શું ? અને સ્ત્રિયોનું, પુરુષવિના, નરકમાં લઇ જનાર બારણું કયું, તે પણ કૃપા કરીને કહેવું જોઇએ, કે તેથી અમે સ્ત્રીજાતિ બચીને ચાલીએ.

વળી બીજા વચનમાં કહ્યું કે દારના સરખું મોહ કરનાર સ્ત્રી

છે; તો સ્ત્રિયોને કેફ ચઢાવનાર પદાર્થ પુરુષ છે, એમ શામાટે સ્ત્રિયોના પક્ષમાં ન કહ્યું? કારણ, સૃષ્ટિમાં સ્ત્રી તથા પુરુષને પરસ્પર સંબંધ છે, તો જેટલે [1]અંશે સ્ત્રી, પુરુષને [2]હાનિ કરનાર ગણી છે, તેથી અધિક અંશે સ્ત્રિયોને દુઃખનું કારણ પુરુષ શામાટે ન હોવા જોઇએ? જો પુરુષરૂપ પદાર્થ આ જગત્‌માં ન હત, તો અમો સ્ત્રિયોને આ સંસારનાં મહા સંકટો ભોગવવાં ન પડત; માટે પુરુષ જ કેફસરખો મોહ કરનાર પદાર્થ છે, એમ કેમ નહિ કહ્યું?

વળી ત્રિજા વચનમાં પણ તેજ પ્રમાણે છે કે અહિં ત્યાગ કરવાયોગ્ય શું છે? તો સ્ત્રી તથા [3]સુવર્ણઆદિ ધન. તો એ સ્થળે ત્યાગ કરવાયોગ્ય પુરુષ તથા ધન છે, એવું શામાટે ન લખ્યું? અને એ યોગ્ય ન હોય તો સ્ત્રિયોએ પોતાના કલ્યાણને વાસ્તે શેનો ત્યાગ કરવો, તે જણાવવું જોઇએ.

વળી ચોથા વચનમાં કહ્યું કે સંસારમાં [4]મહાન્ બેડી સ્ત્રી છે. તો સ્ત્રિયોને માટે આ જગતમાં પુરુષવિના બીજી બેડી કયી છે, તે કાંઇ કહ્યું નથી. મને તો [5]સ્પષ્ટ જણાય છે કે પુરુષ એ જ અમો સ્ત્રિયોને બેડી છે. જો પુરુષો ન હોત તો સ્ત્રિયો સ્વતંત્રતાથી ઈશ્વરનું [6]આરાધન કરી અનેક ઉપાયથી [7]જીવન્મુક્તિના નહિ મળે એવા આનંદને સહજ મેળવત. પણ પુરુષરૂપ બેડી હોવાથી જ સ્ત્રિયોને એક સ્થાનમાં પરતંત્રપણે અનેક જાતનાં દુઃખને સહન કરી મૃત્યુને તાબે થવું પડે છે, તો શાસ્ત્રમાં પુરુષ એ સંસારમાં મોટી બેડી છે, એમ શા માટે ન લખ્યું?

વળી પાંચમા વચનમાં કહ્યું કે વિશ્વાસનું પાત્ર કોણ નથી? તો કહ્યું કે સ્ત્રી. હવે [8]અન્ય સર્વ [9]વ્યવહારમાં સ્ત્રિયોના વિશ્વાસથી પુરુષો આ જગત્‌માં સુખને ભોગવતા જણાય છે. ખાનપાનાદિ વ્યવહારમાં, તથા ઘર, પુત્ર અને ધનાદિના રક્ષણમાં, તથા [10]એકાંતિક સુખમાં તથા વિનોદની વાર્તામાં સ્ત્રીના [11]સહવાસવાળા સર્વ પુરુષો તેના વિશ્વાસથી વર્તે છે, તેથી જો સ્ત્રી કેવળ અવિશ્વાસનું પાત્ર હોત તો ઘરમાં પ્રધાનરૂપ અથવા તો ઘરમાં મિત્રરૂપ સ્ત્રી છે, એમ ઘણે સ્થળે કહ્યું છે તેમ કહેત નહિ, તો સ્ત્રી એ વિશ્વાસનું પાત્ર શામાટે નથી? કદાચ કોઇ એમ કહે કે 'ઘણી [12]ગુપ્ત રાખવાની વાર્તા સ્ત્રીના આગળ ન કરવી, કારણ કે તેમનાં અંતઃકરણમાં તે વાત ટકતી નથી; ગમે તેવી છાની રાખવાની વાર્તા હોય તે પણ તેમનાં અંતઃકરણ એવાં

---

૧ દરજ્જે. ૨ નુકસાન. ૩ સોનું. ૪ મોટી ૫ સાફ. ૬ ભજન. ૭ શરીર છતાં પણ જે અવસ્થામાં મુક્તિનું સુખ મળે છે તે. ૮ બીજા. ૯ કામકાજમાં. ૧૦ એકાંતમાં લેવાતા. ૧૧ સાથે રહેનારા. ૧૨ છાની.

છે કે તેમનાથી બીજાને કહ્યાવિના રહેવાય નહિ, માટે તેઓ વિશ્વાસપાત્ર નથી,' તો એ વાર્તા સઘળી યોગ્ય નથી. કારણ કે સ્ત્રિયોનાં જો એવાં જ અંતઃકરણ હોત તો અનેક સ્ત્રિયો દુરાચરણી તથા દુષ્ટ વિચારવાળી હોય છે, પણ તેઓ [1]પ્રાણાંતપર્યંત પણ કોઇના [2]સમીપ તે વાર્તાનો ઉચ્ચાર કરતી નથી; તેમ જ સાક્ષાત આપણા પતિને પણ તે દુરાચરણી દુષ્ટ હૃદયવાળી સ્ત્રીયો આપણી [3]ગુહ્ય વાતને [4]કિંચિત્ પણ જણાવતી નથી. તો પુણ્યવાન્ સદાચરણવાળી તથા મોટા હૃદયવાળી સ્ત્રિયો કેવું [5]સામર્થ્ય ધરાવતી હશે, એ વાર્તા વિચારથી પણ બહાર છે. અને ઘણા [6]ક્ષુદ્ર બુદ્ધિવાળા પુરુષો એવા હોય છે કે સાક્ષાત્ પોતાને અથવા પોતાના સંબંધીને હાનિ થવાનો સંભવ હોય, એવી વાર્તાને પણ વિના પૂછ્યે અન્યના આગળ કહે છે, તો [7]ઇતરની વાર્તા પ્રકટ કરે એમાં શું આશ્ચર્ય છે? આથી એમ જણાયું કે અંતઃકરણની તુચ્છતા તો જેવી કોઇ કોઇ સ્ત્રીને વિષે ઘટે છે, તેવી જ ઘણે ભાગે પુરુષને વિષે પણ ઘટે છે; તો પુરુષને અવિશ્વાસનું પાત્ર શા માટે ન લખ્યું, અને સ્ત્રીયોને જ લખ્યું, તે પણ મારો મોટો સંશય છે.

વળી છઠ્ઠું વચન કહ્યું કે શું રુડે પ્રકારે ત્યજવાથી સુખ થાય? તો કહે છે કે સ્ત્રી. ત્યાં સ્ત્રીએ પુરુષનો રુડે પ્રકારે ત્યાગ કરવાથી સુખ થાય, એ વાર્તા કેમ ન લખી? આ સંસારમાં પુરુષના શરીરની ઉત્પત્તિથી જ સ્ત્રિયોને [8]ગર્ભધારણઆદિ અનેક દુઃખ પડતાં દેખાય છે માટે પુરુષનો ત્યાગ એ સ્ત્રિયોને સુખનો હેતુ હોવો જોઇએ, તો તેમ ન લખવામાં [9]શાસ્ત્રકારને શું [10]સબળ કારણ છે? તે જાણવાની મારી ઇચ્છા છે. વળી બીજે પક્ષે સ્ત્રીવિનાના પુરુષોની આ જગતમાં અધિક દુઃખી સ્થિતિ દેખવામાં આવે છે, માટે સ્ત્રીની [11]અપ્રાપ્તિવાળા સુખી જ હોય એમ પણ જણાતું નથી. કદાચ એમ માને કે સ્ત્રીની [12]લાલસાથી [13]ગૃહસ્થાશ્રમની ઇચ્છાવાળા થઇ સંસારી અવસ્થામાં પ્રવેશનારને દુઃખ છે; પણ જો તેમ જ હોય તો ગૃહસ્થનાં ચિહ્ન ત્યાગ કરીને, એટલે [14]શિખા અને [15]સૂત્રનો ત્યાગ કરી ભગવાં વસ્ત્ર ધારણ કરનાર સંન્યાસીઓને તેમ જ વૈરાગ્યને [16]સૂચવનાર જૂદાં જૂદાં ચિહ્નવાળા સાધુદીક્ષાવાળા પુરુષોને સુખ હોવું જોઇએ, પણ તેમ જણાતું નથી; ઉલટાં તે ત્યાગ તથા વૈરાગ્યના વેષવાળા તો સ્ત્રીના સહ-

૧ જીવ જતા સુધી. ૨ પાસે. ૩ છાની. ૪ જરા. ૫ બળ. ૬ ઓછી. હલકી. ૭ બીજાની. ૮ ગર્ભ ધરવા વગેરે. ૯ શાસ્ત્ર કરનારને. ૧૦ મજબુત. ૧૧ સ્ત્રી વગરના. ૧૨ લાલચથી. ૧૩ સંસારી અવસ્થાની. ૧૪ ચોટલી. ૧૫ જનોઇ. ૧૬ જણાવનાર.

વાસની અધિક ઇચ્છા રાખે છે તથા નીતિ અને વ્યવહારના ભયથી અંતઃકરણમાં સ્ત્રી નહિ હોવાના દુઃખથી રાત્રદિવસ બળતા રહે છે, તથા ગુપ્તપણે અનેક યુક્તિઓ રચીને દુરાચરણ કરીને આપણને સુખી માને છે. તેથી એમ સ્પષ્ટ જણાય છે કે એવા ત્યાગીવિરાગી પણ સ્ત્રીનો ત્યાગ કરી સુખી થતા નથી, તો આ વચન કહેવાનું શું કારણ છે ? અને ખરાં કારણથી એ વચન બળવાન્ જણાય તો સ્ત્રી તથા પુરુષ એ બંનેમાટે પરસ્પરના ત્યાગથી સુખ છે એમ લખવું યોગ્ય છે. માટે એ વિષે પણ મારા મનને [1]સમાધાન આપો.

વળી સાતમા વચનમાં કહે છે કે સ્ત્રી અમૃત [2]સમાન ભાસે છે, પણ ખરેખરું ઝેર છે. ત્યાં જેમ સ્ત્રી પુરુષને માટે ઝેર છે, તેમજ સ્ત્રિયોને માટે પુરુષ એ પણ ઝેર જ છે, તો એકલું સ્ત્રીને [3]દૂષણ દેનારું વચન શામાટે લખ્યું ? જગત્માં વ્યવહાર જોતું ખુલ્લું જણાય છે કે અમે સ્ત્રિઓ પુરુષરૂપ ઝેરને સેવવાથી જ નવ અથવા દશ માસસુધી ગર્ભને ધારણ કરી અનેક દુઃખને ભોગવીએ છીએ, તથા પ્રસવનાં ન સહન થાય એવાં કષ્ટને પણ અનુભવીએ છીએ, તેમજ પ્રસવ થયા પછી બાળકના રક્ષણને માટે અનેક દુઃખ ભોગવીએ છીએ, તથા તે બાળકોને વખતે વખતે અનેક જાતના રોગ થવાથી તથા ઘણી વખતે તેમનાં મરણથી પણ અમે વારંવાર દુઃખ માનીએ છીએ, અને તે વિના તો બીજા [4]અસંખ્ય જુદા જુદા પ્રકારનાં દુઃખ અમે રાત્રદિવસ ભોગવીએ છીએ. તો ખરેખરૂં જોતાં તો અમને આ સઘળાં દુઃખનું કારણ પુરુષ જ હોવાથી ઝેરકરતાં પણ વધારે દુઃખનું કારણ તો પુરુષ જ છે; અને આટલું દુઃખ સહેતાં છતાં પણ તે પુરુષને અમે પાછાં અમૃતની પેઠે અનુભવીએ છીએ, અને તેનાથી દૂર થતાં નથી. તો અમૃતજેવું ભાસે છે, પણ ખરેખરૂં ઝેર તો પુરુષ છે, તેમ ન લખતાં સ્ત્રીને ઝેર શામાટે કહ્યું ? એ આદિ મને જણાવવા યોગ્ય સર્વ વાર્તાને જણાવી મારો સંશય દૂર કરો.

આ સઘળાં વચનો લખવામાં મારી ટુંકી બુદ્ધિથી તો એમ જણાય છે કે સઘળાં પુસ્તકોના લખનારા ઘણું કરીને પુરુષો થઈ ગયા છે, અને સ્ત્રીયોએ કદાચિત્ લખ્યા હશે, તો તે થોડાં હશે. કેમકે કાંઇ જણાતાં નથી. અને તેથી જ પુરુષ લખનારાઓએ, પોતાનો પક્ષ કરીને કેવળ દોષને પાત્ર સ્ત્રીના શરીરને ઠેરવ્યું છે. બીજું કાંઇ ખરૂં કારણ જણાતું નથી. વળી કોઈ કહેશે કે એ સઘળાં શાસ્ત્રો પુરુષોને માટે લખ્યાં છે, તેથી તેમને ઉપદેશનાં વચનોમાં સ્ત્રીને દૂષણ આપ્યું છે; તો ભલે, પણ તેવાં શાસ્ત્રોનો સ્ત્રિયોના આગળ પણ બોધ કર-

૧ ખુલાસો. ૨ બરાબર. ૩ દોષ. ૪ ગણાય નહિ એટલાં ૫ બોધનાં.

વામાં આવે છે, તો તેવે વખતે સ્ત્રિયોને સ્થાને પુરુષનો ત્યાગ કરવો એ આદિ બોધ કરનારાઓએ સૂચવવું જોઇએ. તોપણ તેમ કરતા તેઓમાંના ઘણા દેખાતા નથી. વળી ત્યાગી પુરુષો આ પ્રકારે સ્ત્રીની નિંદા લોકોના સમીપ મોઢેથી કરે છે, તેમ છતાં પણ અંતઃકરણમાં તો તેઓ સ્ત્રીના સહવાસને ઇચ્છતા જણાય છે. [1]વાસ્તવે જોતાં તો તેમણે આ વચનો-ઉપર વિશ્વાસ રાખી સ્ત્રિયોને પોતાના સમીપ આવવા પણ ન દેવી જો-ઈએ, અને આવે તો તેમના સામું ન જોતાં તેમને બીજા પાસે દૂર કાઢી મૂકાવવી જોઇએ, પણ તેમ તો તેઓ કરતા નથી; ઉલટાં તેમના સામો લક્ષ કરી કથામાં કહેલાં સ્ત્રીની નિંદાનાં વચનોને દુર્બળપણે કથન કરતા હોય છે. આ સઘળું મારા લક્ષમાં વધારે યોગ્ય જણાતું નથી. માટે આપની નજરમાં આવે તેવી રીતે હવે મારૂં સઘળી વાતે સમાધાન કરો.

આ સઘળાં વચન સાંભળીને તે વિદ્વાન્ તથા સુવિચારવાળો મનોહર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આ સ્ત્રીનું બોલવું ગેરવ્યાજબી નથી. એણે જેવું સાંભળ્યું તથા જોયું તે ઉપર વિચાર કરીને એણે કહ્યું છે, તે યોગ્ય જ છે. પણ એને સંપૂર્ણ વ્યવહાર, નીતિ તથા સ્ત્રિયોના ધર્મને પહેલેથી જણાવીને પછી આ વિરાગનાં વચનોનો ઉપયોગ જણાયેથી એને તે બોધ કરીશ. કારણ કે હજી એની આ ઉમર પ્રમાણે વૈરાગ્યના સ્વરૂપને સંપૂર્ણ અંશે હૃદયમાં ધારણ કરી લેવું એને વધારે યોગ્ય નથી. તેમ જ વૈરાગ્ય એ કાંઇ એવો પદાર્થ નથી કે તે એને હાનિ કરે. વૈરાગ્યની તો ઘડીએ ઘડીએ દરેક માણસને જરૂર પડે છે. વૈરાગ્યે જેના અંતઃકરણમાં સ્પર્શ કર્યો નથી, તેને આ સંસારમાં દુઃખનો પાર નથી. પણ હમણાં તો ઘટિત હોય તો સારૂં.

વિજયા કહે છેઃ કેમ ઉંઘ આવી ગઇ કે શું ? મારી વાતનો કાંઇ જવાબ દીધો નહિ. હજી તો પહેલી રાત છે માટે નજરમાં આવે તો;—હજી સુવાની તો ઘણી વાર છે, અને પુરુષનો પક્ષ કરી જવાબ ન દેવો હોય તો આપની મરજી.

મનોહર પ્રસન્ન મુખથી કહે છેઃ હે સુવિચારવાળિ ! તું ધીરજ રાખ, અને શાંત ચિત્તથી મર્યાદા રાખીને બોલ. હું તારા વિષે જ વિ-ચાર કરતો હતો, એટલામાં તને ધીરજ ના રહી. તો આમ કરવાથી તારો ન્યાય તારી મેળે જ કરી નાંખીશ, તેથી ઉતાવળ કરીશ નહિ. અને મારી વાર્તાને સાંભળજે. હું મારા મનમાં તારી [2]ચમત્કારી બુ-દ્ધિનો વિચાર કરતો હતો. તેં કથામાં જઈને જે વચનો યાદ રાખ્યાં છે, તે બદલ તને શાબાશી ઘટે છે. તેમ જ તે વાક્યોમાં જે સંશય તેં

૧ ખરેખરૂં જોતાં. ૨ અજાયબજેવી.

કર્યો છે તે સંશય પણ કોઇ સાધારણ માણસ કરે એવો નથી. તેમ જ એ તારા વિચારથી એવું ખુલ્લી રીતે જણાય છે કે તારૂં અંતઃકરણ સાર અસાર એટલે દરેક કામમાં સારૂં નઠારૂં અથવા ખરૂંખોટું શોધી કાઢવાને સમર્થ છે. તેમ જ ખોટાઉપર તને ત્રાસ છે, તેથી એ વાર્તા તો નક્કી સમજાય છે કે તું તારા ધર્મઉપર પ્રીતિવાળી છે, તથા ખોટે માર્ગે ચાલનારી નથી. તોપણ હરેક વાતમાં ઉતાવળ કરે છે, અને ગભરાઇ જાય છે, ને પાછળથી ઘણું થાય તો તપી જાય છે, એટલો જ માત્ર દોષ છે. તેથી જો તું શાંતચિત્તવાળી. ધીરજ ધરનારી તથા સહન કરવામાં વિચારવાળી થાય, તો તારા સમાન ગુણવાળા પુરુષ પણ જગત્માં થોડા હોવા સંભવે છે. જો! તારી બુદ્ધિ, [1]વિનય, વિવેક તથા વ્યવહારમાં કુશળતા આદિ ગુણો જોઇને હું તારા ઉપર થોડો પ્રસન્ન નથી. તારા સરખી સ્ત્રી મને ના મળત તો હું કેવાએ દુઃખનો અનુભવ કરતો હોત. પણ ઈશ્વરની મારા તારા ઉપર કૃપા છે, એમ હું સમજું છું. હવે મને આશા છે કે તારી [2]વૃત્તિમાં સહજ ફેરફાર થવો જોઇએ છે, તે થોડા દિવસમાં થઇ જશે. પણ સાંભળ, તારી પૂછેલી વાતઉપર હવે આપણે વિચાર કરીએ. વળી તું અકળાઇને કહીશ કે આવું લાંબુ લાંબુ બોલીને મારી વાત ઉડાવી દો છો, ને પાધરો જવાબ દેતા નથી, માટે તારૂં સમાધાન થાય તે પ્રમાણે કહું છું. પછી વાંધા જેવું લાગે તો તું મને પૂછજે. તને રજા છે.

વિજયા કહે છેઃ આપને અમર્યાદાથી કાંઈ બોલાયું હોય તો ક્ષમા કરજો, અને હવે પછી હું આપના કહેલા શબ્દને ભૂલીશ નહિ. મારા કલ્યાણની વાત તમે કહો અને તેમાં જો હું દુઃખ લગાડું તો પછી મારા જેવું કોઇ મૂર્ખ નથી. મને સમજાય તેવાં સુબોધનાં વચનો ગમે તેટલા લંબાણથી આપ મને કહેશો તો તેથી કાંઇ મને ત્રાસ થવાનો નથી. ઉલટી આપના મુખથી લાંબી વાર્તા સાંભળવાથી તેમાં અનેક લાભ મળે એવાં વચનો નીકળતાં જાય છે, તેથી મને વધારે આનંદ થાય છે માટે તે વિષે કાળજી કરશો નહિ. અને કૃપા કરીને કોઇ પણ રીતે [3]વ્યાખ્યાન કરીને મારા મનનું સમાધાન થાય તેમ કરો. મને હજી પૂરૂં ઘરના વ્યવહારનું પણ ભાન નથી, તો શાસ્ત્રનું કે નીતિનું કે પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન તો હોય જ શેનું ? અને તમે તો આખા શહેરમાં મોટા વિદ્વાન્માં ગણાઓ છો. તેથી કોઇ જાણે કે એમના ઘરનું માણસ તો કેવું જ્ઞાનવાળું હશે; ને મને પૂછે તો ભલા અક્ષરે આવડતો નથી. આ બધી શરમની વાત છે કે નહિ ?

---

૧ નમ્રતા. ૨ ચિત્તની હાલતમાં. ૩ લંબાણથી સાફ સમજાય તેવું બોલીને.

પણ એમાં વાંક સઘળો મારો છે, કેમકે હું આખો દિવસ આડીઅવળી લોકોની કુથલીની વાતો કરૂં છું, પણ એ ઘડીએ તમારે મોઢેથી કાંઇ સાંભળતી નથી. જો તેમ કરતી હોઉં તો પછી આવી મૂખ આજ સુધી રહું ? હશે, આટલા દહાડા તો જે થયું તે ખરૂં પણ હવે રોજ રાત્રે વાળુ કરીને ચાર ઘડી તમારી પાસેથી સુબોધનાં વચન સાંભળીશ, તથા મને સંશય હશે તે પૂછીશ. અને પછી ધીરે ધીરે હું મારી મેળે સુધરીશ. કેમ ખરૂં કે નહિ ?

મનોહર કહે છે: એ સઘળી વાત ખરી છે, પણ હમણાં એ ઘડીનું એ ડહાપણ છે. પાછી સવાર થઇ કે તું આડોસણપાડોસણની સાથે નવરી પડીને લોકોના કાથાકજીઆ કરીશ, ને વખતે તને હું શિખામણ દેવા જઇશ ત્યારે મોઢું ચઢાવીશ. બાકી જેવું હમણાં તને જ્ઞાન થયું છે, ને નરમાશથી સમજણવાળી થઇ છે, ને વાત કરે છે, તેવી સમજ જો રોજ રાખીશ, તો થોડા દિવસમાં, જો! લોકોમાં કેવી તારી [1]સુકીર્તિ થાય છે તે! જો! જેમ જેમ મારી આજ્ઞાપ્રમાણે તું ચાલીશ, તેમ તેમ પરમેશ્વરની તારા ઉપર કેવી કૃપા થાય છે! આથી કાંઇ મારૂં કહેવું એમ નથી, કે હમણાં તું મારી આજ્ઞાપ્રમાણે નથી ચાલતી કે જાણવા યોગ્ય કાંઇ જાણતી નથી. હું ખાતરીથી કહું છું કે આપણા શહેરમાં મોટા મોટા શાસ્ત્રી, પુરાણી અને રાજકારભારી તથા શ્રીમંત લોકોની જેટલી સુઘડ સ્ત્રિયો ગણવા જોગ છે, તેમાં તારા જેવી સદ્વિચારવાળી તથા તારા સમાન સુસ્વભાવવાળી તથા પોતાના પતિની આજ્ઞા પ્રમાણે જ ચાલનારી અને દુરાચરણમાં પગલું પ્રાણ જતાં પણ નહિ જ મુકનારી તેમ જ સમયને ઓળખી વર્તનારી, તથા ગુણદોષનાં સ્વરૂપને જાણી પોતાના મનને સુધારનારી તથા પરમેશ્વરમાં ચિત્ત જોડવાની રુચિ તથા અભ્યાસવાળી છતાં સઘળા વ્યવહારમાં કુશળતાવાળી તારા સમાન વયની એક પણ સ્ત્રી નથી. આટલું છતાં પણ જેમ ગમે તેવા વિદ્વાન્ કે સમજણા પુત્ર કે શિષ્યને માતાપિતા કે ગુરુ બાળકસમાન જાણીને કોઇ સમયે પોતાની રુચિપ્રમાણે બોધ આપે છે, તેમ તું સર્વ પ્રકારના ડહાપણવાળી છે તો પણ મારો ધર્મ છે તેથી હું તને કોઇ પ્રસંગે શીખામણ દઉં એમાં કાંઇ અણઘટતું ગણુ શે નહિ. તું જાણે છે ? ઘેર ઘેર કાદવના ચુલા છે. ઘણા પુરુષો બહાર રથ, મ્યાના, પાલખીઆદિ વાહનોમાં બેશીને તિસ્મારખાં થઇને ફરે છે, પણ ઘરમાં ગયા કે બકરીજેવા! સ્ત્રીઆગળ કાંઇ ચાલે નહિ! અને તે સ્ત્રિયો પણ મહા [2]અજવલ્લમાન; ને તેને ગણે પણ નહિ. આ સઘળો અનીતિ જાણી.

---

૧ આબરૂ. ૨ કોઇને વશ ન થાય તેવી.

એ પુરુષનું પુરુષપણું નહિ જાણવું, અને પોતાના પતિની મર્યાદા મૂકીને ચાલનારી સ્ત્રી પણ શંખિની જાણવી. એવાં બુદ્ધિવિનાનાં મૂર્ખ સ્ત્રીપુરુષનાં મુખ સવારમાં જોયાં હોય, તો આખો દિવસ પાપમાં ને ક્લેશમાં જાય, તેથી તેઓનું નામ તો ઢાંકી મૂકવાનું. આ ઘડીએ તો પરમેશ્વરનું કે પુણ્યવાન્ પ્રાણીનું નામ સંભારવું સારૂં છે. ખરે! જો! આપણે શી વાતમાંથી આડી વાતઉપર ચઢી ગયા. હા, સ્ત્રીજાતિએ પોતાના પતિની આજ્ઞા પાળવી, તથા આપણો ધર્મ જાણવો તથા તે પ્રમાણે ચાલવું એ સંસારમાં તરવાનો ઉપાય છે. હવે જો! તેં જે કથામાંથી સાત વચન સાંભળી સ્મરણમાં રાખ્યાં છે, તેના સમાધાનની તારી ઇચ્છા છે, તો હવે તું પ્રીતિએ કરીને સાંભળ. એ સાત પ્રશ્નનું તું કહે તો ટુંકામાં સમાધાન આપી દઉં, અને તું કહે તો સ્ત્રીજાતિનાં સર્વ ધર્મ, કર્મ, ઉત્તમ નીતિઆદિ સઘળી વાર્તા જેમાંથી સમજાય, એવું એક ધર્મકુટુંબનું અતિ ઉત્તમ [1]આખ્યાન કહી સંભળાવું. તે આખ્યાન મોટા પુણ્યવાળાંના સાંભળવામાં આવે છે. કારણ કે તે ધર્મકુટુંબ સંપૂર્ણ ધર્મને આ જગતમાં સ્થાપનાર છે; અને ધર્મના સ્થાપનારને ઈશ્વરના સમાન જ ગણવા યોગ્ય છે. તેથી ઈશ્વરની કથા સાંભળવાની જેમ પુણ્યવાન્ પ્રાણીને જ પ્રીતિ થાય છે, તેમ ઈશ્વરરૂપ ધર્મને સ્થાપનાર આ ધર્મકુટુંબની કથા પણ તેવાં [2]સુકૃતિવાન્ ભાગ્યશાળીને સાંભળવી ગમે છે. તેથી હવે જો તારી ઇચ્છા હોય, તો તારા આ પ્રશ્નનું સમાધાન પ્રથમ કહું. ને તું કહે તો એ કથા કહું. એ કથામાં પણ તારા પ્રશ્નોનું સમાધાન તો આવી જ જવાનું છે. પણ એટલું છે કે તે કથા [3]વિસ્તારવાળી છે; તેથી તેમાં ધીરે ધીરે ઠેકાણે ઠેકાણે તારા આ પ્રશ્નોનું સમાધાન થશે. જો તને એવી ધીરજ રહે તો તેમ, નહિ તો તારી ઇચ્છાપ્રમાણે; મારે તો બંને વાર્તા કબુલ છે.

વિજયા કહે છેઃ આપના આગળ હું [4]મંદમતિવાળી શું કહું? આપની ઇચ્છાપ્રમાણે કહો. પણ મારી તો એ જ ઇચ્છા છે કે જે પ્રમાણે મારૂં કલ્યાણ થાય, અને દિનપ્રતિદિન મારી બુદ્ધિ સુધરતી જાય, એવું કાંઇ પણ રોજ ચાર ઘડી મને સંભળાવો. મારે કાંઇ આ પ્રશ્નની ઉતાવળ નથી. આપ ધીરે ધીરે મને, મારી સમજવા લાયક બુદ્ધિ થતી જાય તેમ તેમ સમજાવતા જજો. પણ હાલમાં તો મારી એવી જ ઇચ્છા છે કે આપ કૃપા કરીને આ પવિત્ર ધર્મકુટુંબની કથા

૧ વાત. કથા. ૨ પુણ્યવાન. ૩ લાંબી. ૪ ઓછી બુદ્ધિવાળી.

વિસ્તારપૂર્વક કહો. તેમાંથી મારૂં સમાધાન થશે, ને પછી બાકી રહેશે, તો હું આપને વિનતિ કરીશ. મારા દુર્ગુણો હોય તે મને દયા લાવીને ઘડીએ ઘડીએ કહેતા રહેજો. એથી મને દુઃખ લાગવાનું નથી, અને દુઃખ લાગે તોપણ કાંઇ ચિંતા નથી. કડવું ઓસડ ગુણ કરે છે; માટે આપનું કડવું વચન, મારા ફાયદા વાસ્તે સહન કરવું, એ મારો ધર્મ છે; અને કડવું વચન કહીને પણ મારા દોષ કાઢવા અને મને સુધારવી, એ આપનો ધર્મ છે. તેથી હવે તો કૃપા કરીને આજથી જ એ કથાનો આરંભ કરો, નહિ તો મને રાત્રે ઉંઘ આવશે નહિ. આપની ઇચ્છા હોય તો થોડું કહીને પછી બંધ કરજો; અને આજ સુધીમાં મારો જેટલો [2]અપરાધ થયો હતો તે સઘળો ક્ષમા કરજો. તે બદલ હું આપને પગે લાગું છું. પ્રેમમાં નિયમ રહેતા નથી, તેથી કોઇ સમયે પ્રીતિના [3]આવેશમાં મારાથી અયોગ્ય [4]વર્તણુક થઇ અમર્યાદાથી શબ્દ બોલાય તો તે જગાએ મને આપ યોગ્યાયોગ્યની સૂચના કરજો, તથા બોલવાની રીત પણ સુધારજો. હવે આપની પ્રસન્નતા હોય, તો ધર્મકુટુંની કથાનો આરંભ કરો. મારો બોલ્યાનો તો પાર જ આવવાનો નથી. કેમ આજ આરંભ કરશો ?

મનોહર પ્રસન્ન મુખથી કહે છેઃ હે સુકથામાં પ્રીતિવાળી ! હવે સાવધાન થઇને તું એ ધર્મકુટુંબની, પાપને નાશ કરનારી, કથાને સાંભળ, અને તે સ્મરણમાં રાખજે. હું કહું તે પછી ભૂલીશ નહિ. કેમકે ઘણાં માણસ તો સાંભળવાને પ્રીતિ દેખાડે છે; પણ જ્યારે કોઇ કહે છે, ત્યારે આ કાને સાંભળે અને બીજે કાને કાઢો નાંખે છે. અંતરમાં ઉતારી તેનો વિચાર કરી તેમાંથી ફાયદો લેતાં નથી. પણ તું તેમ કરીશ નહિ. હું તને આગલા દિવસની સાંભળેલી કથા ગમે તે વખતે પૂછી જોઇશ, માટે યાદ રાખજે. કેમ સાંભળ્યું કે ?

વિજયા કહે છેઃ હા હા, અક્ષરે અક્ષર ગમે તે વખતે પૂછજો. હજી કથા પહેલાં મારો ભરોસો રાખતા નથી તે શા કામનું ? પછી જોજો. હું ભૂલું તો મને ઇચ્છાપ્રમાણે સજા કરજો. હવે કૃપા કરીને આરંભ કરો.

મનોહર કહે છેઃ બોલ ' સદ્ગુરુદેવકી જય. ' હવે પલાંઠી વાળીને બે હાથ જોડીને બેશ, અને લક્ષ રાખજે.

પૂર્વે આ મણિપુર નગર ઘણા વિસ્તારવાળું હતું. તથા મુખ્ય ચાર, પણ હાલ ગણાતી અઢારે [5]વર્ણથી એ નગર વસેલું હતું. વ્યાપારનું એ મોટું બંદર ગણાતું હતું. એમાં બે હજાર તો [6]અગ્નિહોત્રી

૧ લંબાણ કરીને. ૨ ગુનો. ૩ જુસ્સામાં. ૪ ચાલ, ૫ જાતથી. ૫ સવાર સાંજ અગ્નિમાં હોમ દેનાર.

બ્રાહ્મણ હતા, તથા ત્રણ હજારને સુમારે વિદ્યાર્થિઓ તો એકલા વેદના ભણનારા હતા; તથા તેવા જ અનેક વિદ્યાર્થિઓ જૂદાં જૂદાં શાસ્ત્રોને ભણનારા હતા; તથા તે જૂદાં જૂદાં શાસ્ત્રોને ભણાવનારા [1]દિગંત કીર્તિને પામેલા વિદ્વાન્ બ્રાહ્મણો પણ ઘણા હતા. તે વિના નગરની આજુબાજુ પવિત્ર મનવાળા બ્રહ્મચારી તથા સંન્યાસિઓનાં ઉત્તમ સ્થાનો હતાં, તેની એક બાજુથી જગતને [2]પાવન કરનારો સૂર્યની પુત્રી આ તાપી નદી તે કાળથી વહે છે. એ નગરમાં જૂદા જૂદા પ્રકારના દેશ દેશના વ્યાપારીઓ નાના પ્રકારના પદાર્થોને લાવવા લઇ જવાના કામને કરનારા હતા, તથા ત્યાં જૂદી જૂદી જાતના પદાર્થોને વેચનારા મોટા મોટા વ્યાપારીનાં જથાબંધ બજાર સૌથી પણ વધારે હતાં. હે સ્ત્રિ! [3]સંક્ષેપમાં કહું છું કે તે શહેરમાં જે વસ્તુ જોઇએ તે મળતી તેથી ત્યાંની પ્રજા સ્વર્ગના સમાન સુખને ભોગવતી. આ જગતમાં એવી કહેવત લોકો કહે છે કે 'બધુંએ મળે, ન મળે એક મા ને બાપ.' પણ એ નગરમાં ધર્મનાં માબાપ પણ મળતાં હતાં. એ નગરનો રાજા પણ મોટા [4]ઐશ્વર્યવાળો તથા સર્વ [5]દેશપતિઓમાં મુખ્ય ગણાતો હતો. એ રાજા પુણ્યવાન્ તથા પોતાના ક્ષત્રિયધર્મને પાળનારો હતો. બ્રાહ્મણાદિ પોતાની જૂદી જૂદી પ્રજાના ધર્મને પણ તે રાજા જાણતો હતો, તેથી પ્રજાને પોતપોતાના ધર્મ પળાવવામાં પણ તે પ્રયત્ન કરતો રહેતો, તથા જે જે પ્રાણી પોતાના ધર્મે ચાલતાં, તે તે પ્રાણીઉપર તે રાજા પ્રીતિ રાખતો, પોતાની પ્રજાનાં દુઃખસુખનો વિચાર નિત્ય કરતો, તથા હરેક પ્રયત્ને પોતાની પ્રજાને સુખ આપવાને ઉદ્યમ કરતો. એ નગરમાં સઘળા વિદ્યાને જાણનારો એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો. તેના સઘળા ઉત્તમ ગુણોને અને [6]વિદ્વત્તાને દેશદેશના લોકો જાણતા હતા, તેથી તે પુરુષને સર્વ લોકો ધર્મનો અવતાર છે, એમ માનતા. એ નગરનો રાજા પણ એ ધર્મના અવતારરૂપ બ્રાહ્મણનું દર્શન દિવસમાં એક વાર કરતો, તે બ્રાહ્મણની સ્ત્રી પણ તેના જેવી સર્વ વ્યવહારમાં કુશળ તથા પોતાના ધર્મને રૂડે પ્રકારે પાળનારી હતી. તેને ત્રણ પુત્ર તથા ચાર પુત્રી મળી સાત બાળક હતાં. તેમને પણ તે સ્ત્રી નાનપણથી જે જે વખતે જે જે પ્રકારની કેળવણી આપવી જોઇએ તે તે પ્રકારની આપતી હતી, તેથી તે બાળકો પણ [7]સર્વશુભગુણસંપન્ન હતાં. ટુંકામાં એટલું જ કે તે સાત છોકરાં તથા તેમનાં માતાપિતા, એ સઘળાં પોત-

૧ દશેદિશાઓના છેડાસુધી એટલે આખી પૃથ્વીમાં. ૨ પવિત્ર ૩ ટુંકામાં. ૪ ધનવગેરે દોલતવાળો. ૫ દેશના રાજાઓમાં ૬ જ્ઞાનને. ૭ સર્વ સારા ગુણવાળાં.

પોતાના કામમાં કુશળ તથા સ્વધર્મને સારી રીતે જાણનારાં હતાં. તેથી તેમને સર્વ લોકો ધર્મકુટુંબ એ નામથી ઓળખતાં. હે સુબુદ્ધિવાળી! હવે એક સમયે તેની મોટી પુત્રી જેનું લગ્ન થયું હતું, તેને સાસરે વિદાય કરવાનો સમય પાસે આવ્યો ત્યારે તેની માતાએ તે પુત્રીને કેવો બોધ આપ્યો છે, તે પ્રથમ હું તને કહું છું. એ બોધ એવો છે કે તે સાંભળીને તે પ્રમાણે ચાલનારી સ્ત્રી આ જગતમાં કોઇ દિવસ દુઃખી થાય નહિ. અને અંતે પરમેશ્વરના પદને પામે. માટે પ્રથમ તું એ બોધને સાવધાન થઇ સાંભળ. એ સ્ત્રીનું નામ લક્ષ્મી હતું, તથા તે પુત્રીનું નામ સરસ્વતી હતું. જ્યારે તે માતાએ જાણ્યું કે આ પુત્રીને હવે તેને સાસરે વિદાય કરવી છે, ત્યારે તેણે પ્રથમ આ પ્રમાણે વિચાર કર્યો:

લક્ષ્મી વિચાર કરે છેઃ આ સંસારમાં પુત્રીની માતાને સુખ માનવાનું નથી. કારણ કે પુત્રી [1]સુલક્ષણી ઉત્પન્ન થાય છે, તો તેના માતપિતાઆદિને [2]સદ્‌ગતિ આપનાર થાય છે; અને [3]કુલક્ષણી થાય છે, તો તો તેના પૂર્વજોને નરકમાં નાખનાર થાય છે. તેથી કોઇપણ ગૃહસ્થને ઘેર છોકરીનો જન્મ થાય, ત્યારે તેની પ્રથમ અવસ્થાથી જ માતાપિતાઆદિ વડિલોએ તેને ઉત્તમ નીતિ તથા સદ્‌ગુણ શીખવતાં જવું. તેને કદાચિત્ પણ [4]ઉન્મત્ત આચરણ કરવા અથવા [5]સ્વચ્છંદે ચાલવા ન દેવી. આ આદિ પુત્રીની માતાના પુત્રીપ્રત્યે પાલવાના ધર્મને તો મેં સારી રીતે [6]પાલન કર્યો છે, અને તેથી આ આ પુત્રી પણ સારા સ્વભાવવાળી નીવડી છે. તોપણ સઘળી રીતભાતવિષે મારે એને હવે સારી રીતે જાણીતી કરવી જોઇએ.

મનોહર કહે છેઃ હે સ્ત્રિ! આવો વિચાર કરીને નવરાશના વખતમાં રોજ છોકરીઓને પાસે બેસાડી થોડો થોડો બોધ આપવો એ ઠીક છે એમ નિશ્ચય કરી સર્વ છોકરીઓને બોલાવી મોટી છોકરીપ્રત્યે લક્ષ્મી આ પ્રમાણે બોધ આપવા લાગી:

લક્ષ્મી કહે છેઃ હે સરસ્વતિ! હવે તું થોડા વખતમાં તારે સાસરે જઇશ. માટે હવે જે વચનો હું કહું છું તેને તારા અંતઃકરણમાં એટલે હૃદયમાં લખી રાખજે; નહિ તો તું દુઃખી થઇશ અને માબાપને ગાળો ખવડાવીશ.

જો બહેન! આ લોકમાં એવો નિયમ જણાય છે કે છોકરાની મા પોતાના મનમાં ઘણું અભિમાન રાખે છે, તથા તે પોતાના મનમાં એમ સમજે છે કે હું દીકરાની મા છું, તેથી મારે કોઇ કોઇને પગે લાગવાનું નથી; છોકરીની મા ઉલટી મને પગે લાગશે, તેથી હું આ-

૧ સારાં લક્ષણવાળી. ૨ સારી ગતિ. ૩ નઠારાં લક્ષણવાળી. ૪ નઠારું. ૫ પોતાની મરજીપ્રમાણે. ૬ પાળ્યો છે.

ભાગ્યશાળી છું; પણ આ તેની સમજણ સારી નથી. બુદ્ધિવિનાની તથા વિચારવિનાની સ્ત્રીઓ જ્યાં સુધી પોતાને છોકરી નથી થઇ, ત્યાંસુધી એવું અભિમાન રાખે છે. પણ ઉચ્ચ કુળની સુવિચારવાળી સ્ત્રી તો છોકરાની મા હોય છે તોપણ ઘણો નમ્ર સ્વભાવ રાખે છે.

આપણા લોકોનો એવો ચાલ છે કે જ્યાંસુધી છોકરાને કન્યા મળતી નથી, ત્યાંસુધી તેની માને કન્યા મેળવવાની પ્રીતિ રહે છે; અને જ્યારે કોઇ કુળવાનની છોકરીસાથે મોં બોલ્યા વિવાહ થાય છે, ત્યારે તો તે છોકરાની મા પોતાના વેવાઇવેવાણને પ્રીતિ દેખાડે છે, તથા તે છોકરીને પણ ઘણું હેત દેખાડે છે, અને પોતાના દુર્ગુણ અથવા ક્રૂર સ્વભાવને તેમના આગળ પ્રકટ કરતી નથી. કારણ કે જો કોઇ તેનો નઠારો સ્વભાવ જાણે, તો એના છોકરાને તે કન્યા આપે નહિ. તેથી પોતાનો સ્વાર્થ સાધી લેવા વાસ્તે તે છોકરાની મા કન્યાઉપર તથા તેનાં સગાંવહાલાંઉપર ઘણો પ્રેમ જણાવે છે. જ્યારે લગ્નક્રિયાનો નિશ્ચય થાય છે, ત્યારે પણ તે છોકરાનાં સગાંવહાલાં લગી માબાપઆદિ [1]નિકટનાં સંબંધી પોતાની [2]ગરીબાઇ દેખાડે છે, તથા મોટો [3]સમારંભ માંડે છે, અને ધામધુમથી તે લગ્નના કાર્યને કરે છે. ત્યાં બે બાજુનાં માણસો જો ઘણા વિચારવાળાં તથા સારાં હોય છે, ત્યારે તો લડાઇ થયા વિના તે વરકન્યા પરણે છે, અને જો એક બાજુનાં માણસો નઠારાં સ્વભાવનાં હોય છે, ત્યારે તો થોડો કંકાસ થાય છે, અને જ્યારે બે બાજુનાં માણસો સરખાં નીચ સ્વભાવનાં મળે છે, ત્યારે તો સર્વ લોકોના જાણવામાં આવે એવો ભારે કલેશ થાય છે. તેથી લોકરૂઢિપ્રમાણે લગ્ન તો થઇ જાય છે, પણ સર્વનાં મન ખાટાં થઇને સંબંધ બંધાય છે, તેથી છેવટના સુધી કજીઆકંકાસ વેઠે છે. આથી બે બાજુવાળાંને સુખ થતું નથી. વળી કોઇને કન્યા ન મળતી હોય અથવા કન્યા મળેલી છતાં પણ લગ્નની ક્રિયા થતાં સુધી પણ વિવાહભંગ થવાનો ચાલ હોય તો તેને સમયે તે નીચ સ્વભાવનાં માણસો હરેક [4]નિમિત્ત કરીને છોકરીને પરણાવતાં નથી; અને છોકરાના તરફના માણસો નીચ સ્વભાવનાં હોય છે, તો વરમાળથી [5]હસ્તમેળાપ થયા સુધી પોતાનો રોષ જણાવતાં નથી, પણ પાછળથી કલેશ કરે છે. હે પુત્રિ ! સાધારણ રીતે જોતાં એવું સ્થાન તો ક્વચિત્ જ નીકળે કે જેને ત્યાં લગ્નનો સમય આવ્યો હોય, અને વઢવાડ ન થઇ હોય. અર્થાત્ દરેક જગાએ જ્યાં લગ્નનો સમારંભ થયો કે ત્યાં કોઇ પણ નિમિત્તથી કલેશ થયા વિના રહેલો

૧ નજીકનાં. ૨ ગરીબી. ૩ ઓચ્છવ. ૪ બહાનું. ૫ વરકન્યાનો હાથ મેળવવો તે.

નથી. આવી નઠારી ચાલથી લગ્ન થયા પછી પણ ઘણી વખતે એમ જણાય છે કે જ્યાંસુધી છોકરી નાની વયની હોય, અને પોતાને ઘેર ન રહેતી હોય ત્યાંસુધી તો તે છોકરીના સાસુ વગેરે તે છોકરીનાં માબાપને પ્રીતિ દેખાડે છે, તથા તે પોતાના દીકરાની વહુને ઘણું હેત દેખાડે છે; તથા પોતાને ઘેર તેને વારંવાર તેડે છે, જમાડે છે, અને સુખ દેખાડે છે; અને એમ કરતાં કરતાં જ્યારે તે વહુ મોટી થાય છે, અને પોતાને ઘેર રહે છે, ત્યારે તો તેની નીચ કુળની તથા નઠારા દુષ્ટ સ્વભાવની સાસુ તથા નણંદ તેને અત્યંત દુઃખ દે છે. તે એટલું કે તે વહુથી સહન પણ ન થાય. આ સઘળું છતાં પણ કુળવાન્ માતાપિતાની છોકરી તે સાસરીઆંની પ્રીતિ મેળવવા અનેક ઉપાયને કરે છે, અને દુઃખને વેઠે છે, પણ નીચની પેઠે રોજ પરસ્પર લડતી નથી.

આવા દુઃખરૂપ છોકરીના જન્મને તમે પામ્યાં છો, તેથી વહાલી દીકરીઓ ! તમે સર્વ મારાં આ સઘળાં વચનોને સંભારી રાખજો. તેમાં પણ હે સરસ્વતિ ! તારે તો જરૂર સમજી રાખવાં. કેમકે હવે તારે સાસરે જવાનું નજીક આવ્યું છે.

સરસ્વતી આ વચનો સાંભળી કહે છેઃ હે માતા ! તમે મારા તરફની લગાર પણ ફિકર રાખશો નહિ. હું તમને ગાળ ખવાડીશ નહિ. તમે મને આજસુધીમાં સઘળો સુબોધ આપ્યો છે તથા સંસારનું સુખદુઃખ બધું સમજાવ્યું છે; માણસોની રીતભાત તથા સ્વભાવ પણ મને સમજાવ્યા છે, તથા કોની સાથે કેમ ચાલવાથી તેની પ્રીતિ મેળવાય છે, એ વાર્તાને પણ તમે મને સારી પેઠે સમજાવી છે; તે સર્વને હું હજી ભૂલી ગઇ નથી. તેથી મારે વિષે ચિંતા કરશો નહિ, અને આ ક્ષણે જે કાંઇ મને કહેવા જેવું હોય, તે ભલે કૃપા કરીને કહો, એ પણ હું ધ્યાનમાં રાખીશ.

લક્ષ્મી કહે છેઃ બેટા ! તને કાંઇ કહેવું પડે એમ તો નથી, તેમ છતાં પણ મારો માતાનો ધર્મ છે, તેથી છેલ્લી શીખામણ દઉં છું; તેથી તું એમ ન જાણીશ કે તારી મને ચિંતા છે. હું જાણું છું કે તું મારા [1]ઉદરમાં રત્ન પાકી છે, તે મને લગાર પણ [2]લાંછન આવે એવું તું કરીશ નહિ. હે સરસ્વતિ ! હવે માત્ર સાસરામાં તારે દિવસરાત્રિનો વખત કેમ ગાળવો, એ જ વાર્તા પ્રથમ તને સંભળાવું છું. તે પ્રમાણે વિચારીને ચાલજે.

અહિંથી જઇને તો આ સાસુને પગે મૂકવાની ભેટ છે તે મૂકીને

૧ પેટમાં. ૨ એબ.

પગે લાગવું, તથા તેથી નીચા દરજ્જાનાં નણંદ વગેરે છે, તે સર્વને માટે નિયમિત ભેટ લઈ જઈશ, તે તે તેમને આપીને પગે લાગજે; તથા પગે લાગવા જોગ નહિ એવી નાની નણંદ તથા દેરાણી હોય, તેમને તેમની પ્રીતિ જોઈ [1]આલિંગન દેજે, અથવા તો હસતે મુખે તેમની સુખાકારી પૂછજે. પિતારૂપ સસરાને માત્ર પગે લાગજે. બીજા વડિલ પુરુષવર્ગની સમીપ જઈશ નહિ; પણ પૂછવાથી મર્યાદામાં રહી ઘટતું ઉત્તર વિનયથી આપજે; તથા એકાંતના સમયે પતિને વિનયથી ચરણે મસ્તક મુકી નમજે, તથા પ્રિય વચન વગેરેથી સંતોષને પમાડજે.

હે [2]સુતા ! તને સંબંધી વર્ગમાંથી કોઇ પણ કાંઈ કઠોર વચન બોલે, તો જરા પણ ઉત્તર વાળીશ નહિ; પણ પ્રસન્ન ચિત્તથી આપણા ઘટિત કામને કરતી જજે, તથા આપણા ઘરમાં સાસુ સસરો અથવા બીજાં કોઇ ગમે તે વાત કરતાં હોય તો સાક્ષાત્ આપણને બોલાવ્યા વિના તું તે સાંભળવાની ઇચ્છા કરીશ નહિ. તથા સાંભળવામાં આવે, એવી પાસેની જગામાં ગાફલપણાથી રહીશ નહિ; પણ આજુબાજુ કામમાં પ્રવેશ કરજે; અને કદાપિ કોઇની તેવી કોઇ પણ વાત સાંભળવામાં આવી હોય, અને તે વાત બીજાને કહેતાં કોઇને નુકસાન થવાનો સંભવ હોય તો તેવી વાતો કોઇના આગળ પ્રકટ કરીશ નહિ; તથા કોઈને નુકસાન ન થાય એવી શીખામણની વાત હોય તો પ્રીતિવડે પૂછનારને [3]મૃદુ વાણીથી મધ્યમ અવાજે કામ જેટલી કહી સંભળાવજે. વળી હે સરસ્વતિ ! ખરા કારણથી પણ સાસુની આજ્ઞાવિના એક ઘરને પણ અંતરે જઈશ નહિ, તેમ જ પાડોશીના ઘરમાં પણ જઈશ નહિ; અને સાસુ ન હોય અને જવાની જરૂર જણાય તો પતિને અથવા તે ન હોય તો ઘરના કોઇને પણ અગત્યના કારણની સૂચના કરી તેને ઘેર જવું. તેમાં પણ પુરુષ ન હોય એવા પારકા ઘરમાં ખરે કામે જવું, પણ સ્ત્રી વગરના, એકલા પુરુષના ઘરમાં કારણસર પણ એકલાં પ્રવેશ ન કરવો. કારણ કે દુર્જન હોય તે વગર વિચાર્યું જૂઠું પણ આળ મૂકવા ડરતા નથી. તેથી સંભાળીને ચાલવું. હે પ્રિય પુત્રિ ! આપણાથી મોટી ઉમરની સ્ત્રિયો વાતો કરતી હોય, તો તેમના પૂછ્યા વિના વચ્ચે બોલવું નહિ. તથા આપણને પૂછવાથી પણ જો કોઈને દુઃખ લાગવા જેવું હોય, અથવા તે બોલવાથી બીજાનું માનભંગ થવા જેવું હોય, તેવી વખતે, પૂછવાથી, ઘટે એટલું સર્વને સુખ ઉપજાવનારૂં વચન બોલવું. આપણા ઘરનું કાંઇ પણ કામ હોય તે ઘરની વડિલ સ્ત્રિયોની આજ્ઞા-

૧ ભેટજે. ૨ દીકરી. ૩ કોમળ.

પ્રમાણે કરવું, તથા તેમની આજ્ઞાપ્રમાણે કરવામાં કાંઇ નુકસાન જેવું આપણી નજરમાં આવે તો તેમને ખોટું ન લાગે એવી ગોઠવણથી તે વાત આપણા ઉપર પ્રીતિ રાખનાર વડીલની મારફતે પ્રકટ કરવી, અને તે વિષે પોતાનો [1]અભિપ્રાય જણાવવો. પરંતુ કામ સોંપે કે તરત તે સોંપનારની મૂર્ખાઇ ઉઘાડી પાડી આપણું ડહાપણ પ્રકટ ન કરવું. કારણ કે તેની બુદ્ધિપ્રમાણે કરેલા સુખરૂપ નિશ્ચયને તે જ વખતે દોષવાળો જો કોઇ કહે છે, તો તે દોષ કાઢનાર ઉપર તેને ક્રોધ ચઢે છે. તેથી મોટાની આજ્ઞા એકવાર કબુલ કરીને ક્ષણ પછી જો કહેવા યોગ્ય સ્થાન હોય, તો તેનું દૂષણ કહેવું; અને ન કહેવા યોગ્ય હોય, પણ તેની આજ્ઞાપ્રમાણે કરવાથી ભારે નુકસાન થવા જેવું હોય તો તે જ વખતે તેને આપણી બુદ્ધિપ્રમાણે વિનયથી કારણસર કહી સમજાવવું, ત્યાર પછી જો તે આપણા ઉપર ક્રોધ કરી કઠોર વચન કહે તો તે સહન કરી રહેવું, અને તેની ઇચ્છાપ્રમાણે કામ કરવું. વળી હરેક કામ કર્યા પછી પણ આપણો દોષ નહિ છતાં જો કોઇ દોષ કાઢી આપણને કાંઇ કઠોર વચન કહે તો તે સાંખી રહેવું, પણ તરત તેનું પાછું ઉત્તર વાળવું નહિ. તેમ જ તેના કહેવાથી ક્રોધ ચડાવી તેનાથી રીસાયાનું કોઇ ચિહ્ન ન કરવું. પણ ઉલટું લાગ જોઇને તેની પાસે આપણામાં મિથ્યા માનેલા દોષની ક્ષમા માગવી, તથા હવે પછી સંભાળીશ એવી પ્રતિજ્ઞા[2] કરવી. વળી હે પુત્રિ! આપણા કરતાં ઓછી બુદ્ધિના પણ વડિલ માણસનું કોઇ પણ નિમિત્તથી હાસ્ય[3] ના કરવું. તથા આપણાથી નાનાનો મૂર્ખનાનું પણ હાસ્ય ન કરવું. કારણ કે હાસ્ય કરનાર માણસનું વજન ઘટી જાય છે. તેથી તેવે પ્રસંગે નહિ હસતાં તે આપણાથી નાની વયનાંને શીખામણ દેવી, અને જો તે આપણી શીખામણનો અનાદર[4] કરે અથવા હસી કાઢે તો તેના પ્રતિ તે સમયે જ ક્રોધ કરી વધારે ન બોલવું, પણ તરત અજાણ થઇને તેનાથી દૂર આપણા કામમાં પ્રવેશ કરવો. તેમ જ તે મૂર્ખ, [5]બાળકબુદ્ધિએ આપણા વચનનો અનાદર કર્યો છે અથવા હાસ્ય કર્યું છે એમ મનમાં રાખી તેના ઉપર વેર રાખવું નહિ, તથા પાછળથી તેના ઉપર અપ્રીતિ જણાવવી નહિ; પણ ખરે પ્રસંગે પ્રીતિવડે તેનાથી અગત્ય જેટલું કામ લેવું. વળી એવાં આપણાથી નાની વયનાં ઘરનાં તથા બહારનાં માણસોથી વધારે બોલવાની ટેવ રાખવી નહિ. કારણ કે વધારે બોલવાથી આપણું માન તથા વજન ઘટે છે. તેથી કામજેટલો જ વ્યવહાર રાખવો. હરેક

૧ મત. ૨ પણ. ૩ હસવું તે, મશ્કરી. ૪ ન માને. ૫ ઓછી બુદ્ધિવાળો.

કામમાં ઘણી ઉતાવળ તથા ઘણું ઢંડાપણું રાખવું નહિ. કદાચ ઘણી ઉતાવળનો પ્રસંગ હોય તો નુકસાન ન થાય એવી રીતે બનતી ઉતાવળ કરવી, અને ઉતાવળ ન હોય, તો પણ નજીવા કામમાં ઘણી વાર ખોટી થવું નહિ. તેમ જ હરેક કામ ઉતાવળથી થઇ શકે એમ હોય તે છતાં તેમાં મિથ્યા વાર લગાડી કાળ ગુમાવવો નહિ; તથા આ કામ કરી રહીશ, તો મારે બીજું કામ કરવું પડશે, એવી ખોટી આળસની ટેવ ધાસ્તીવડે પાડવી નહિ. કોઇ કામ કરવામાં આપણી શક્તિ નથી એમ જણાય, તો મિથ્યા અભિમાન દેખાડી તે કામ આપણે માથે રાખવું નહિ, પણ તરત આપણી અશક્તિ કહેવી. તેથી જો સામું માણસ આપણા ઉપર ગુસ્સો કરે તો તેને સહન કરવો, અને જે રીતે તે કામ કરાતું હોય તેને જાણવાની હોંસ રાખી તે માણસની માફી માગી તેનાથી જાણીતા થવું; અને તે છતાં પણ ન જણાવે તો તેનો ઠપકો સહન કરી બીજા કામમાં પ્રવેશ કરવો. વળી હે દીકરી! તારા જાણવામાં અથવા સાંભળવામાં તો હશે જ કે દુષ્ટ સ્વભાવવાળી સાસુવગેરે ખાવાના સારા પદાર્થ હોય, તો તે આપણા છોકર છોકરીને આપે છે, અને વહુને આપતાં નથી. અને વધારે પદાર્થ હોય તો સઉથી થોડો ભાગ વહુને આપે છે, અથવા તો એવા પદાર્થો વહુથી છાના રાખીને પોતે અથવા પોતાનાં છોકરાં ખાય છે. તેથી હે શાણી પુત્રિ! તું તેવે પ્રસંગે આપણું મન મોટું રાખજે. જો એવો વખત જણાય તો તે વખતે આપણે તેમના પાસે રહેવું નહિ, તથા તેમનાં કૃત્યતરફ જોવું પણ નહિ અને મનમાં ખોટું પણ માનવું નહિ. કદાચિત સઉથી થોડો પદાર્થ આપણને આપે તો તેથી પણ સંતોષને માનવો, મનમાં દુઃખી થવું નહિ, તેમ જ બીજા ઉપર વેર રાખવું નહિ. કોઇ કારણસર કંઇ ખાવાની વસ્તુ આપણા હાથમાં બહારથી અથવા ઘરમાંથી આવી તો તે વડિલની આજ્ઞાવિના તેમ જ આપણાથી નાનાંને આપ્યાવિના એકલાં જાહેર રીતે અથવા છુપી રીતે ખાવાની ટેવ પાડવી નહિ. વળી આપણા શરીરને સુખ ન હોય તો શક્તિઉપરાંત કામ કરવું નહિ, અને તે આપણા દુઃખની વાત સત્તાધીશ[1] સાસુ અથવા વડિલ જે હોય તેને પ્રથમથી જણાવવી; અને તે જાણ્યા છતાં કામ સોંપે અને આપણાથી ન બને તો ન કરવું; અને નહિ કરવાથી જો કોઇ કડવું વચન કહે તો સાંભળી રહેવું. પણ સામું ઉત્તર વાળી વિરોધ[2] વધારવો નહિ; તેમ જ તે વાર્તાને ઘડી ઘડી પાછળથી સંભારીને આપણા મનમાં દુઃખી થવું નહિ, તથા તેના

૧ જેના હાથમાં ઘરનું ઉપરિપણું હોય તે. ૨ લડાઇ.

ઉપર દ્વેષ રાખવો નહિ, અને ફરીથી ગરીબીથી પ્રસન્ન મુખથી તેને તાબે થવું. આપણા ઘરમાં નાનામોટાં કોઇ, આપણા પદાર્થને ખરા કારણસર, જાણીને અથવા અજાણતાં ઉપયોગમાં લે, તો તેને ઉંચે શબ્દે કઠોર વચન કહી ન દેવું, પણ નરમાશથી કહેવું ઘટે તો થોડું કહેવું. અને આપણા પદાર્થનું નુકસાન આપણાથી અથવા કોઇથી થયું તો તે થએલા નુકસાનમાટે સામસામા વઢવું નહિ, પણ ફરીથી ન થાય એવી યુક્તિ કરી સંભાળથી રહેવું. આપણા ઉપયોગમાં નહિ આવે એવો આપણો પદાર્થ જો બીજાના ખરા ઉપયોગમાં આવતો હોય તો ઘરનાં હરેક માણસને આપવા કસર કરવી નહિ, અને આપણો હોય પણ સાસરિયાંની સત્તાવાળો હોય તો ખાસ આપણી ઇચ્છાથી કોઇને આપી ન દેવો; અને આપણો સ્વતંત્ર હોય તો ખરી વખતે કોઇને આપવો. ત્યાં પણ આપણાં વડિલ સાસુવગેરે પાસે હોય, તો તેમની પરવાનગી[1] લીધા વિના કોઇને આપવો નહિ.

હે મોટા મનવાળી સુપુત્રિ ! આપણાં માબાપ તથા આપણા સાસુસસરાતરફથી અથવા પતિપાસેથી આપણને પહેરવા મળેલાં લુગડાં તથા ઘરેણાંથી સંતોષ માનવો. કદાચિત્ આપણી દેરાણી, જેઠાણી, નણંદ કે આડોશણપાડોશણ અથવા બીજી કોઇ સ્ત્રીને વધારે ઘરેણું અથવા સારું લુગડું હોય તો તે દેખીને તેવું મને હોય તો ઠીક એવી ઇચ્છા પણ ન કરવી, તથા તેવું ન મળવાથી મનમાં બળવું પણ નહિ, તથા બીજાની અદેખાઇ પણ ન કરવી; તેમ જ તેવા પદાર્થમાટે આપણા પતિને, માબાપને કે સાસુસસરાને દુઃખ મનાવવું નહિ, તેમ જ રીબીરીબીને લેવાની ઇચ્છા ન કરવી. પણ આપણને મળવાનો સમય થાય, ત્યારે આપણી ઇચ્છામાં આવે તેવું લેવાને પતિ કે માબાપને જણાવવું. પણ તેવા પદાર્થ ન મળે ત્યાં-સુધી જરા પણ મનમાં અથવા બહાર કલેશ રાખવો નહિ; અને એવો વિચાર રાખવો કે પરમેશ્વરની મરજી હશે, અને મારે પહેર-વાનું નસીબમાં હશે, તો મને સહજ આવી મળશે. જે થવાનું હશે તે ધીરે ધીરે થશે. કારણ કે સઘળા જીવોને તાવ કે બીજા કોઇ રોગની ઇચ્છા થતી નથી, તથા આપણા શરીરમાં રોગ આણવાને તેઓ કોઇ મહેનત કરતા નથી, તોપણ જ્યારે એ રોગ આવવાનો હોય છે, ત્યારે વગર માંગે અને વગર મહેનતે આવે છે; તેમ જ આ લુગડુંઘરેણુંવગેરે ભોગના પદાર્થો પણ જ્યારે આવી મળવાના હશે ત્યારે જરૂર આવી મળશે; અને જેમ આવેલો રોગ આપણી ઇચ્છાથી તરત જ જતો નથી, તેમ તે આવનાર અથવા

[1] રજા.

આવેલો ભોગનો પદાર્થ પણ કાઢેલો જવાનો નથી. એ તો સહજ આવે છે, ને સહજ જશે એમ વિચારીને એવા પદાર્થને માટે આપણે દુઃખી થવું નહિ, તથા સામાને દુઃખી કરવાં નહિ. વળી હે સરસ્વતિ! ઘણી મૂર્ખ, નઠારા અને લોભી સ્વભાવની સુવિચારવિનાની સ્ત્રિયો તો એવી હોય છે કે પોતાનાં માબાપ તથા સાસરીયાંની શક્તિનો વિચાર કરતી નથી અને લોકોની પાસે સારી વસ્તુ દેખે કે ઘરમાં કંકાસ કરે છે, ને તે વસ્તુ વાસ્તે પોતાનાં સગાંને શેકે છે, અને ગમે તેમ કરીને તે લાવી આપો એવી આડાઇ કરે છે, અને રીસાય છે, તથા પોતાની પાસે જે વસ્ત્ર કે ઘરેણું હોય છે, તેને પણ ખુશીથી પહેરતી નથી, ને ખાતી પીતી નથી, અને આખો દિવસ સઉને રોજ સંતાપે છે. પણ હે સુવિચારવાળી! એ સ્વભાવ ધિક્કારવા જેવો છે; માટે કુળવાન્‌ની દીકરી હોય તેણે એવો ખોટો કલેશ કરી પોતે દુઃખી ન થવું, અને બીજાં સગાંને પણ દુઃખ ન દેવું એ ઘણું સારૂં છે.

હે પુત્રિ! આપણા સાસરામાં અથવા પીએરમાં પણ નઠારા સ્વભાવનાં, નીચ કુળનાં, નીચ બુદ્ધિનાં તથા નીચ જાતિનાં માણસ-પાસે ઉભા પણ ન રહેવું, અને ઉંચી અથવા નીચી જાતિના અત્યંત [1]પૂજ્યપણાના સંબંધથી રહિત પુરુષના [2]સંમુખ તો ઉભાપણ ન રહેવું, તથા કદાચિત્ બેસવું પણ નહિ; અને નીચા સ્વભાવની સ્ત્રીસાથે કાંઇ કામનો પ્રસંગ હોય તો મતલબ જેટલી વાત કરી તરત તેનાથી દૂર જવું, પણ ઝાઝી વાર તેનો સહવાસ રાખવો નહિ; કારણ કે જેવી સંગત તેવી થોડા કાળમાં બુદ્ધિ થઇ જાય છે. માટે કુળવાન્, ધર્મને જાણનારી, નીતિમાન્ તથા સારા સ્વભાવવાળી સ્ત્રિયોના સમીપ વારંવાર બેસવા ઉઠવાનું થાય તો તેની ચિંતા નથી, અને તેમાં પણ જ્યારે કોઇ બીજી સ્ત્રી આવી, અનીતિ અથવા અ-મરજાદાની વાત કરે, ત્યારે તો તત્કાળ કાંઇ [3]નિમિત્ત કરીને ત્યાંથી ઉઠી જવું, પણ તેવી દુષ્ટ વાર્તા સાંભળવી નહિ. વળી જ્યાં પુરુષોનું મંડળ બેઠું હોય, ત્યાં પ્રાણસંકટવિના સહજ કારણથી પ્રવેશ કરવો નહિ, અથવા તો તે માર્ગે થઇને જવું આવવું નહિ; અને કોઇ પ્રસંગે પુરુષની દૃષ્ટિઆગળ થઇને જવાનો પ્રસંગ આવે તો આપણા મુખ આડું વસ્ત્ર રાખી, આડી અથવા નીચી નજરે મર્યાદાથી ચાલી જવું. અને તેવા સમયમાં પણ કોઈ દુષ્ટ બુદ્ધિવાળા નીચ પુરુષે હાસ્ય[4] કિંવા કુવચનનો ઉચ્ચાર કર્યો તો તે જાણે સાંભળ્યું અથવા જાણ્યું નથી, એમ કરીને આપણે માર્ગે ચાલ્યા જવું. પણ તે પાપી

૧ પૂજાવાની યોગ્યતાના. ૨ સામા. ૩ બહાનું. ૪ મશ્કરી.

માણસતરફ લક્ષ પણ કરવું નહિ: અને આપણા કુળની મરજાદાને
લોપ કરનારૂં એવું પાપી માણસ આપણને સાક્ષાત્ હાનિ કરનાર
જણાય તો અત્યંત સાવધપણાથી જવા આવવાનો વિચાર કરવો,
અને બનતા સુધી વડિલ સ્ત્રીનો સંગાત કર્યા વિના ખરી અડચણ
ન હોય તો બહાર નીકળવું નહિ. વળી રાતના વખતે તો એકલાં
કાંઇ કારણસર પણ ભયવાળે ઠેકાણે જવું નહિ, તથા આપણા ઘરમાં
પણ નાના મોટા પુરુષો બેસી હસતા બોલતા હોય તે ઠેકાણે બેસવું
નહિ, તથા ત્યાં એકાએક જવું નહિ, તથા આપણી સાથે હાસ્ય કરીને
બોલે તોપણ તે દિયર અથવા જેઠસાથે હાસ્ય કરીને બોલવું નહિ,
પણ ઈશ્વરકૃત પ્રસન્ન મનથી તથા વિવેકથી અગત્ય જેટલી ઘટતી
વાર્તા કરવી.

આ તથા ઘરમાં સ્ત્રિઓના મંડળમાં કામકાજ કરતા પુરુષને ચાકર
રાખવામાં આવ્યો હોય, તો બનતા સુધી આપણા પતિ અથવા સસ-
રાને કે સાસુને વિનયથી જણાવી તેને પુરુષના કામમાં રખાવવો, તથા
સ્ત્રીમંડળમાં તો સ્ત્રીને જ ચાકર રાખવી. હે સરસ્વતિ ! બુદ્ધિમાન્,
નીતિમાન્, વિદ્વાન્, તથા જગતના સ્વરૂપને જાણનાર અનુભવી
પુરુષ તો ખરી [1]આપત્તિના સમયમાં પણ આપ આપણી સ્ત્રિઓની
પાસે પુરુષને ચાકર રાખતા નથી; પણ કદાચિત્ સ્ત્રિઓ ઘરમાં નહિ
હોય તેવે વખતે તેને પુરુષને રાખ્યો હોય તો પણ સ્ત્રિઓ ઘરમાં આવ-
વાથી તે સ્ત્રિઓપાસે કામ કરવાની સ્ત્રીને રાખી પુરુષને બીજા કામમાં
રાખે કે અથવા તો રજા આપે છે. કારણ કે સંગતિ, દોષને ઉપજા-
વનાર છે. વળી ઘી, [illegible], [illegible], તેમ જ થોડા વિચારનાં
માણસોની એવી સ્વાભાવિક ટેવ હોય છે કે જેનો તેની [2]સહવાસ
હોય તેનાથી પ્રીતિ બાંધી લે છે, અને તેમાં પણ મંદ બુદ્ધિવાળી
સ્ત્રિઓ દુરાચરણી થઇ જાય છે, તેથી ડાહ્યા પુરુષો તો સ્ત્રિઓનીપાસે
પુરુષ નોકર રાખતા જ નથી, તોપણ રાખ્યો હોય તો તેને દૂર
કરવા સ્ત્રિઓએ આપણાથી બનતો યત્ન કરવો, અને નિરુપાયે ન જ
બને તો આપણે તેનાથી આ પ્રમાણે રહેવું.

બ્હેન સરસ્વતિ! તું મારા અક્ષરને ધ્યાનમાં રાખજે, એમ
મારે તને કહેવું પડે તેમ નથી, કારણ કે તારો જન્મથી જ એવો
સ્વભાવ પડ્યો છે કે દરેક વાતમાં [3]સારનો અને [4]અસારનો વિચાર
કરી સારને પકડી રાખે છે, અને પછી તેને ભૂલતી નથી. જો હવે
સાંભળ. જ્યારે આપણી સેવામાં પુરુષ ચાકર હોય ત્યારે તેને આપણી
ઘણો વખત બેસવા—ઉઠવાની તથા સુવાની તથા આપણાં વસ્ત્ર ઘરેણાં

૧ દુઃખના. ૨ સંબંધ. ૩ ખરી વાતનો. ૪ ખોટી વાતનો.

રાખવાની ખાનગી જગા હોય તેમાં બનતા સુધી પ્રવેશ કરવાની છુટ આપવી નહિ; અને અગત્યના કારણસર તે ચાકર માણસને આપણા ખાનગી [1]મંદિરમાં આવવાની જરૂર પડે ત્યારે તેણે સાવધપણે ઘરના [2]દ્વારથી છેટે રહી રજા માગવી, અને આપણી [3]પરવાનગી વિના તેણે એકદમ ખાનગી જગામાં પ્રવેશ ન કરવો એવી તે ચાકર માણસને નીતિ સમજાવી મૂકવી જોઇએ. આમ કરવાનું મુખ્ય કારણ એ છે કે આપણે સ્ત્રીજાતિ સ્વતંત્ર જગામાં ગમે તેવી સ્થિતિમાં બેઠાં હોઇએ, અને મર્યાદારહિત પણ વખતે બેઠાં અથવા સૂતાં હોઈએ, અથવા મસ્તક, પગ કે શરીરના કોઇ ભાગઉપરથી વસ્ત્ર ખસેલું હોય અને એકદમ [4]પર પુરુષનો પ્રવેશ થાય તો મર્યાદાનો ભંગ થાય છે. એટલું જ નહિ પણ આપણા મનમાં અચાનક ભય ઉત્પન્ન થાય છે. તથા ભયથી ગભરાટમાં સાવધ થવા જતાં અંતઃકરણ અથવા તો શરીરના બીજા અવયવમાં ઓચિંતો ફેરફાર થવાથી ઘણા રોગનું કારણ થઇ પડે છે. માટે જો કાયદો બાંધી મુકયો હોય કે માંહેથી આપણી રજાવિના કોઇપણ પુરુષે ઘરમાં પ્રવેશ કરવો નહિ, તો પછી આવા પરિણામ ભાગ્યે જ બને. કદાચ એવો બંદોબસ્ત કરવાને અનુકૂળ નહિ પડે એવું આપણને લાગે તો ત્યાં સુધી અત્યંત સાવધપણે આપણી મર્યાદાથી રહેવું, તથા આપણા [5]વસ્ત્રાલંકારની પણ વ્યવસ્થા રાખવી.

વળી તે પુરુષચાકરથી ખરા કારણવિના મિથ્યા વાત કરવાની ટેવ રાખવી નહિ. કારણ કે તેથી આપણો મોભો ઉડી જાય છે, અને આપણી સાથે સહવાસે કરી વધારે બોલવાની તેને ટેવ પડે છે, તથા કોઇ વખતે ખરા કારણે આપણી મર્યાદા પાળવા તેમને ભય રહેતું નથી. તેમ જ તે ચાકરમાણસ જાતિ તથા બુદ્ધિએ કરીને વધારે ઉચ્ચ હોતા નથી, તેથી કોઇ અજાણ્યા માણસ આપણે ઘેર આવે તે વખતે પણ તે પડેલી ટેવપ્રમાણે આપણી સાથે મળેલી છુટથી બોલવા જાય છે, અને તેથી આપણે ઘેર આવેલાં સભ્ય માણસોમાં આપણી હલકાઈ જણાય છે, એટલું જ નહિ પણ આપણા વિષે દુષ્ટ જનો મિથ્યા દોષ મુકવાને પણ ડરતા નથી, તેથી તે ચાકર માણસ-સાથે વધારે એટલે ખઇ કામ સોંપવા અથવા સમજાવવા શિવાયની કોઈ આડીઅવળી વાતો કરવાની ટેવ રાખવી નહિ, તથા તે ચાકરની સાથે, ગમે તેવું કારણ આવે તોપણ નજીક નજીક એક સરખે આસને અથવા વાહનમાં બેસવું નહિ, તેમ જ કામવિના આપણી પાસેની

---

૧ ઘરમાં. ૨ બારણાથી. ૩ રજાવિના. ૪ બીજા. ૫ ઘુમટો અને ચોળીની.

નજર પડે એવી જગામાં તેને નવરા બેશી રહેવાની ટેવ પાડવી નહિ, તથા હે દીકરી ! તે ચાકરની સાથે ગમે તેવું કારણ આવી પડે તોપણ સામે મોઢે રહીને હસવું નહિ, પણ તરત ત્યાંથી બીજી જગાએ જવું. ચાકરની સાથે વાત કરી હસવાની ટેવ બહુ જ હલકાં માણસને શોભે છે, અને તે ધિક્કારવા જોગ છે.

વળી તે ચાકરને આપણા ઘરની [1]છિદ્રની વાર્તા સાંભળવામાં અથવા જાણવામાં આવે નહિ એવી ચોકસી રાખવી. કારણ કે તે નીચ બુદ્ધિનાં માણસ ગમે તેવી છાની વાત હોય તો પણ તે પ્રકટ કરતાં બ્હીતાં નથી. તેમ જ એવાં નીચા સ્વભાવનાં ઉંચ કુળ અથવા જાતિમાં ગણાતાં માણસોસાથે પણ પ્રીતિ રાખવી નહિ. તેમ જ આપણી અથવા આપણા ઘરની છાની વાત તેવા ચાકર અથવા સ્નેહીઆગળ કરવી નહિ. કારણ કે તેઓ આપણી સાથે સંબંધવાળા છે ત્યાં સુધી તો કદાચ કોઇને કહેશે નહિ, પણ જ્યારે આપણો તેનો સંબંધ છુટે છે, અથવા [2]વિરોધવડે મન ઉંચાં થાય છે, ત્યારે તે આપણી સઘળી છાની વાતને જાહેરમાં મુકે છે, તેથી ચાકરને તો શું પણ આપણી [3]સખી અથવા નિકટ પ્રેમનું માણસ હોય તેને પણ [4]ગુહ્ય વાર્તા ન કહેવી. વળી હે બહેન ! પ્રીતિ કરવા યોગ્ય કોણ છે તે પણ સાંભળ.

આપણા કરતાં મોટી વયનાં તથા ઉંચા કુળનાં એટલે ઉત્તમ સ્વભાવવાળાં, તથા આપત્તિમાં પણ પોતાના ધર્મને નહિ છોડનારાં તથા દુર્ગુણને ત્યજીને ગુણને લેનારાં, તથા લોકોની નિંદારૂપ વાર્તાને ન કરનારાં, તથા પોતાની મોટાઇનું અભિમાન નહિ રાખનારાં, તથા આપણને હલકાં જાણી આપણું અપમાન ન કરનારાં. તથા વિદ્યા, વિનય, વિવેક આદિમાં આપણાથી ચઢીયાતાં એવાં બૈરાંની સાથે બેસવા ઉઠવા તથા વાતચીત કરવા પ્રીતિ બાંધવી. ત્યાં પણ આપણા ઘરકુટુંબના [5]કલંકને પ્રકટ ન કરવું, અને એવા પ્રીતિનાં [6]પાત્રને પણ સારી રીતે અજમાવીને તથા વિચાર કરીને યોગ્ય લાગે તો જ આપણા દુઃખની વાર્તા ઉપાય મેળવવા સારૂ કહેવી, નહિ તો જેનામાં આપણું દુઃખ મટાડવાનું બિલકુલ બળ નથી એવાં માણસઆગળ વારંવાર આપણા દુઃખને પ્રકટ ન કરવું.

વળી હે [7]પ્રિયતમા પુત્રિ ! જ્યારે ઘરમાં આપણી સ્વતંત્રતા હોય, એટલે સાસસસરા કે વડિલ આપણા ઘરમાં ન હોય ત્યારે પણ ચાકરમાણસને આપણી [8]મર્યાદામાં રાખવાં તથા એક આ વાર્તા ખુબ

૧ છાની વાત. ૨ કજીઆથી. ૩ બહેનપણી. ૪ છાની. ૫ એબ, લાંછન. ૬ પ્રીતિ કરવાયોગ્ય માણસને. ૭ સઉથી વહાલી. ૮ આજ્ઞામાં, સત્તામાં.

ધ્યાનમાં રાખજે કે આપણાં દીયર, દેરાણી તથા બીજા આપણા [1] આ-
શ્રયનીચે રહેનાર કુટુંબીનું તથા આપણા પુત્ર પુત્રો અથવા પુત્રી
વહુનું અપમાન ચાકર કરે નહિ. કારણકે [2] તુચ્છ બુદ્ધિના તે નોકર માણુ-
સના મનમાં એવું રહે છે કે આપણે મુખ્ય ધણીની મરજી સાચવી
અને તેની પ્રીતિ છે, એટલે બીજાથી આપણું શું નુકશાન થનાર છે ? માટે
તે નોકરને આપણે પ્રીતિ દેખાડી બહેકાવી દેવા નહિ તથા તેમને
આપણા કુટુંબી તથા ઘરમાં રહેલા સર્વનું અપમાન તથા તિરસ્કાર ન
કરવા વિષે સારી શીખામણ આપતા રહેવું; અને તે આપણાં સગાંની
ચાકરઉપરની ખોટી અન્યાયની [3] વર્તણૂક નજરમાં આવે તો તે ચાકરના
દેખતાં આપણા માણસને ઠપકો આપવો નહિ. કારણ કે તેનું હલકાપણું
નોકરના જાણવામાં આવવાથી તે તે માણસને વારંવાર અપમાન પમાડી
દુઃખ દે છે. તેથી તે આપણા ઘરનાં સગાં માણસને એકાંતમાં બેચાર
શબ્દ વિવેકથી કહેવા તથા જણાવવું કે ચાકરમાણસસાથે તમારો ભાર-
બોજ ઘડી ઘડી બોલીને બગાડશો નહિ, કારણ કે તે તમને હરેક વખતે
નુકસાનકારક થઇ પડશે. તેમ જ ચાકર જો ઘરનાં માણસઉપર ક્રોધ
અથવા હાસ્યથી ઓછું વત્તું બોલે તો તેને ઠપકો આપવો કે ખબરદાર,
તમારે કોઇએ એમને કશું કહેવું નહિ. એમની આજ્ઞા પ્રમાણે જો
કામ કરવાની નવરાશ અથવા અનુકૂળતા ન હોય તો વિવેકથી તેમને ના
કહેવી. તથા તેમ છતાં પણ તમારી સાથે અણઘટતું બોલે ચાલે તો
તમારે તરત અમને કહેવું. પરંતુ એમનું સાક્ષાત્ અપમાન કરવું નહિ,
એ વગેરે ઘટિત સમયે ઘટે તેવાં વચનોવડે તે ચાકર માણસને વિવેક
સમજાવી આપણા કુળની મર્યાદા રખાવવી વળી હે શાણી પુત્રિ !
જ્યારે તે ચાકર આપણા ઘરનાં સગાંની આપણા આગળ નિન્દા અથવા
અજ્ઞાનતા કે હલકાપણાની વાત કરે અથવા ચાડીની વાત કરે, ત્યારે
તે માણસની વાત સાંભળી રાજી થવું નહિ, અથવા તેને ટેકો આપવો
નહિ. કારણ કે પ્રથમ તો તે ચાકરને એક બીજાની સાચીજુઠી વાત
કરવાની ખોટી ટેવ પડી જાય છે, તથા આપણી [4] પ્રસન્નતા જોઇને
તેને વારેઘડીએ તેવી કોઈની સાચી જુઠી વાત શોધી લાવી આપણા
આગળ કહેવાની ઇચ્છા રહે છે, તેથી તે દિવસે દિવસે નઠારો ચાકર
થઇ જાય છે; તથા બીજી બાજુ, આપણાં સગાંની આપણા આગળ
હલકી વાત કરનાર નોકર બીજા આગળ પણ તેમ કરે છે, તેથી આ-
પણા ઘરનું કલંક ઉઘડે છે, તથા તે વાતમાં ટેકાસાથે આપણી પ્રસ-
ન્નતા જોઇને તે ચાકરો આપણાં ઘરનાં માણસને વધારે વગોવે છે.

૧ આશરા નીચે. ૨ હલકી. ૩ ચાલ. ૪ ખુશી.

માટે જ્યારે જ્યારે નોકર માણસ એવી ચાડી વગેરે આપણા આગળ પ્રકટ કરે ત્યારે તો તેને એમ કહેવું કે " જો ! આ વાર્તા આજે તો તેં મારા આગળ કરી, પણ એવી વાર્તા હવે પછી મારા અથવા કોઇના આગળ કરીશ નહિ. અને તું તેવી વાર્તા કરે છે એવી તારે વિષે મને ખાતરી થશે તો એ તારી નઠારી ચાલને માટે મારે તને ઘરમાં રાખવો કે નહિ, એ વિચાર કરવો પડશે. તેથી હવે પછી તારે એવા કામમાં પડવું નહિ. તારૂં તો એ જ કામ છે કે આ ઘરમાં જે જે કામ તારે માથે કરવાનું હોય તે કરવું. તથા તે કામથી નવરાશ મળે તે વખતે તો ઘરનાં કોઇ પણ માણસનું કામ હોય અને તારાથી બને તો તે કરીને તેમની પ્રીતિ મેળવવી. પણ કોઇનાં એકબીજાઆગળ સાચાં જુઠાં કરીશ નહિ. કારણ કે એકની વાત મારા આગળ કહેવાની તને ટેવ પડશે તો મારી વાત બીજા આગળ પણ વખતે તું કરીશ; અને તેવી જ ટેવ વધવાથી ફરી તારો કોઇ ભરોંસો કરશે નહિ; તથા તને કોઇ કુળવાન માણસ ચાકર પણ રાખશે નહિ. તેથી હે ભલા માણસ ! તું ગરીબી દાવે તારું કામ કરીને તારા કુટુંબનું [1]પોષણ કર, અને વિચારવાળો થા. અમારા ઘરમાં જે જે માણસો છે, તેના ગુણદોષને અમે સારી રીતે જાણીએ છીએ, તેથી તું અમને વધારે શું જણાવનારો હતો ? વળી અમને અથવા તેને ભારે નુકસાન થવાની વાત હોય અને અમારી અજાણતામાં રહી જતી હોય તો તે વાર્તાને વિવેકવડે એકાંતમાં મરજાદાથી કહી સંભળાવવી, પણ એક બીજાની સહજ વાર્તા કોઇને પણ કહેવી નહિ. વળી તારા ફરજાપ્રમાણે તારે રહેવું. અમે કોઇ સાથે વાત કરતા હોઇએ તો તેમાં તમારે ચાકરોએ લક્ષ પણ આપવું નહિ, તથા બોલવું પણ નહિ. પૂછીએ તેટલો જવાબ આપીને તમારે પોતપોતાનું કામ કરતા રહેવું." હે શાણી પુત્રિ ! આ વગેરે ઘટે તે પ્રમાણે તે ચાકરોને રોકવા; પણ કુટુંબની કલંકી વાર્તાને ચાકરોને મોઢેથી આપણે સાંભળવી તથા રાજી થવું, એ ઘણી ધિક્કારવા જેવી ચાલ છે. તેથી તેવી રીતભાત જેમ બને તેમ દૂર કરવી.

વળી તે આપણા કુટુંબનાં અવિવેકી માણસો, નોકરની સાથે હસી બોલીને આપણા ઘરની ખાનગી વાત અથવા એક બીજાની નિંદા કરતાં જણાય તો, તે કુટુંબનાં માણસને પણ વિવેકનાં વચન કહીને એવી કુચાલથી બચાવવાં; તથા તે કુટુંબનાં માણસની નઠારી રીતભાત હોય તો તેને યુક્તિવડે આપણે અથવા આપણા કુટુંબના વિવેકી

1 ગુજરાન.

માણુસમારફત સુધારવા ઉપાય કરવા. પણ ચાકરની મારફતે તેમનું અપમાન કરાવવું નહિ, તથા કર્યું હોય તો સહન કરી આંખ આડા કાન કરવા નહિ. પણ ઘટે તે પ્રમાણે બંનેને જુદી જુદી શીખામણ આપવી; અને આપણા મનમાં પાછળથી કોઈ ઉપર પણ જુદું વેર રાખવું નહિ, તથા બનતા સુધી કોઇનું ગેરવ્યાજબી નુકસાન થાય તેમ કરવું નહિ. હરેક પ્રકારે કુળની જુઠી નિંદા પ્રકટ ન થાય, પણ સાચી [1]સ્તુતિ પ્રકટ થાય તેમ કરવું. આ સઘળું છતાં પણ એ વાર્તા ધ્યાનમાં રાખવી કે આપણા કુટુંબીની કસુર છતાં અન્યાયથી ચાકરને દુઃખ પડે નહિ, અથવા તો તેનું નુકસાન થાય નહિ. કારણ કે ગરીબ નિરપરાધી ચાકરને ખરી ચાકરી કરવા છતાં તેનો ખરો બદલો ન મળે અને નુકસાન થાય તો તેનો નિસાસો આપણને લાગે છે, અને તેથી આપણું ભલું થતું નથી. માટે સભાગીને બે બાજુનું ભલું થાય અને નીતિ ન બગડે એમ વિચારી ચાલવું.

વળી બહેન ! સાંભળ. આપણે નહાવાની જગાએ પુરુષની દૃષ્ટિ[2] પડે એવું સ્થાન ન હોય, તોપણ વસ્ત્ર પહેરીને નહાવું. જ્યાંથી લોકોને જવા આવવાનું હોય અથવા પુરુષો દૃષ્ટિએ પડે એવી ખુલ્લી જગા હોય તો તેવી જગામાં નહાવું નહિ. વસ્ત્ર પહેરીને પણ નહાવાની જગા એકાંતમાં રાખવી, અને ખરી અડચણે પુરુષની નજર પડવાનો સંભવ હોય તો વસ્ત્રસહિત સૂર્યના ઉગ્યા પહેલાં રાત્રિના ચોથા પહોરમાં સ્નાન કરવું અને વસ્ત્રવિના તો કદાચિત્ પણ સ્નાન કરવું નહિ, તથા પુરુષો સ્નાન કરતા હોય ત્યાં પણ સમીપમાં જવું નહિ. સ્નાન કરવા બેઠા પછી અથવા બેસતાં હોઇએ ત્યારે ચાકરને પણ તે તરફ આવવા મના કરી રાખવી, તથા ખરી જરૂર પડે તો સ્ત્રીસેવકને પાસે રાખવી. હે સરસ્વતિ ! આજે તો આટલી શીખામણ યાદ રાખજે, વળી આવતી કાલે તને વધારે કહીશ.

મનોહર કહે છેઃ હે સ્ત્રિ ! આટલી શીખામણ તે લક્ષ્મીમાતાએ પોતાની પુત્રીને દીધી. પછી તેઓ પોતપોતાના કામમાં લાગ્યાં. જો ! હવે આપણો સુવાનો રોજનો વખત થઇ ગયો છે, માટે અહિંથી જ હવે બંધ રાખું છું, વળી કાલે આગળ કહીશું. આ સઘળી વાત તું પણ ધ્યાનમાં રાખજે. તારૂં [3]દિનપ્રતિદિન સારૂં થતું જશે.

વિજયા કહે છેઃ કહો તો ખરા હજી થોડું આગળ; અત્યારમાં ઉંઘ કોને આવે છે ? હજી તો સુવાની વાર છે. મને તો આ વાત એવી

૧ વખાણ, ૨ નજર. ૩ દિવસે દિવસે.

લાગે છે કે જાણે કોઇ કહેનાર હોય તો સવારસુધી સાંભળ્યા કરૂં. ના, ના, મારા સમ, થોડી આગળ કહો તો ખરા. અહાહા ! એ બીચારી ડોશીને છોકરી કેવીએ વહાલી હશે ! પણ પારકે ઘેર મોકલવી તે શું કરે ! જુઓને કેવી સારી શીખામણ દીધી છે ! આજની મા આટલું સમજતી ન હોય એટલે દીકરીને શું શીખામણ આપે ! આ પ્રમાણે ચાલે તો પછી બૈરાંને કે કોઇને દુઃખ શેનું ? પણ તે છોકરીએ કેવી ડાહી હશે ? આજની છોકરીઓ તો ઉછાંછળી ! આટલી વાર બેશીને શીખામણ સાંભળે શેની ? શાબાશ છે એ માને ને દીકરીને, અને હજી તો આગળ કેવીએ શીખામણ દીધી હશે ! ને એ છોકરીએ પોતાને ઘેર જઇને કેવુંએ ઘર ચલાવ્યું હશે ! અરે, તે સાંભળવા જેવું જ હશે ! પણ જુઓની, હું કેવી મૂર્ખ છું ! હમણાં આટલું બધુ સાંભળ્યું, ને પાછી ધૂળપર લીંપણજેવું કરું છું. ત્યારની મારું જ હાંક હાંક કરું છું, ને તમે પણ મને રોકતા નથી. મારો લવારો પાછો પૂરો થતો નથી, એટલે તમે શું કરો. પણ હવે બસ, હું છાનીમાની બેસું છું. આગળ થોડી કથા કરો. કેમ બોલતા નથી ? મારો અપરાધ થયો હોય તો ક્ષમા કરો ને કહો. આ પગે લાગું છું, જુઓ હજી તો ધીરે ધીરે મારા અવગુણ જશે. મેં કાંઇ આવી કથા કોઇ દિવસ સાંભળી હોય તો જ્ઞાન આવે, પણ આડી અવળી વાતો વાંચી તથા સાંભળીને આવડી મોટી થઇ છું. શાળામાં પણ ભેંસના ને ગધેડાના પાઠ વાંચીને ભણ્યાં છીએ; તેમાં પણ કશી નીતિની વાત ભણાવતા નથી. હશે, વળી મારૂં મોં તો ચાલવા માંડયું. હવે આપ કહો, થોડું કહો, એટલે પછી હું સુવાની પથારીઓ કરું છું.

મનોહર જે તેના સામું ટગટગ જોયા કરતો હતો, તે તેને બોલતી બંધ થઇ જોઇને બોલ્યો.

મનોહર કહે છેઃ જો ! હવે આજે તો એટલું જ કહીશું. કારણ કે હવે રાત ગઇ છે અને તું પાછી વધારે સાંભળે એટલે ખરી શીખામણની વાત હોય છે તે ભુલી જાય છે. મેં હજી બરાબર બંધ કરી નહોતી તે પહેલાં તો તારું મન ઠેકાણે રહ્યું નહિ ને કેટલું બોલી ગઇ. પણ એમ નહિ કે ધીરજ રાખીએ. પછી આપણે વાત કરવાનો ઘણોએ વખત છે. સાંભળીને થોડી વાર શાંતિ રાખવી. જો કથા સાંભળવાની રીત કેવી છે કે કથા કહેવાનો આરંભ થાય અને [1]"જે" બોલે ત્યારથી તે પાછળ કથા પુરી થાય અને "જે" બોલે ત્યાર સુધીમાં આપણી લાંબી વાત વચ્ચે જોડી ના દેવી, પણ જરા

1 જય.

ધીરજ રાખીને કથા બંધ થયા પછી જરા વાર તે વાતને મનમાં વિચારી લઇએ, ને પછી બોલવું ઘટે તેટલું બોલીએ. હવે આજે કાંઇ તું વધારે ઓછું બોલી નથી, તેથી હું તને ઠપકો આપતો નથી. આજે તું જે બોલી છે, તે તો આ કથા સાંભળીને તને હરખ થયો તેથી તારાથી બોલ્યા વિના રહેવાયું નહિ. એ તો ઠીક છે, પણ આ તો રોજને માટે કહું છું, કે જેથી કોઇ પણ જગાએ ગયા તો [1]નીતિવિરુદ્ધ ચલાય નહિ, સાંભળ્યું કેની? આજે તો ઉલટી તને શાબાશી ઘટે છે કે તું અત્યાર સુધી જાગી, અને વળી પ્રીતિથી સાંભળીને રાજી થઈ, ને હજી પણ સાંભળવાની હોંસ જણાવે છે, એ જોઇને હું તારા ઉપર રાજી થયો છું. પણ એટલી વાત સ્મરણમાં રાખવી કે "જે" બોલતાં સુધી ઉઠવું નહિ, અને વચ્ચે બોલવું પડે તો લાંબું વધારીને બોલવું નહિ, સમજણ પડી કેની? કેમ ત્યારે હવે તારી શી મરજી છે? આગળ કાલે કહીશું કે આજે? વળી તું કહેશે કે મેં મારા સમ ખાધા ને તમે પાળ્યા નહિ, પણ જો! એ વાત આપણાં બૈરાંની સારી સમજણની નથી. હાલતાં ચાલતાં સમ શું કરવા ખાઇએ, ગમે તેવું કારણ હોય તો પણ સમ ન ખાવા. હવે આજે તો તને આ કથાઉપર પ્રેમ આવ્યો તેથી બોલાઇ ગયું પણ હવે પછી કોઇ વાર સમ ખાઇશ નહિ હોં? લે ત્યારે, તારી ઇચ્છા હોય તો સમ પણ પળે ને બે વાત. ચાર અક્ષર આગળ કહીને પછી સુઇ જઇએ. કેમ ઠીક કે?

વિજયા શરમાઇ જઇને જરા હસતે મોઢે કહે છેઃ આજે તો મારો અપરાધ થયો છે, પણ ક્ષમા કરજો. અને હવે કાલથી ચૂક પડે તો કહેજો. નજરમાં આવે એટલો ઠપકો દેજો.

મનોહર કહે છેઃ કાંઇ ચિંતા નહિ. ગાંડી છે, આજે તે એવો શો અપરાધ કર્યો છે? હોય એ તો વાતપર વાત આવે, ત્યારે બોલાઇ જવાય. હશે, ફિકર નહિ. જો આવી ચાનક લાગે તો પછી શું કહેવાનું? તું જ તારી મેળે જોજે, કે બે ચાર મહિનામાં તારી સ્થિતિ કેવી સુધરી જાય છે તે. અરે! લોકો તને પુજશે. ખબર છે કે એમ જ! લે હવે પાછી પલાંઠી વાળીને હાથ જોડીને બેસ. (વિજયા તેમ કરીને બેસે છે) જો! ક્યાં સુધી વાત આવી હતી તે કહે, જોઉં!

વિજયા કહે છેઃ પુરુષની નજર પડે એવી રીતે તથા વસ્ત્રવિના નહાવું નહિ એ વગેરે વાત કહીને બંધ રાખ્યું છે.

---

[1] નીતિથી ઉલટું.

મનોહર કહે છે, સાંભળ. પછી બીજે દિવસે પાછાં તે જમીને બેઠાં ત્યારે પોતાની છોકરીઓને બેસાડી લક્ષ્મીમાતા સરસ્વતિને કહેવા લાગી.

લક્ષ્મી કહે છેઃ હે સરસ્વતિ ! તું સાવધાન થઇને સાંભળ. મારો એકે એક અક્ષર તારા કામનો છે, માટે સંઘરી રાખજે. આપણા ઘરમાં જ્યારે કોઇ પરભાર્યું માણસ આવ્યું હોય, અને ઘરનાં માણસની કસુર થઇ હોય તો તેના દેખતાં ઘરનાં માણસને કશું વધારે ઓછું કહેવું નહિ, અને જો તે ઘરનું માણસ આપણું વચન સાંખી રહે એવું હોય, ને સામું બોલી અપમાન કરે એવું નહિ હોય તો બે અક્ષર ધીરેથી કહીને સમજાવવું, પણ વાતને વધારવી નહિ. ” બોલ ‘સદ્‌ગુરુદેવકી જય. ’ હવે તારે પથારીઓ કરવી હોય, અને પાણીના લોટા ભરવા હોય, તો ભરીને પરમેશ્વરનું સ્મરણ કરતાં સુઇ જાઓ.

વિજયા પોતાનું સઘળું કામ કરી રહીને કહે છે, હેં, સાંભળો છો કે ? હવે મને આજ્ઞા હોય તો હું સુઇ જાઉં છું. આપને વાસ્તે બધું તૈયાર કર્યું છે. હવે થાકયાહાર્યા સુઇ જાઓ. વળી સવારમાં વહેલું ઉઠવાનું. રાત તો એ ચાલી.

મનોહર તથા વિજયા પોતપોતાને સ્થાને પરમેશ્વરનું સ્મરણ કરતાં સુઇ જાય છે.



# दिवस २

પાછલી રાત્રે મનોહર પથારીમાં સૂતાં સૂતાં એક બે નીતિ તથા ભક્તિનાં પ્રભાતિયાં બોલી ઉઠે છે, તથા તેના પહેલી વિજયા ઉઠીને સઘળા કામથી પરવારીને મનોહરને પૂછવા આવે છે.

વિજયા કહે છેઃ કેમ પહેલા તમે નહાશો કે હું ? આપની આજ્ઞા હોય તો હું નાહીને પછી આપને પાણી કાઢી આપું. હું પાછળથી સ્નાન કરત, પણ દિવસ ઉગી જશે તેથી—ને વળી રોજ તમારાથી મારે પહેલું નહાવું જોઇએ કે પછી ?

મનોહર કહે છેઃ સ્રીનો તો એવો જ ધર્મ છે કે પોતાના પતિ—પહેલાં નહાવું, અને પતિના જમ્યા પછી જમવું. હા, ત્યારે પહેલેથી તું સ્નાન કરી લે.

વિજયા સ્નાન કરીને પતિને [૧]નિત્યકર્મની [૨]સામગ્રી તૈયાર કરી આપે છે. તથા રસોઇ કરી જમાડે છે. પછી ઉતાવળથી પોતાના કામે મનોહર જાય છે ત્યારે

મનોહર કહે છેઃ સાંભળે છે કે? આ બહાર નજર રાખજે. મારે ઉતાવળ છે, એક ઠેકાણે જવાની; તેથી બારણું ઉઘાડું છે, ને હું જાઉં છું.

વિજયા એકદમ આગળ આવી પ્રસન્ન મુખથી કહે છેઃ હા વહેલા પધારજો. જમીને તરત જવાનું કરો છો, તે જરા રહીને જવાય એવું નથી?

મનોહર કહે છેઃ ના, બહુ અગત્યનું કામ છે. ગાંડી! જતી વખતે કશું કહેવું નહિ. લે તુ બોલી ત્યારે આ બેશીને જાઉં છું. જો! બારણું ઉઘાડું મૂકીને કંઇ જશો આવશો નહિ હોં.

વિજયા કહે છેઃ કાલે જ સાંભળ્યું છે ને આજે જ ભૂલી જઇશ! વગર કારણે કોઇને ઉમરે પણ શું કરવા જઇએ? ધણીંએ જેને કામ હશે તે આવશે આપણે ઘેર. કશી ફીકર રાખશો નહિ. વહેલા પધારજો. હું ઘરમાં જાઉં છું, બારણું અમથું દેતા જજો, હું સોળુ બદલીને આગળ[૩] આવીશ.

મનોહર તેમ કરી જાય છે. અને વિજયા મુખવાસ[૪] ખાઇને બેશી રાતની બધી વાત વિચારે છે. એટલામાં ચંચળા પાડોશણ પોતાના ઘરમાંથી ઘાંટો કાઢીને કહે છે, વિજયાલક્ષ્મિ! ઓ વિજયા-લક્ષ્મી! કેમ બોલતાં નથી? આજ સવારનાં ફરફીને બહાર જોતાં નથી! એવાં તો શા કામમાં દટાઇ ગયાં છો! બળ્યું ઘરમાં તે કેદ-ખાનાની પેઠે ગમે કેમ? સાભળ્યું કે નહિ? એ વિજયા!

વિજયા બિલકુલ બોલી નહિ ત્યારે તે ચંચળા તેના ઘરમાં આવીને વિજયાને બેઠેલી જોઇ કહે છેઃ કેમ કાનમાં પુમડાં ઘાલ્યાં છે કે શું? કાંઇ બહુ માન જોઇતું દેખાય છે?

વિજયા જરા મોં મલકાવી કહે છેઃ આવો બેસો નવરાશ હોય તો.

ચંચળા કહે છે, કાલે પેલી અમથીની વઢવાડ સાંભળી કે? (વિજયા જરા પણ બોલી નહિ ત્યારે) કેમ અલી બોલતી નથી? આજ તો કંઈ બહુ ભાર આવ્યો છે તો!

વિજયા કહે છેઃ જુઓ બહેન, ભારબોજ તો કંઇ નથી પણ

---

૧ ગૃહસ્થ પુરુષને દરરોજ સવારમાં ઈશ્વરની પ્રીતિ અર્થે જે જે કર્મ શાસ્ત્રમાં કરવાનાં કહ્યાં છે તે તે કર્મની, ૨ વસ્તુઓ. ૩ ઘરનાં આગળના ભાગમાં. ૪ પાનસોપારી વગેરે.

એવી લોકોની કુથલી કરવી મને ગમતી નથી. આપણા લોકને તો ચાલ પડી કે નવરાં થાય એટલે ફલાણીનું આમ થયું ને ઢીકણીનું આમ થયું ! આખો દહાડો લોકની નિંદા કર કર કરે છે. પણ એમ નહિ કે જે વાતમાં આપણુને ફાયદો નહિ તે વાત કરવી શું કરવા ? ઘેર ઘેર માટીના ચુલા છે: નકામું મોં દુ:ખવવું, અને આવરદા ઓછું કરવું એમાં શો માલ ?

ચંચળા કહે છે, ઓહોહો ! બીજાં આવરદા ઓછું કરે છે ને તમે તો વધારતાં હશો ! એવી ગાંડી વાત શી કરવી ! વળી ચાર માણુસ ભેગાં થાય ત્યારે વાત તો રડી ચાલેસ્તો, કંઇ મોઢું શીવીને બેસી રહે આવરદા વધવાનું છે ? લાવોને એમ થતું હોય તો સઉએ કરીએ. જો ! મારી બાઇ, કંઇ મોંશરમ તો રાખીએ ! અડોશપડોશમાં રહેવું, ને તુછકાર કરતાં બીતાં નથી ? એવું કોણ તમારે ઘેર આવીને બેશી રહેવા નવરું છે જે ! આ ચાલી ! મારે ઘેર ઘણુંએ કામ છે. ( એમ કહી બડબડતી નીકળે છે, તેને જોઇ સામી રહેનારી ભાગી-રથી નામની સ્ત્રી નીકળીને બોલે છે. )

ભાગીરથી કહે છે, શું છે ચંચળ બહેન ! આવડાં બધાં તપી ગયાં છો !

ચંચળા—શું મારી બાઇ તપી જવું ! રડયું એવું તે કોણ સાંખે ! જો ! એમને ઘેર ખબર પુછવા ગયાં કે બહેન કેમ છે, આજ કંઇ સવારનાં જણાયાં નથી તો કહે છે કે એવા કથાકબલા મને ગમતા નથી; મારું તો આવરદા ઓછું થઇ જાય ! જુઓ તો ખરાં, એ તે કાંઇ બોલવાની રીત છે ! કોણ કોને બારણે જવા બેશી રહ્યું છે ? [ એટલામાં બીજી પાડોશણ કાવેરી નીકળીને બોલી ]

કાવેરી—અલી ! આજે વળી કયાંથી સળગ્યું ?

ચંચળા—સળગે તમારે ઘેર; અહિં કોને ઘેર સળગવાનું હતું ! જરા વિચારીને તો બોલો મારી બાઇ ! ઉમરાઉપર ઉમરો છે, ને ફરી મોડાં જોવાં નથી કે શું ?

કાવેરી—માફ કરજો બાઇ ! મેં કાંઇ તમને જાણીને કહ્યું નથી. હું તો જાણું કે કોઇની વાત કરતાં હશો, ત્યારે સહેજ પૂછ્યું. કેમ વારુ, શું થયું, ભાગીરથી !

ભાગીરથી—એ તો સહેજ ! વિજયાલક્ષ્મીની ખબર પૂછવા ચંચળ ગયાં હશે ત્યારે તેમણે કહ્યું, બાઇ ! કથાકબલા લોકોના અહીં મારે ઘેર કોઇ આવશો નહિ એમાં ને એમાં આવરદાનો દહાડો ઓછો

થાય છે. ત્યારે ચંચળને માઠું લાગ્યું કે તમારે ઘેર ખબર પૂછવા આવ્યાં ને તમે મોં ફેરવીને બોલ્યાં. ત્યારે બાઇ ! એવું તે કોણ નવરૂં પણ છે ? પણ જુઓ કાવેરી ! ચપટી ધુળનોએ રખો ખપ પડે છે ! તેથી આપણે બારણે આવ્યું, તેને છેક આમ તુચ્છકાર કરી કઢાય ! વિજયાલક્ષ્મીને પણ આમ કરવું છેક ઘટે નહિ.

**ચંચળા**—જવા દેની બાઇ, 'કાળું મોં ને કથીરના દાંત, આપણે શું કરવા કહેવું પડે. પણ મને તો એમ થાય છે કે 'આજ કાલનો જોગી ને પગે સુધી જટા !' રડયું, એમ વાત કર્યે આવરદા ઓછું થાય તો ઘરમાં ને ગામમાં શીદ રહીએ ? જઇએ જંગલમાં કે કોડીમાં પેશીએ એટલે કોઇ પૂછે એ નહિ ને બોલવુંએ નહિ. ચડીચુપ ! ( ત્રણે જણ હસે છે. )

**કાવેરી**—હાય હાય બાઇ ! ચાહી ચલાવીને આપણે ઘેર આવ્યું તેને તુચ્છકાર કરાતો જ કેમ હશે ? ગજબ થઈ તો ! વિજયાલક્ષ્મી છેક એવું કરે એવી તો નથી. પછી તો રામ જાણે બાવા. કોઇ કોઇના પેટમાં કંઇ પેશી નીકળ્યું છે ? વખતે જીવ ઠેકાણે નહિ હોય કે પછી બીજું કંઇ કારણ હશે. રડયું છેક તો આમ નહિ હોય !

**ચંચળા**—જીવ ઠેકાણે ના હોય તો કૂવે જઇને પડીએ ! તેની કંઇ ખોટ છે ? આ આપણા મહોલ્લામાં એ ત્રણ ચાર રાત દહાડો ઉઘાડા પડ્યા છે; ને તેમ નહિ તો બારીથી પડતું મેલીએ ! પણ રાંડનું આવું તે વળી થતું હશે ? હજી મારા ઘરવાળા આવશે ત્યારે એના વરને બધુંએ કહેવડાવીશું કે તમારાં શુભલખ્યાને વારજો. ના ના બાઇ સાચે સાચું કહેજો. ભાગીરથી ! મારી વાત ખોટી હોય તો એ ઘરમાં બેઠી છે, બોલ્યાવની રહે ? પણ શું બોલે ?

**ભાગીરથી**—હશે. હવે તમે તમારા ઘરમાં જાઓ, નહિ તો આવો મારે ઘેર. આપણી તેને મતલબ નહિ તો પછી જોરજુલમનાં બહેનપણાં બાંધવાથી શું ? અને સાચું પુછો તો બાઇ ! જીભમાં કંઇ હાડકું નથી. એ તો વખતે આમે બોલાઇ જવાય. પણ જો ! પોતાની ભુલ થઇ છે તેથી બીચારી વિજયાલક્ષ્મી શરમની મારી ત્યારની બોલેય છે ! હશે બોલ્યાં તો બોલ્યાં. એક દહાડો એમે હોય.

**ચંચળા**—હોય તે શેનું ? જીભ લાંબી હોય તો બે આંગળ ભરીને કાપી નાંખીએ; પણ પારકાં માણસને ઓછું અદકું બોલાય કેમ ? જા મારી બાઇ ! આંખમાં જરા શરમ નથી. બળ્યાં એ બહેનપણાં ! વાટ ઉઠી એનાં બહેનપણાંમાં ! ( એમ કહી સામે બારણે ભાગીરથીને ઓટલે જાઇ બેસે છે ).

ભાગીરથી—આવોને કાવેરી બ્હેન ? બળ્યાં ઘરનાં કામનાં કંઈ અંત આવે છે ! રાત દહાડો વૈતરાં કરતે કરતે જનમ ગયો છે, ને બાકી હશે તે જશે. ઘડી નિરાંતે પગ વાળીને બેઠાં તે ખરાં, આવો.

કાવેરી—બાઇ ! આપણે બૈરાંની જાતને પગ વાળીને તો ચિતામાંએ સુવાનું નથી. એ તો 'સઇનો દીકરો જીવે ત્યાં લગી સીવે.' પણ તમારી મરજી છે તો લો, બારણાં અડકાવીને આવું છું. [ તે પણ ત્યાં આવે છે, પછી એકડએકડ આવું જોઇને બધી પોતપોતાને ઘેરથી આવીને દશબાર, ભાગીરથીને ઓટલે ભેગી થઇ ગઇ. પણ એટલામાં ભાગીરથીના વરને આવતા જોઇને સઉ સઉને ઘેર ચાલી ગઇ, અને ભાગીરથી પણ ઘરમાં ગઇ. ]

વિઠ્ઠલજી—( પોતાની સ્ત્રી ભાગીરથીને ) આજ કેમ કંઈ સભા ભરીને બેઠાં'તાં ? શા શા ઈનસાફ ચુકાવ્યા ?

ભાગીરથી—બળી એ સભા. ઇનસાફ શેના ! એ તો ચંચળને વિજયાલક્ષ્મીને બોલચાલ થઇ; તે રજનું ગજ થયું, જાણો જ છો કેની, બૈરાંની જાત, આલી બોલી, પેલી બોલી; એમ કરતાં વધી ગયું. આટલું થયું પણ બીચારી વિજયાલક્ષ્મી [1]જુબાન ફાડીને એકનું બે બોલી નથી હો. જુઠું ન કહેવાય.

વિઠ્ઠલજી—તને ખબર છે ? આપણા આખા મહોલ્લામાં એના જેવી ડાહી બાયડી નથી; અને આ ચંચળ તો લાવાલુતડી છે. એને બોલ્યાનો બંધ નથી. તેમ શેઠે પણ ઠીક જ છે. 'યથા લાલા તથા ફીકા.' એવું જોડું જ પરમેશ્વરે મેળવ્યું છે !

ભાગીરથી—તમે એમ કહો છો પણ શેઠકરતાં તો રાંડ ચંચળ હોંશીયાર છે હોં. બોલાવે ચલાવે કાંઇ બીજાની પેઠે ફોહેલી નથી.

વિઠ્ઠલજી—ત્યારે એમ જોતાં તો શેઠે કે દહાડે કાચા છે ? વ્યાજનું વ્યાજ ગણીને ઘરમાં મૂકે છે, ને પાઇનું શાક પણ ખાતા નથી, એ તો બધું ઠીક જ છે. ચાલો હવે નહાવાનું પાણી મૂક્યું છે ? પછી સંધ્યાકાળ વીતી જશે.

ભાગીરથી—મારે તો પાણી ક્યારનુંએ થયું છે, તમારી વારે વાર છે, કેમ ત્યારે કાઢું ?

વિઠ્ઠલજી—હા ચાલો, પંચિયું બદલીને આવું છું. [ તે નાહીને સંધ્યા કરે છે, ને ભાગીરથી ખાવાનું તૈયાર કરે છે. ]

આ બધી લઢવાની વાત થઇ તે વખતે વિજયા બેઠી બેઠી પોતાના મનમાં રાજી થતી તથા વિચાર કરતી હતી.

---

1 જીભ.

વિજયા—(મનમાં) અરે પરમેશ્વર ? શી તારી માયા છે ! તેં પણ આ જગતમાં કેવાં કેવાં માણુસો સરજ્યાં છે ! લોકમાં કહેવત છે કે “ પૈસાથી કોઇ પૂરૂં નથી, અને અક્કલથી કોઇ અધુરૂં નથી. ” એ વાત સાચી છે. આ બુદ્ધિવિનાની સ્ત્રિયો કશો વિવેક કે વિચાર જાણુતી નથી. તોપણ એમના મનથી જાણે છે કે અમારા સમાન[1] કોઇ ડાહ્યું નથી. અરે ! આવી છેક મૂર્ખ બૈરાંની જાતનું શું કલ્યાણ[2] થાય ! અને પરમેશ્વર પણ એમના ઉપર શું દયા કરે ? એક વાર પણ આખા દહાડામાં સાચું બોલતાં નથી; અને એક વાત વધારીને કરે પણ ઘટાડતાં નથી. તેમ જ વાત વધારીને કરે છે તે પણ કેવી કે જાણે લડવા જેવી. પોતાનો વાંક કોઇ જાણતું નથી. અરે ! આ વખતે મારે ઠેકાણે જો કોઇ બીજું હોત તો ખાનાજંગી[3] ઉડત; અને ફરીથી મોં જોવા વહેવાર પણ રહેત નહિ. સારી બુદ્ધિ ઈશ્વરે મને આપી કે હું કાંઇ બોલી નહિ. ભાગીરથી અને કાવેરી કાંઇ એક મૂર્ખ નથી, પણ એણે જુઠું ભેરવ્યું એટલે તે બિચારાં શું કરે ? તોપણ પાકી તપાસ કર્યા વિના એક જણના જ કહેવાથી, તેમાં પણ વગર ભરોંસાના માણસને મોઢેથી સાંભળેલી વાતને ભરોંસો રાખી કોઇ માણસની કિંમત કરવી એ સારા માણસનું કામ નથી. પણ સારા પુરુષો કહી ગયા છે કે ‘ સ્ત્રીની મતિ[4] પગની પાનીએ ’ અર્થાત્[5] તેમની નીચી બુદ્ધિ છે એ વાત સાચી છે, અરે ! સંસારમાં એનાથી બીજી ઘણીએ મૂર્ખ સ્ત્રિયો હશે. શિવ ! શિવ ! મેં સહજ વાત કરી તેમાં વધારીને કેટલું કર્યું ! પણ સારૂં થયું જે હું બોલી નહિ. બાકી બોલી હોત તો મને એ લોકના તથા મારા ગુણદોષની ખબર પડત નહિ; તથા આવા દુષ્ટ સ્વભાવની મને ઓળખ પડત નહિ; તેમ જ સઘળા લોક જાણત, અને એ તો નીચની પેઠે ગમે તેમ બોલત, અને મારાથી જરા પણ તેવું બોલાત નહિ, તેથી કોઇ જતા આવતા સારા માણસ સાંભળત તો તેમાં મારી ને મારા ધણીની આબરૂ જાત, એમનું, આબરૂ ઇજતવિનાનાં હલકાં માણસનું શું જાત ? ‘ નહિ બોલવામાં નવ ગુણ ’ એ કહેવત કાંઇ ખોટી નથી પણ આજે જ મારે આવો ધીરજ રાખવાનો [6]પ્રસંગ આવ્યો તે ઘણું સારૂં થયું. અને તે પણ કાલની કથાના પુણ્ય પ્રતાપ છે. જો કાલે એટલું સાંભળ્યું નહિ હોત તો આજે હું બોલ્યા વિના પણ રહેત નહિ, અને તેથી આખરે કશો ફાયદો નહિ પણ મોટો [7]વિનાશ

૧ સરખું. ૨ ભલું. ૩ ભારે લડાઇ. ૪ બુદ્ધિ. ૫ મતલબ કે. ૬ વખત. ૭ નુકસાન.

થાત. હે જગત્પતિ ! તું મારી મતિને સુધારજે, અને મને ધીરજ તથા શાંતિ આપજે. કોઈના બે કડવા બોલ સાંખવા વારો આપજે, પણ કોઇને બે બોલ કડવા કહેવાનો વખત આપીશ નહિ. અરેરે ! ક્રોધ આવે છે ત્યારે માણસની બુદ્ધિ જતી રહે છે. સારૂં નરસું બોલવાનો વિવેક રહેતો નથી. અને અંતરમાં તો અગ્નિની પેઠે બળતું હશે, કારણ કે સામાને બળતું લાગે એવા બળતા બોલ તેની છાતીમાંથી નીકળે છે. હે પરમેશ્વર ! મારો ક્રોધ તું મારી નાંખજે ને નહિ તો ક્રોધ મારવાની મને શક્તિ આપજે. આ સંસારમાં ક્રોધજેવો બીજો શત્રુ નથી. અરે રામ રામ ! મેં કશુંએ એને દુઃખ લાગે એવું કહ્યું નથી, તો પણ દુઃખ લાગ્યું એમાં મારો શો વાંક ? ખરે, કશું બોલ્યામાં સાર જ નથી. એ બહારથી આવશે ત્યારે મને કેટલોએ ઠપકો દેશે. પણ ખરૂં જોતાં મેં કાંઇ એવું કર્યું નથી. હશે, સત્યનો બેલી રામ, ભગવાન લજ્જા રાખશે. ચાલ બાઈ ! હમણાં થાકીને બહારથી આવશે એમને વાસ્તે પાણી તૈયાર કરી મૂકું અને વાળુની પણ તજવીજ કરૂં. આજથી એ વાત તો નક્કી થઇ કે વિચારવિનાના માણસને સારૂં કહીએ તોએ દુઃખ ને નઠારૂં કહીએ તોએ દુઃખ. માટે સામાની [1]રુક્તિ જોઇને ઘટે તો બે અક્ષર બોલવા, નહિ તો ચુપ રહેવું સારૂં. આ વગરે વિચાર કરતી ગરમ પાણી તથા ખાવાનું તૈયાર કરે છે; એટલામાં તેના પતિ બહારથી આવે છે.

મનોહરઃ ( ઘરમાં પેસીને ) શું થાય છે ?

વિજયા શબ્દ સાંભળીને એકદમ હસતે મોઢે આવી પતિને પગે મસ્તક મૂકી પગે લાગે છે. મનોહર તેનો હાથ ઝાલી ઉઠાડે છે અને કહે છે, હા હવે તને ખરો વિવેક આવડ્યો. મને ખાતરી છે કે તું તારાં માબાપનું કુળ તારીશ અને મને પણ સુખી કરીશ. કહેવત છે કે 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય'. તારી નાનપણથી જ બુદ્ધિ સારી હતી, અને હવે ધીરે ધીરે સુધરશે. જો ! **विवेको दशमो निधिः** આ આઠ સિદ્ધિ ને નવ નિધિ તો યોગનું સાધન કરનારા મોટા યોગીઓને મળે છે. પણ તે સઘળી એક વિવેકવિના ખોઇ બેસે છે, તેથી કહ્યું કે વિવેક એ દશમો નિધિ છે. હવે તને વિવેક આવ્યો છે એટલે સઉ સારા વાનાં થશે. આજ તને જોઇને મારૂં મન પ્રસન્ન થયું છે. કહો વારુ, હવે શી તજવીજ કરવા માંડી છે, ને કોઇ આવ્યું ગયું ?

---

[1] રુચિ, મરજી.

વિજયા—આપને વાસ્તે સ્નાન કરવાનું પાણી તૈયાર છે. સંધ્યા કરી લ્યો તો વાળુ કરવાને પણ સઘળું તૈયાર છે; ને આપને પૂછવા તો આજે કોઇ આવ્યું નથી. પણ મારો એક અપરાધ થયો છે, તે હું ધીરજથી કહું છું. ક્ષમા કરવા જોગ હોય તો તેમ, નહિ તો ઘટે તેવી શિક્ષા કરજો.

મનોહર—અંહ ! એવો શો ગુનો છે જે ? અને થયો હશે તો સાચેસાચું કહેશો એટલે માફ થશે, પણ મોટો ગુનો હશે ત્યારે તો ઘટતી શિક્ષા કરવી પડશે.

વિજયા—મોટો ને નાનો તો આપ તોલ કરજો. [ એમ કહી સઘળી બનેલી વાર્તા કહી સંભળાવે છે, તથા નેત્રમાં જળ લાવે છે, અને હાથ જોડી કહે છે ] હવે મારો અપરાધ હોય તો શિક્ષા કરો.

મનોહર—( તેને [1]ધૈર્ય આપતાં ) જખ મારે છે. તેતો તેં બહુ જ સારુ કામ કર્યું છે. ગાંડી ! એને તે અપરાધ કહીએ ? એ તો બહુ જ શાબાશીનું કામ કર્યું. એવી ખોટી રીતે જો મને કહેવા કોઈ આવશે તો હું છું ને તે છે. તું શું કરવા ડરે છે ? પણ તેં જે વાત કહી છે. એ તો સાચી જ છે કે નહિ ?

વિજયા—એક અક્ષર પણ વધઘટ મેં કર્યો નથી, અને કદાચ અક્ષર ફર્યો હશે તોએ મેં મતલબ ખોટી સમજાવી નથી. ગમે તો ચોકસી કરજો.

મનોહર—ઠીક છે, હમણાં તો સ્નાનની તજવીજ કરો; અને આ કામમાં ઠપકો મળશે એવી લગાર પણ ચિંતા રાખશો નહિ, હો. મને સઉની ખબર છે. પૂછશે તેનો જવાબ દઈશું. (પછી સ્નાન કરી સંધ્યા કરે છે, તથા વાળુ કરીને પરવારી મેડી ઉપર બેસે છે તથા [2]હાસ્યવિનોદ કરે છે.)

વિજયા—હવે આપની ઇચ્છા હોય તો પેલી રહી છે ત્યાંથી કથાનો આરંભ કરશો ?

મનોહર—હા હવે એ જ વિચારમાં છું. ચાલો ત્યારે. ( તેના તરફ જોઇને ) વાહ ! આજે તો વગર કહે પલાંઠી વાળી હાથ જોડીને જ બેઠાં છો ! ઘણું સારું. હવે કાલે ક્યાંથી રહ્યું છે ?

વિજયા—'પરભાર્યું માણસ આપણે ઘેર આવે ત્યારે આપણી મરજાદને પાળનાર ઘરનાં માણસને કાંઇ કહેવું ઘટે તો સહજ

[1] ધીરજ. [2] આનંદ કરે છે.

કહેવું પણ કોઇના દેખતાં આપણું માન ઘટાડે એવાં હલકાં માણસને તેવી વખતે કશું કહેવું નહિ,' ત્યાંથી બંધ રાખ્યું છે.

મનોહર—"સદ્દગુરુદેવકી જય" જો સાંભળ. તે લક્ષ્મીમાતા સરસ્વતીને બોધ કરે છે.

લક્ષ્મી કહે છેઃ હે દીકરી! આપણે ઘેર કોઇ મોટું માણસ આવે એટલે સારા નમ્ર સ્વભાવનું, સારા વિચારવાળું, સારા ગુણ તથા કર્મવાળું, તથા ઉંચા કુળનું અને મોટા વયનું માણસ આવે ત્યારે તો આપણે ઉભા થઇને તેમને માન તથા આસન આપવું, તેમને બેસાડીને બેસવું, અને તેમના સુખના સમાચાર પૂછવા; પણ જ્યાં સુધી તે પોતાની મેળે વાત કર્યા કરતાં હોય ત્યાંસુધી જરૂર-વિના વચમાં બોલવું નહિ, પણ પ્રીતિથી સાંભળવું; અને જ્યારે તે વાત કરી રહે ત્યારે ઘટે એટલા અક્ષર તેમને દુઃખ ન લાગે એવા કહેવા તથા પ્રેમ દેખાડવો. જતી વખત સુધી તે કાંઇ કારણ કહે નહિ, અને તે માણસ કોઇ દિવસ જ આપણે ઘેર આવતું હોય તો તેને આવવાનું કારણ પૂછવું; અને તે કહે તે કામ જો આપણાથી બને એવું હોય તો તેમાં ઘટતી મદદ આપવી. જ્યારે તે જાય ત્યારે તેમની યોગ્યતા પ્રમાણે ઘરનાં બારણાસુધી વિદાય કરવા જવું, અને તેમનું કામ ન થઈ શકે એવું હોય તો પ્રથમ ક્ષમા માગી આપણી અશક્તિ તેમને જણાવી દેવી. કારણ કે તે આપણે ભરોંસે બીજી રીતે ઉદ્યમ કર્યા વિના પોતાના કામનું નુકસાન સહન કરે નહિ. તે માણસના ગયા પછી અથવા જતી વખતે કોઇ પણ [૧]નિમિત્તથી આપણે અથવા આપણા ઘરનાં માણસે હાસ્ય કરવું નહિ. કારણ કે તે માણસને વહેમ પડે છે, તથા તેનું દિલ દુઃખાય છે, અને આપણું હલકાપણું જણાય છે. તેથી તેવા સમયે હસવાની ટેવ ન રાખવી તથા ઘરનાં માણસોને પણ સાવધ કરી રાખવાં, તેમ જ પાછળથી તે ભલાં માણસની નિંદા પણ ન કરવી.

વળી હે દીકરી! આપણા ઘરમાં ચાકર રાખવો હોય ત્યારે આ વાર્તાને સંભારી રાખજે. આપણાથી ઉંચા કુળનાને ચાકર રાખવો નહિ. કારણ તેને ઉંચા કુળનો જાણ્યાથી આપણે હલકું કામ સોંપી શકીએ નહિ, તેમ જ તે કામ કરવાને તે પણ સંકોચ પામે છે. ઘણી ઓળખાણ અને પ્રીતિવાળા માણસને ચાકર રાખવો નહિ. કારણ કે તે પણ આપણો હુકમ બજાવવામાં અત્યંત [૨]પ્રીતિવાળો ન

૧ કારણથી. ૨ લાજ.

ચઇને નિર્ભય થઇ જાય છે, તેથી આપણું કામ બગડે છે. રોગી માણસને પણ ચાકર રાખવો નહિ. કારણ કે તેનાથી વખતસર બરાબર કામ થાય નહિ. અને આપણને તેની અશકિત જોઇ દયા આવે છે તેમ જ તે રોગી માણસનો રોગ પ્રસંગે બીજાને અસર કરે છે. કારણ કે ઘણા રોગ ચેપી એટલે બીજાને ચઢી જાય એવા હોય છે. વળી વધારે રૂપવાળાને ચાકર રાખવો નહિ. કારણ કે તે રૂપના [1]મદવાળો હોવાથી હલકું તથા મેલું કામ કરતાં કંટાળે છે. તેનામાં ઘણું કરીને રજોગુણ અને [2]પિત્તપ્રધાન હોય છે, તેથી તે માણસ ગરમ મિજાજનો હોય છે, અને બીજાનું સહન કરવામાં તે અસમર્થ હોય છે, તથા કોઇ પ્રસંગે મિજાજ કરીને આપણી મરજાદને ઉલ્લંઘન કરે છે, વગેરે ઘણા ગેરફાયદા છે. વળી બહોળા વિસ્તારવાળાને તથા આળસુને ન રાખવો; કારણ કે મોટા વિસ્તારનું સંરક્ષણ તથા આપણા કામને કરવામાં તે કુશળ હોતો નથી. તેમાં વળી આળસુ હોય એટલે એકેનું કામ બરાબર કરી શકે નહિ, તેથી તેવા માણસને આશ્રય આપવાને તેના ગજા પ્રમાણેના કામમાં રાખી આશ્રય આપવો, પણ નિયમિત રોજના કામમાં તેને ચાકર રાખવો નહિ. વળી [3]ઓવિનાનાને, પહેલી અવસ્થાવાળાને તથા વિષયી માણસને ચાકર રાખવો નહિ; તેમ જ દુરાચરણમાં પ્રસિદ્ધ ગણાએલા માણસને ચાકર રાખવો નહિ; તથા ચોરી કરનાર, લોભી અને જૂઠું બોલનારને ચાકર રાખવો નહિ; તેથી તો અગણિત ગેરફાયદા છે. સારાં લુગડાં પહેરીને વાંકાટેડા થઇ ફરવાની ઇચ્છાવાળાને ચાકર રાખવો નહિ, કારણ કે તે શોખી જીવડો કોઇ દુરાચરણથી બચતો નથી. શાથી જે તે [4]દેહાભિમાની મંદમતિનો છે વાત કરવા તથા સાંભળવાનો રસિઓ હોય, તથા પોતાના કામની કાળજીવિનાનો હોય એવા ચાકરને જાણીને તરત રજા આપવી. વળી હે સરસ્વતિ ! એ વિના અનેક દુર્ગુણનો વિચાર કરીને રાખેલા ચાકરને પણ પહેલેથી વિશ્વાસ પડ્યા વિના જોખમના કામમાં રાખવો નહિ. તેની પરીક્ષામાટે પૈસા વગેરે કોઇ પદાર્થ તેના કામની ખરી જગાએ નાંખી મુકવા, તથા ચોકસી રાખવી કે તે પદાર્થ તેણે જ લીધો કે નહિ; અને લીધા પછી આપણને પાછો આપે તોપણ તેથી ભુલવું નહિ. કારણ કે એવા ઘણા કમ માણસો પોતાનો ભરોસો બેસાડવા માટે પહેલેથી નુકસાન પણ સહન કરે છે. તેથી એ વગેરે જે જે [5]વિષયમાં તેની પરીક્ષા લેવી

---

[1] અભિમાનવાળો. [2] અધિક પિત્ત. [3] નીમેલા. [4] દેહનું અભિમાન ધરનાર. [5] બાબતમાં.

હોય તે લીધા પછી તેને એકએકથી વધારે છૂટ આપવી, અને ગમે તેવો વિશ્વાસુ ચાકર હોય તોપણ બનતા સુધી આપણા ધનના ભંડારની અથવા વસ્ત્ર તથા ઘરેણાની જગા અને કુંચી તેને સ્વાધીન કરવાં નહિ, તથા તેનો ખરો ભોમીઓ પણ તેને કરવો નહિ. કારણ કે ધન તથા સ્ત્રી જોઇ સઉની મતિ ફરી જાય છે, તથા આપત્તિમાં પડેલો માણસ [1]સત્યાસત્યવિચારવાળો નહિ હોવાથી ગમે તેવું આચરણ કરતાં ડરતો નથી; તેમ જ ક્ષણે ક્ષણે બદલાતી આ શરીરની [2]પ્રકૃતિનો કોઇએ પણ વિશ્વાસ રાખવો ન જોઇએ, કારણ કે આજે જેવી મતિ છે, તેવી જ સદા રહેશે એ વાર્તાનો કોઈ નિશ્ચય નથી. માટે ચાકર માણસનો અધિક સહવાસ તથા ઝાઝો વિશ્વાસ કોઇ દિવસ પણ રાખવો નહિ. હે બહેન! સો વરસ સુધીનો આપણો જૂનો ચાકર હોય, પણ આપણી ખરી ધર્મ મરજાદાને છોડી તેનો વિશ્વાસ કરવો નહિ; તથા તેને મોંઢે ચડાવવો નહિ, તથા આપણા એકાંતના ખાનગી બેસવાના મંદિરમાં તેને પરવાનગી લીધા વિના પેસવાને છૂટ આપવી નહિ.

હે ડાહી દીકરી! આ સંસારમાં સઉના જીવનનો[3] આધાર જમવાનું છે, તેથી તે બાબતમાં પણ જે જે વિચાર કરવાની જરૂર છે તેને પણ તું સાંભળી યાદ રાખજે. આ શરીર છે તે એક યંત્ર[4] છે, ને અન્ન તથા જળ એ બે વસ્તુ તો આ યંત્રને ચલાવનારી કળ છે. અન્નજળવિના આ શરીર બરાબર રહેતું નથી, ને ઝાઝા દિવસ ચાલતું નથી, તેથી તેને સારી રીતે એટલે ઘટે તે પ્રમાણે અન્નજળ આપવું, એ જગતના સઘળા જીવોનું મુખ્ય કામ છે. ત્યાં ખાવા પીવાથી જેમ શરીર ટકે છે, તેમ જ ખાવા પીવાથી જ શરીરનો નાશ થાય છે, માટે એ બાબત વધારે બારીકીથી જાણવાની છે. તોપણ હજી તારી બાળકબુદ્ધિ[5] છે, તેથી તે જાણવાના સાધારણ નિયમ હું તને હવે કહું છું. જ્યારે આપણે ઈશ્વરની દયાથી સારી સ્થિતિમાં હોઇએ, ત્યારે તો આપણા ઘરમાં રસોઇનો કરનાર નોકર હોય છે. તો રસોઇનો કરનાર માણસ કેવો જોઇએ તે સાંભળ. તે છેક જુવાન તેમ છેક ઘરડો નહિ હોવો જોઇએ. કારણ કે જુવાનીઓ હોય તેની બુદ્ધિ ઠરેલી હોતી નથી. કેમકે આશરે ત્રીશથી તે ચાળીશ વરસની ઉમ્મરના દશ વરસમાં માણસની બુદ્ધિ પાકટ એટલે પરિપૂર્ણ થાય છે. અને તેથી પહેલી જેમ જેમ નાની ઉમ્મર તેમ તેમ બુદ્ધિ ઉછાંછળી હોય છે; અને કેટલાક માણસો

૧ ખરું શું અને ખોટું શું તેવા. ૨ સ્વભાવ. ૩ જીવવાનો. ૪ સંચો. ૫ ઓછી બુદ્ધિ.

જે જન્મથી મરણસુધી મંદબુદ્ધિનાં છે, તેમની પણ તેમના પ્રમાણમાં પાકી બુદ્ધિ તેજ વખતમાં થાય છે, તેથી કાચી બુદ્ધિનો માણસ તથા જુવાનીઓ હોય છે, તે પ્રથમ તો બુદ્ધિએ ઓછો તેમ જ વિષયની વાસનાવાળો[1] હોવાથી અસ્થિર એટલે ચંચળ ચિત્તવાળો તથા ઉતાવળિયો હોય છે; તથા થોડા વયનો હોવાથી સર્વ પ્રકારની પાકની સામગ્રી કરી પણ જાણતો નહિ હોય, અને કરી જાણતો હોય તો તેની બરાબર કેળવણીથી થતા લાભને તથા ગેરલાભને જાણતો નહિ હોય; અને કદાચ લાભ ગેરલાભને જાણતો હોય તો-પણ થોડી ઉમ્મરનો હોવાથી તેને ખરો અનુભવ નહિ હોય, તેથી તેના વડે થયેલો પાક ઉત્તમ ગણવાજોગ હોતો નથી. માટે બનતા સુધી છેક જુવાન પાચક એકલે રાંધનારને રાખવો નહિ, અને છેક ઘરડાને પણ રાખવો નહિ. કારણ કે તે શરીરે વૃદ્ધ અવસ્થાવાળો હોવાથી ક્ષીણ[2] બળવાળો હોય છે. તથા ઘડી ઘડી ઉઠવા બેસવામાં આળસવાળો હોય છે. તેથી દરેક પાકના સમયે તેમાં નાંખવાના મસાલા વગેરે જુદા જુદા પદાર્થો લેવાને તે ઉઠતો નથી, અને ઉઠે છે તો ઘરડા માણસને વિસરી જવાની ટેવ હોય છે, (કેમકે દરેક વાતને યાદ રાખવારૂપ તેમની સ્મરણશક્તિ ઓછી થયેલી હોય છે) તેથી એક લે છે ને એક ભુલી જાય છે; માટે પાકમાં તેનાથી બરાબર ચોકસી રહેવી કઠિન છે. વખતે પદાર્થ દાઝી જાય, ને વખતે કાચો રહી જાય. વળી તે ઘરડો માણસ શક્તિએ કરીને ક્ષીણ થઇ ગયો હોય છે, માટે તેના હાથની કરેલી રસોઇ રોજ જમનારને તે અન્ન વધારે પુષ્ટિ[3] કરનારું નથી. કારણ કે રસોઇ કરનારનું બળ તથા બુદ્ધિ તેનું રાંધેલું જમનારને અસર કરે છે. હે પુત્રિ! આ વાતનું વધારે વર્ણન હમણાં કરતી નથી, કેમકે તે બારીકીથી સમજવાને તારામાં હજી સામર્થ્ય નથી. વળી તે વૃદ્ધ માણસને કફનું અને વાયુનું જોર પણ હોય છે; તેથી વારંવાર થુંકવા અથવા નાક નસીંકવા ઉઠીને બહાર જવાની આળસે તે પાકશાળામાં જ મળને[4] નાખે છે, અને તેનું નાક ધુમાડા વગેરે કારણથી પણ ગળતું જ હોય છે, તેથી તે અશક્ત માણસ પવિત્રતાથી પાકને કરતો નથી. વળી તેના મુખમાંથી લાળ પણ પડે છે, તેથી વખતે કોઇ પદાર્થને ઉઘાડીને જોતા હોય તો તેમાં લાળ પણ પડે છે. તેથી તે ઉચ્છિષ્ટ[5] જ ગણાય છે. તેની અશક્ત થયેલી [6]દૃષ્ટિ પણ વધારે ઉપયોગની નથી. વળી હે પુત્રિ! કોઢ, દમ, [7]ઉદરરોગ, [8]હૃદ્રોગ, [9]રક્તપિત્ત.

૧ ઇચ્છાવાળો. ૨ ઓછા. ૩ જોર, બળ. ૪ થુંક, લીંટ વગેરે. ૫ એઠું. ૬ નજર. ૭ પેટના રોગ. ૮ હૃદયના રોગ. ૯ રક્તપિત્ત.

[1]ત્વચાગરમી અથવા હાડગંભીર વગેરે મોટા રોગવાળાને તો કદાચિત્ પણ રસોઇ કરવા રાખવો નહિ તથા ફેફરા વગેરે વાયુના રોગ-વાળાને અને બનતા સુધી બીજા પણ રોગવાળાને રાખવો નહિ. હે દીકરી ! આપણું ચાલે ત્યાં સુધી તો રસોઇની કરનાર કોઈ ચતુર સ્ત્રીને રાખવી. પણ તે ન મળે ત્યારે નહિ ચાલતાં પુરુષને રાખવો. તેમાં પણ ચાકરને માટે કહેલી સઘળી નીતિઓ તે પાચકને માટે પણ જાણવી; તથાપિ બીજા ચાકરોની [2]પંક્તિમાં એને ગણવો નહિ. સઘળા ચાકરમાં એ ઉંચો ચાકર જાણવો, અને તેના પ્રમાણમાં તેનો વિશ્વાસ કરવો. વળી લોભી, વ્યભિચારી, ચોર તથા પદાર્થની અધિક [3]લાલસાવાળો પાચક રાખવો નહિ; કારણ કે કોઇ વેળા લોભથી અથવા દુરાશાથી[4] પ્રાણ લેવાને પણ તે ચુકતો નથી. વળી હે બહેન સરસ્વતિ ! શારીર વિદ્યાને, રસાયનશાસ્ત્રને, તથા ઔષધિ-શાસ્ત્રમાં પદાર્થોના વર્ણેલા ગુણદોષને જે જાણનારો હોય, તથા સ્વ-ધર્મે ચાલનારો હોય તે પાચક સારો જાણવો: અને તેવા જ પ્રકારની સમજણ અથવા અનુભવવાળી સ્ત્રી હોય તો તેને ઉત્તમ જાણવી. તેમાં પણ તે રાંધનાર ક્રોધી, બળેલા અંતઃકરણનો, [5]સુમ તથા ચીડિયો હોય તો [6]નેષ્ટ છે. આખો દિવસ પ્રસન્ન ચિત્તવાળો, ઠરેલા મનનો, શાંત, અને બહુ [7]પરિતાપથી બળતો નહિ હોય એવો [8]શ્રેષ્ટ છે. આ સઘળું છતાં પણ વિશેષ ધ્યાન ખેંચવા ફરી કહું છું કે જે રસોઇયો રસોઈ કરવામાં તથા બીજી બધી બાબતમાં આપણી મરજી સાચવનાર હોય પરંતુ નાસ્તિક એટલે ઈશ્વરને ન માનનાર હોય, તથા ઈશ્વર છે એમ માનતો હોય પણ પ્રીતિવડે ઈશ્વરની ભક્તિ ન કરનાર, કઠોર મનનો વિષયી હોય. અથવા લોકોને દેખાડવા માત્ર ઢોંગથી ભક્તિ કરતો હોય અને દુર્ગુણમાં ભળતો હોય, તથા ઈશ્વર અથવા ઈશ્વરભક્ત મહાત્માની સ્તુતિસેવા વગેરે ન કરનાર છતાં તેમની મિથ્યા નિંદા કરનાર કુટિલ અભિમાની હોય, તથા જમનારને દ્વેષ રાખી જમાડનાર હોય, એવા અધર્મીને અનેક લાભ હોય તોપણ રાંધવા રાખવો નહિ. કારણ એવા નીચ બુદ્ધિના માણસનું રાંધેલું જમનાર, જો પરમેશ્વરસાથે પ્રીતિ જોડનાર સાધક હોય તો તેની બુદ્ધિ બગડે છે, અને ઘણેકાળે તે પણ દુર્ગુણી થાય છે.

વળી હે દીકરી ! ખાવાપીવાથી વાયુ, પિત્ત તથા કફ એવા ત્રણ

૧ ચામડીની ગરમી. ૨ હારમાં. ૩ લાલચવાળો. ૪ ખોટી આ-શાથી. ૫ કંજુસ. ૬ નીચ જાતનો. ૭ કલેશથી. ૮ સહુથી સારો.

દોષ એટલે મળ શરીરમાં પેદા થાય છે, તેથી તેમની જ્યારે વિષમ અવસ્થા એટલે હદકરતાં વધતા ઓછાપણું થાય છે ત્યારે ઘણા રોગો થાય છે. તેથી રાંધનાર તથા જમનાર માણસે પદાર્થના ગુણ તથા દોષ જાણવા જોઇએ. શાસ્ત્ર તથા વડિલ અનુભવી એ વાર્તાને જાણવામાં માર્ગ છે. ત્યાં જેના શરીરમાં વાતદોષ અધિક છે તેને વાયુનો કોપ કરનાર વાયડા પદાર્થો ખાવાપીવામાં નહિ આપવા જોઇએ, ને આપે તો મોટું નુકસાન કરે છે. જેને પિત્તદોષ વધારે હોય છે તેને પિત્તને કોપ કરનારા ઘણા ગરમ પદાર્થો નુકસાનકારક છે તેથી તે ન આપવા જોઇએ, અને જેને કફદોષ વધારે હોય છે, એવા માણસને તો કફને કોપ કરનારા ઘણા ઠંડા અથવા વધારે ગળ્યા વગેરે પદાર્થો નહિ આપવા જોઇએ. તેમ જ હે પુત્રિ! કફવાત, કફપિત્ત તથા વાતપિત્ત વગેરે શરીરની પ્રકૃતિ ઓળખવી જોઇએ, તથા તેને નુકસાન તથા ફાયદો કરનારા ખાવાપીવા વગેરેના પદાર્થો જાણવા જોઇએ તેથી અધિક ફાયદો છે. માટે અનુભવી, વિચારવાળો અને સદ્ગુણી પાચક રાખવો; નહિ તો આપણે હાથે રાંધવાનો અભ્યાસ વધારે ઉપયોગનો જાણવો. વળી હે પુત્રિ! તે રસોઇ કરનાર માણસથી મતલબ જેટલો વ્યવહાર રાખવો. કારણ અધિક બોલવા હસવા વગેરેનો વ્યવહાર રાખનાર નીચ કુળનાં ગણાય છે. એટલું જ નહિ પણ વધારે વ્યવહારથી અધિક ન્યૂન થાય ત્યારે તે પ્રાણસંકટને લાવે છે. હે વહાલી દીકરી! ભોજનમાં પણ રાખવા જોગ નીતિને તું શ્રવણ કર. ભોજનશાળામાં એક જ પંગતે બેઠેલાં માણસોને સારો નઠારો, તથા ઉંચો હલકો એવો ભેદ રાખી પદાર્થ મૂકવો નહિ, પણ સર્વને એક જાતનો પદાર્થ મૂકાવવો; અને સઉ સઉની રુચિ તથા પ્રીતિના પ્રમાણમાં સર્વને જોઇતા પદાર્થ મૂકવા. પણ પ્રીતિવડે અથવા દ્વેષવડે એ સમયે એક બીજામાં અંતર ગણવું નહિ. કારણ કે સાથે બેશીને જમનારની દૃષ્ટિ તે ઉત્તમ અથવા અધિક પ્રીતિવડે મૂકાએલા સારા પદાર્થઉપર પડે છે, અને તે પદાર્થ તે જમનારની ઇચ્છા છતાં તેને મૂકવામાં આવતો નથી, તો તે ઉત્તમ પદાર્થ ખાનારને બીજાની ક્રૂર [1]દૃષ્ટિ નડે છે; તથા તે જમનારના મનમાં પોતાના નીચા અથવા કમતી અધિકારના અનુમાનથી ખેદ થાય છે. તે ખેદથી તેનું પ્રીતિપૂર્વક જમવું થતું નથી અને અંતર દુઃખાય છે એ

૧ બીજાની કુદૃષ્ટિ મનુષ્યને કેવે પ્રકારે અસર કરે છે તથા તે અસર થવામાં કેવા હેતુ રહેલા છે એ આ ગ્રંથના ત્રીજા અલંકારમાં વર્ણવ્યું છે ત્યાં જોવું.

મોટું પાપ છે, માટે એક પંગતે જમનારમાં ભેદભાવ ન રાખવો, તથા મૂકનારને આ નીતિ સૂચવી રાખવી જોઇએ. હે પુત્રિ ! આપણા ઘરની ભોજનશાળાને ઘણી સ્વચ્છ રાખવી; કારણ કે મોટા યજ્ઞ અથવા પવિત્ર ધર્મની ક્રિયાનાં જેટલાં કામો છે, તે સર્વમાં આ પેટરૂપી કુંડમાં પ્રાણઅગ્નિને [1]આહૂતિ આપવારૂપ પ્રાણાગ્નિહોત્ર[2] એ શ્રેષ્ઠ યજ્ઞ છે; અને તે સમયે શરીરમાં ઠેકાણે ઠેકાણે રહેલા [3]ઇંદ્રિયાદિના દેવતાઓ પોતપોતાના પ્રત્યક્ષ ભાગ લે છે; માટે એ મોટામાં મોટી ધર્મની ક્રિયા છે, એમ જાણવું. અને તેથી જ ભોજનશાળાને રોજ પવિત્ર ગાયના છાણથી લીંપવી તથા વાળીને ચોખ્ખી રાખવી. તે ઠેકાણે દુર્ગંધ આવે એવો કોઇ પણ પદાર્થ રાખવો નહિ, પણ ઉલટું જમવાની વખત થાય ત્યારે એકેક માણસને એક એક હાથને અંતરે બેસવાના સાથિયા પૂરી મંડળ કરવાં, તથા તેમાં પાટલા મૂકવા, અને ડાબી બાજુએ પાણીના લોટા ભરાવી મૂકવા; તથા જમણી બાજુએ ઘીના દીવા તથા અગરબત્તિ વગેરેના સુગંધવાળા ધૂપ મૂકવા; તથા ખાખર, કેળ, વડ, મહુડો કે એવાં જ પવિત્ર ઝાડનાં પાનાંની પત્રાળીઓ ધોઇ સ્વચ્છ કરીને મૂકવી, અથવા તો આપણી શક્તિના પ્રમાણમાં ધાતુનાં ભોજનપાત્ર મૂકવાં. પછી વિધિપ્રમાણે થયેલો પાક પ્રીતિવડે ભાણાઅંતર રાખ્યા વિના જમાડવો, તેમાં બનતા સુધી રોગી, તથા સ્નાન કર્યા વગરના અથવા સ્વચ્છ ધોએલાં રેશમી કે સુતરનાં સોળાંવિનાનાં તથા ભોજનમાં ચતુરાઇવિનાના માણસને, તથા ગાફલ પ્રકૃતિવાળાને, તથા ગંદાં, ગોબરાં અથવા સમજણવિનાનાં બાળક છોકરાં જે મળમૂત્રને ત્યાગ કરવાના વિવેકને ન જાણે એવાંને તથા સમયપ્રમાણે બોલવામાં અકુશળ છતાં નિષિદ્ધ એટલે નહિ બોલવાના શબ્દોને બોલનારને., તથા એ વગેરે નીચ જાતિ તથા સ્વભાવવાળાંને એ પવિત્ર પંગતમાં ન બેસાડવાં, પણ તેમને જૂદા સ્થાનમાં બેસાડવાં. પીરસનાર પણ ચતુર માણસને રાખવો, તે પીરસનાર માણસે જમનારની પરીક્ષા કરી તેમને જમાડવા જોઇએ. તેમાં અધિક જમવાની રુચિવાળો એટલે જેનો જઠરઅગ્નિ બળવાન્ હોય તેવાને ઓળખી વારંવાર મૂકી જમાડવો. તે શરમને લીધે ભૂખ્યો ઉઠે નહિ એવી ચોકસી રાખવી જોઇએ; અને જેનો જઠર મંદ હોય તેને પરિતાપ ઉત્પન્ન થાય એવી રીતે દાબીને તેની ઇચ્છાઉપરાંત જમાડવો નહિ. કારણ કે શક્તિથી વધારે જમનાર તથા શક્તિથી ઓછું જમનાર બંનેને

---

૧ એક વખતે જેટલું આગમાં હોમાય તેટલું. ૨ પ્રાણને અગ્નિજાણી તેમાં હોમ કરવો તે. ૩ ઇંદ્રિયો વગેરેના.

અનેક રોગ થાય છે. તેથી તેમની તૃપ્તિપર્યંત[1]જમાડવામાં અકુશળ એવાને, અશાંત તથા અપ્રસન્ન ચિત્તવાળાને, તથા ક્રોધ કરીને વધારે મુકનારને તથા સહજ કસુરના નિમિત્તથી[2] તિરસ્કાર કરનારને, તથા માગનારની તથા જમનારની આળસથી કે અવિવેકથી વારંવાર ન તપાસ લેનારને તથા સહજ બાબતમાં કઠોર શબ્દો બોલી સંભળાવનારને તથા કોઇ નિમિત્તથી ખેદને પામેલાને અથવા રીસાએલાને અથવા રીસાવાની ટેવવાળાને, અથવા દુઃખથી પીડિતને[3] તથા મિત્રશત્રુઉપર રાગદ્વેષને[4] રાખનારાને, તથા જમાડવામાં ભેદબુદ્ધિ[5]રાખી વિવેક ત્યજનારાને તથા અભિમાની, બહેરા, ઓછું દેખનારા, રોગી તથા બહુ ઉતાવળ વગેરે દોષવાળાને પીરસવા રાખવો નહિ. તેનાથી ઘણા ગેરફાયદા છે. વળી હે સરસ્વતિ ! મૌનવ્રતથી[6] જમનારને, એક જ વાર અન્ન લેવું એવા નિયમવાળાને, પ્રથમ એક વાર આવેલો પદાર્થ જ ફરીથી લેવો, અને નૈવેદ્યમાં[7] આવેલો નહિ એવો ન લેવો એવા નિયમવાળાને, ભોજનપાત્રમાં મૂકેલા પદાર્થને છાંડવો નહિ એવા નિયમવાળાને, તથા એવા જ બીજા નિયમ જાળવનારાને તેમની તપાસ રાખી જમાડવા; તથા રોગી અથવા ઓસડ ખાનાર પરેજી પાળનારને, તેમને અનુકૂળ પદાર્થોથી સંતોષ પમાડવા. આ વગેરેમાં પીરસનારને અધિક ચતુરાઇ રાખવાની જરૂર હોય છે, તેનો પણ ઘટતો બંદોબસ્ત આપણે ઘરના માલિકે કરવો જોઇએ. તેમાં પણ મુખ્ય જમવાનો પદાર્થ ભોજનપાત્રમાં જમનારની પાસેની બાજુએ મૂકવો, અને મિષ્ટાન્ન જમવાનું હોય ત્યારે અપોશાનીને માટે બ્રાહ્મણોને મુકેલો ભાત જમનારના જમણા હાથની બાજુએ મુકવો. કારણ કે બ્રાહ્મણોને, દેવને બળિદાન મુકવાની, ભોજનપાત્રથી જમણી બાજુ શ્રેષ્ઠ કહેલી છે. શાક વગેરે પદાર્થ જમનારની સામી બાજુએ, અને છુટતા પદાર્થ છેક ડાબી બાજુસુધી પણ મુકવા; આ જમનારને સુગમતાની નીતિ છે, તે પણ ઘટતી પાળવી. જમ્યા પછી મુખની શુદ્ધિને માટે પાનસોપારી વગેરે જે હોય તે આપવું. કોઇ દેવ અથવા પિતરના નિમિત્તે પવિત્ર બ્રાહ્મણને કે ગોરાણીને જમાડ્યાં હોય તો ઉપર શક્તિપ્રમાણે દક્ષિણા, વસ્ત્ર કે પાત્ર આપવું, અથવા નમસ્કાર માત્ર કરવો.

---

૧ ધરાય ત્યાંસુધી. ૨ કારણથી. ૩ પીડાએલાને. ૪ પ્રીતિ તથા વેરને. ૫ એકને એક વસ્તુ મુકવી અને બીજાને તે નહિ મુકવી એવો તફાવત રાખવો તે. ૬ જમતાં બોલવું નહિ એવા નિયમથી. ૭ ઈશ્વરને અર્પણ કરવામાં, અથવા જમવાના આરંભમાં.

વળી હે સુઘડ દીકરી! જેવી ભોજનશાળા સ્વચ્છ રાખવી ઘટે છે, તેવી જ પાકશાળા પણ વધારે ચોખ્ખી રાખવી જોઇએ. તેમાં જેવી નીચેની જગા ચોખ્ખી રાખવી જોઇએ તેથી પણ ઉપરની જગા સાફ રાખવા વધારે કાળજી કરવી જોઇએ; કારણ કે પાકશાળામાં કેટલાક પદાર્થો તો અર્ધા પાકે ત્યાં સુધી ઢંકાતા નથી, અને કેટલાક તો આખર સુધી પણ ઢંકાતા નથી; તેમ જ કેટલાક તો સાહિત્યરૂપે[1] પકવવા પહેલાં ઉઘાડા જ પડેલા હોય છે. તેથી તે ઉઘાડા રહેનાર પદાર્થોમાં કાંઇ જીવજંતુ અથવા કચરો કસ્તર અથવા કાંઇ પણ ઉપરથી ન પડે એવી ઉપરના ભાગમાં સાફ જગા રાખવી. ઘણું કરીને પૈસાદારના ઘરમાં તો તેવી જગા વધારે સ્વચ્છ હોય છે; તોપણ રાંધનાર માણસે દરરોજ ચૂલો સળગાવ્યા પહેલાં,એક સાવરણી વાંસસાથે બાંધેલી રાખેલી હોય તેથી અથવા તો તેવાં જ બીજા કોઇ સાધનથી ઉપરની જગા રોજ સાફ કરવી, કારણ કે તેવી જગાએ ઘણું કરીને કરોળીયા વગેરે જાળામાં રહેનારા જીવો ઉપર જાળાં બાંધે છે, તથા તે જાળાંમાં ઉડતાં અથવા તો બીજાં ઝીણાં ઝીણાં અથવા મોટાં જીવતંતુ ભરાયલાં મરી ગએલાં હોય છે, અથવા જીવતાં પણ હોય છે, તે વખતે પવનથી અથવા ચૂલાના અગ્નિની જ્વાળાથી[2] નીચેના ઉઘાડા પદાર્થમાં પડે છે; અને રસોઇ કરનારની બધાં વાસણમાં સરખી નજર રહેતી નથી, તેથી વખતે જીવનું પણ જોખમ થાય છે. કેમકે ઘણા પદાર્થો અથવા જીવો ઝેરી હોય છે. પ્રસંગે ઉપરથી ગરોળીજેવાં ઝેરી જનાવરના મળ વગેરે પડે છે તો તે પણ પદાર્થ ખાનારને મારે છે, અથવા રોગી કરે છે તેથી રાંધનારાએ રોજ ચૂલો સળગાવ્યા પહેલાં તે જગાને સાફ કરવી, અને બને તો તે જગાએ ઉપર વસ્ત્ર વગેરે બાંધવું. વળી રસોઇ કરવાના પદાર્થો જેવાં કે દાળ, ચોખા, તેને તો પ્રથમથી સારી પેઠે જોઇને વીણવા; કારણ કે તેમાં ઘણી વખત જીવ હોય છે, તેથી ચોકસી કર્યા વિના રાંધે છે તો વખતે તે રાંધેલા અન્નમાંથી કીડી, કીલ્લાં, અથવા ચેળ વગેરે જંતુઓ નીકળે છે ત્યારે સુઘડ જમનારાને અધિક ખેદ તથા અપ્રસન્નતા થાય છે, અને વખતે જમતા પણ નથી; એટલું જ નહિ પણ તે જીવ ખાધામાં આવે તો માણસને મહારોગ વગેરેથી દુઃખી કરે છે. માટે રસોઇનો સઘળો સામાન ચોકસીથી રાખવો, અને પકવવો. વળી તે રસોઇમાં વાપરવાનાં વાસણો પણ ઘણાં સાફ રાખવાં, અને જોઇ તપાસી ઉપયોગમાં લેવાં; કારણ કે તેમાં રહેલો

૧ રાંધવાને માટે તૈયાર કરી નજીક મૂકી છાંડેલા પદાર્થો. ૨ ઝાળથી.

કાટ વગેરે માણુસને નુકસાન કરે છે. રાંધનાર માણુસ એટલો બધો ચોકસ હોય કે નહિ હોય તોપણુ આપણે આ બાબતોની રોજ સવારમાં ચોકસી કરવી. જે વસ્તુ આપણા જીવનમાં મુખ્ય આધારરૂપ છે તેની સારી રીતે સંભાળ રાખવી એ મુખ્ય કામ છે. વળી રાંધનાર માણુસની સુઘડતા પણુ આપણે ફરતાં હરતાં જોવી, તથા તેની ભૂલ સુધારવી. કેટલાંક રાંધનાર તો કડછી, તાવેતા વગેરે વારંવાર પાકમાં ફેરવવાનાં હથીયારને એક વાર ફેરવીને જમીનઉપર મુકે છે, તથા બીજી વાર તપાસ કર્યા વિના ફરી ફેરવે છે. તે વખતે તે હથીયારને જમીનઉપરથી વળગેલી માટી અથવા જીવ હોય તો તે પાકમાં જાય છે. માટે તે હથીયારોને ચોકસ રીતે મુકવાં, અને તપાસીને ફેરવવા, એવી સંભાળ રખાવવી.

હે સુલક્ષણિ[1] સુતા[2]! સારા સારા ખાવાના મિષ્ટ વગેરે પદાર્થોની બાળકને તથા ઘરડાં માણુસને વધારે ઈચ્છા હોય છે, તેથી તેમને પ્રીતીવડે બની શકે તો વખતે વખતે તે આપવા. ગરીબ અવસ્થાવાળાં ઘરડાં અથવા બાળક વગેરેને શક્તિપ્રમાણે સારા પદાર્થ આપ્યા હોય તો તેમનું મન વધારે રાજી થાય છે, તથા તેમનાં આનંદ ભર્યાં અંતઃકરણનો આશીર્વાદ પણુ કિમતી ગણાય છે.

વળી હે સરસ્વતિ ! દરેક વખતે પણુ આપણે ઘેર આવેલાં રોગી અથવા દુઃખીની ખબર બનતા સુધી પહેલી પૂછી લેવી, તથા ઘટતો જવાબ દઇ દેવો, એ ઉત્તમ નીતિ છે.

મનોહર કહે છેઃ ' સદ્ગુરુદેવકી જય. ' હવે અહિંથી સ્મરણુ રાખજો, આવતી કાલે વળી કહીશું, હવે પથારી વગેરેની ગોઠવણુ કરો.

વિજયા—અહાહા ! ! શું ડોશીએ બોધ દીધો છે ! હેં વારુ, હમણાં આપણા લોકો એનો હજારમો હિસ્સો[4] પણુ પાળતા હોય તો કેવું સારું ? પણુ કશું પાળતા નથી, ને દુઃખી થાય છે; ને તેએ પણુ ખરું કે આવી વાત કેટલાં તો જાણુતાંએ નથી. કેમ ખરૂં કે નહિ ?

મનોહર—હા એવી વાતો આજે કોણુ જાણે છે ? જે જાણુવાનું છે તે જાણુતા નથી, ને વગર જાણુવાનું જાણુવાને ઘણાએ મહેનત કરે છે, ને દુઃખનું કારણુ એ જ છે કેની કે આપણી બુદ્ધિ પહોંચે નહિ, ને કોઇ કહે તેનું માને નહિ.

વિજયા—ખરે એમ જ છે. પણુ જુઓની મને તો ત્યારનું એ થાય છે કે આ ચંચળે શું કર્યું ! વાતનું વતેસર, એને લગારે

૧ સારાં લક્ષણુવાળી. ૨ છોકરી. ૩ મીઠા, ગળ્યા. ૪ ભાગ.

શરમ ના પડી ? હાય હાય ! મારાથી તો એવું ન થાય હો.

મનોહર—લે હવે તને શું કહીએ ? તું વળી ડાહી ગાંડી નથી ! જો ? ગઇ વાત ના સંભરવી, તેને ફરી ફરી સંભારે છે; ને બૈરાંની જાતને એ તો ટેવ જ પડી ગઇ હોય છે કે સહજ વાત કરતાં 'હાય હાય.' હાય હાય તે શું ! જરા વિચાર તો કરવો, કે કોઇ મરી જાય ને કુટવા જાય છે ત્યારે બોલવાની ટેવ; તે બધે માંગલિક[1] સમયે પણ તેનું તે ! અને બીજાં મૂર્ખ તો બોલે, પણ તું વળી ડાહ્યામાં ખપે છે તએ તેમ જ બોલે છે. તેનું હવે શું કરવું. કહે ?

વિજયા—[ દાંતવડે જીભ દાબીને હસતે મુખે ] હાશ હાશ ! આ તો 'વાસીદામાં સાંબેલું ગયા જેવું થયું.' હું રાંડ સમજું તોએ સરખી ઠરી, અને ન સમજે ને પણ તેવાં.

મનોહર—લે વળી તને શું કહીએ ? આ 'હાશ હાશ' તે વળી હાય હાયનો પિત્રાઇ; અને 'હું રાંડ' તે શું ? તું જાણતી નથી? જેનો સ્વામી મરી જાય તે રાંડીરાંડ હોય, પણ તું તારે મોએ કહે છે કે 'હું રાંડ', એ કેવી ભૂલ છે ? હમણાં તને કોઇ બીજાએ રાંડ કહી હોય તો કેવું દુઃખ લાગે ? ગાંડી ! જે બોલીએ તે વિચાર કરીને બોલીએ. ઘટતા અણઘટતાનો તોલ કરીએ, એક બોલ્યું તેમ બધાએ બોલવું એ તે શા કામનું ?

વિજયા—[ વિચારમાં પડતી ] ખરી વાત. આ તો હવે અક્ષરે અક્ષર વિચારીને બોલવો જોઇએ, બૈરાંની જાતને રડયું બોલતાં આવડતું નથી, તો બીજું તે શું આવડે ?

મનોહર—(હસીને) લ્યો હવે રડયું બોલતાં આવડયું ! ! ડાહી થઇને બોલવા જાય છે, પણ શું બોલે છે તેનો લક્ષ કયારે રહે છે ? એનું જ નામ વગરવિચાર્યું બોલવું તે.

વિજયા—(હસીને) આજે તો હવે થયું તે થયું. પણ થોડું બોલ્યામાં સાર, સારું બોલતાં આવડે તો પછી જ વધારે બોલવું; નહિ તો બોલવું પણ નહિ.

મનોહર—હવે સમજી. હવેથી વિચારીને બોલજે, ને પાછલી વાત સંભારીશ નહિ, હો કે !

વિજયા—માઇ સાહેબ ! ધીરે ધીરે આવડશે. તમે મને ભૂલ પડે ત્યારે ટોકારજો.

---

૧ લગ્ન વગેરે આનંદના સમયે.

મનોહર—શું ધૂળ ટકોરે! હમણાં બોલે છે ને ભાન નથી! 'ભાઈસાહેબ' કોને કહેવાય?

વિજયા—(હસીને) લ્યો હવે અત્યારે માફ કરો. હમણા મારો જીવ ઠેકાણે નહિ રહે. કાલથી સંભાળીશ. જુઓ! સાચું કહેવાની હરકત નહિ. મને ઘડીએ ઘડીએ ભુલવા કરૂં છું તેઓ આ ચંચળના બોલ સાંભરી આવે છે તેનું મને દુઃખ નથી, ઉલટી રાજી થાઉં છું, પણ નર્યાં ભુલી જવાતા નથી.

મનોહર—લ્યો ત્યારે. એ ઉપર તમને બે પ્રભાતયાં જોડી આપું છું તે સવારમાં ઉઠીને રોજ ગાયા કરજો, એટલે તમારું ને તેનું બેયનું કલ્યાણ થાય.

વિજયા—હા, હા, ત્યારે તો બહુ સારું. પણ જોજો! લડવાડ વધે એવું કાંઇ જોડશો નહિ હોં.

મનોહર—સાંભળીને પછી કહેજો. હમણાં તારું કામ કર. લગાર વાર છે. (થોડીવાર પછી) લે જો સાંભળ. [ વિજયા સાંભળે છે અને મનોહર ગાઈ બતાવે છે. ]

પદ. રાગ પ્રભાત.

વાંણું વાતાં વહેલાં ઉઠી, જગતપતિને ભજીએ રે,
લોકતણી નિંદા ને કુથલી, [1]અંતરમાંથી ત્યજીએ રે; વાંણું૦ ૧
સઉથી પહેલાં પતિને [2]પાયે, [3]મસ્તક મુકી નમીએ રે,
સાસુસસરાને પછી નમીએ, કોઇને પણ ના [4]દમીએ રે; વાંણું૦ ૨
ઘરનું કામ કરંતાં અબળા, ખોટી રમત ન રમીએ રે,
કામરૂપી છે કામણ મોટું, તે કરી સઉને ગમીએ રે; વાણું૦ ૩
ખોટે રસ્તે જાવા [5]દુર્જન, ભમાવે પણ ના ભમીએ રે,
પાડોશણ વઢવાને [6]મિષે ગાળો દે તો ખમીએ રે; વાણું૦ ૪
મનહર હે કુળવંતી નારી, પતિને જમાડી જમીએ રે,
ભયહર શ્રીસદ્દગુરુને [7]ચરણે, ચિત્તડું રાખી [8]શમીએ રે; વાણું૦ ૫

પદ. રાગ એ જ.

જય જય જય જગદીશ્વર[9] મારા, દુર્ગુણ દૂર પરવરજો[10] રે,
મંદમતિ અબળા જાતિનું, સારું સદાએ કરજો રે; જય૦ ૧

૧ મનમાંથી. ૨ પગે. ૩ માથું. ૪ દુઃખ દઇએ. ૫ નઠારાં માણસ. ૬ બહાને. ૭ પગે ૮ શાંતિ પામીએ. ૯ જગતના ઈશ્વર. ૧૦ દૂર જજો.

ચંચળ નારીની ચંચળતા, ટાળી શાંતિ ધરજો રે,
મુજ મન જેમ ઠરે ગુણ ગાતાં, સઉનાં તેમ જ ઠરજો રે; જય૦ ૨
ભણી ગણી પ્રભુ તુજ ગુણ ગાવા, પ્રીતિ ઉરમાં ભરજો રે,
અડોશિપડોશી સગાંસંબંધિ, તમારે નામે તરજો રે; જય૦ ૩
વઢવા ને નિંદા કરવાથી, ચિત્ત અમારાં ફરજો રે,
નિત્ય ઉઠી તમને ભજતાં મુજ, કારજ સઘળાં સરજો[1] રે; જય૦ ૪
મનહર સઉ પુણ્યવતી રામા[2], પાપકર્મથી ડરજો રે,
ભયહર શ્રીસદ્ગુરુને સેવી, નિર્ભય થઇ વિચરજો[3] રે; જય૦ ૫

વિજયા—(સાંભળી રહીને) પેલું 'ચંચળ નારીની ચંચળતા' એટલું જરા કઠણ છે. પછી જેમ આપની મરજી; ને વળી 'અડોશી પડોશી' માંહી આવે છે, એટલે આપણે એના ઉપર ન કહીએ તો પણ તે માથે ખેંચી લેશે.

મનોહર—ભલે, માથે ખેંચી લેશે તો તે ભારે મરશે ને દુઃખી થશે. તું તારે ગાજે. ને ખરૂં કહેતાં ખાર શેનો ?

વિજયા—હશે, જેમ આપની મરજી. પણ એમાં 'ચંચળ નારીની ચંચળતા' એટલે ખરું જોતાં કાંઇ એના ઉપર નથી, પણ એ તો મૂરખ છે એટલે શું કહેવું !

મનોહર—હશે, તમે તમારે પરમેશ્વરનું નામ લ્યોની, એટલે બધુંએ સારું થશે. (પછી પોતપોતાને સ્થાને સૂએ છે, ને ઉંઘી જાય છે.)

ચંચળાના વર બાળમુકુંદદાસ રાત્રે મોડા દુકાનેથી આવ્યા તે બારણેથી બોલે છે, એ સાંભલોછ કે ? આ જરા બાન્નુ ઉઘારજો.

વિઠ્ઠલજી—( સામી બારીથી ) કેમ શેઠ ! આજે કાંઈ બહુ મોડા મોડા !

શેઠ—હા. વિથ્થલજી કે ? જાનો જ છો કેની ? દુકાનનું કામ એતલે ઘરી મોરું વહેલું થાય. ભાઇ ! તમારી પેથેમ છે, કે સંધાકાલમાં બાજાં ધાકીને સુવાનું !

વિઠ્ઠલજી —હાસ્તો, અમારે કાંઇ પેટ બાળીને, વેતરાં કરીને, વ્યાજનાં વ્યાજ કરીને, લોકનાં ગળાં રેંશીને, બે લાખના ને ચાર લાખના ધણી થવાનું છે ! અમારે તો શેર કમાવું ને શેર ખાવું, ને પરમેશ્વરનું ભજન કરવું.

શેઠ—( હેં હે હેં એવા શબ્દથી હસીને ) ભાઇ, ટમે બઢી વાટે બોલ્યા છે..

૧ સફળ થજો. ૨ સ્ત્રી. ૩ ફરજો.

ચંચળા—'બારણું ઉઘાડીને )લો ચાલો હવે, કાંસુધી લખારા કર્યાં કરવા છે ? મને તો ટાઢ વાય છે ને ખોટી થાઉ છું.

શેઠ—હા ચાલો. એ ટો જડા વિથ્થલજી પૂછટા'ટા ટેનો જવાબ ડીઢાવના ચાલે ! પારાપારોસનું કામ !

ચંચળા—હવે દીધા જવાબ. જવાબ તે રહ્યા કાં સુધી ? બાચણે બાર વાગવા આવ્યા તોએ !

શેઠ—સી વાટ કડો છો ! ! હજી ડડબાડના ડસ હમનાં ઠયા. હું તકોડા ગનીને જ આવું છું; ને એ ટો ટમને ઘરમાં બેથે બેથે એમ જનાય. હમના ટાકીતની ઉઘ્રડાની હોય ને ટમાડા જેવો સાલો ગુમાસ્ટો હોય ટો પછી સી વલે ! ખબડ છે ? કે'ટાં હો ટો અમનાં બાડ ડડવાજાની ખબડ લઇને આવું. હજુ ટો વડી બાંઢુંએ નડી. કેમ, ટમાડી હિમ્મટ પોચે ?

ચંચળા—પહોંચી હવે હિંમત ! અડધી રાત ગઇ, ખાવાનું ભાન છે કે નહિ ? જવા દોની એ લખારા કાં સુધી !

શેઠ—( હેં હેં હેં એમ હસીને ) જુઓ. આપને માંડે આવ્યું ટારે જવા ડો. લો લાવો; પોટીયું બડલવાનું કાં છે ?

ચંચળા—જ્યાં મૂક્યું હશે તાંસ્તો. કિયા ઘરમાં ચાકર રાખ્યા છે, તે ઠેકાણે રાખીને આલનારા છે ?

શેઠ—લોને કે'ટાં હો ટો રાખીએ કાલડી. આજ કેમ વાકું, કાંઈ માખી છીંકી ગઇ છે કે સું ? ટમાડો સભાવ બહુ જ આકલો. ઢીરજ રાખીએ. ડાય છે. હવે કંઇ હાડ આવે છે ?

ચંચળા—હવે ખાવું હોય તો ખાઇ લીધું. નકામા ચાળા શા ! ! તમને કોઇની પીડા છે ? રાંડના જીવને કેમ થતું હશે ત્યારે અકળાતી હશે !

શેઠ—હેં હેં ! આજ એવું સું ઠયું છે ? કોઇ જોરે લરવાર ઠઇ કે સું ? ટેમાં જ ટમારો પહેલો સુકન નીકલ્યો ટારડી મને વેહેમ જેવું ટો હટું. કાં' હવે વિગટવાર સું ઠયું ટે ?

ચંચળા—( ધીરેથી ) ખાઈ લો એટલે કહીશ.

શેઠ—( ખાઇને ઉઠતાં 'હોઇઆં' એવો મોટો અવાજ કરીને) વિસંભડનાઠ ! ટાડો આસડો છે, હડી કાઠા હડી મોગટા છો. જે ભંડાડઠી આવ્યું તે ભંડાડ ભડપુડ ડાખજો. હે બાલકસનજી ! આપ જે

કડસો ટે ખડું. ( પછી ચંચળાને ) કાં હવે સી વાટ ? ટંબાકુનો વાતવો માડો ટાં છે ? જોટાં આવજો. ઢીરેઠી. કંઇ ઉટાવલ નઠી.

ચંચળે પાન, તમાકુ, તથા સોપારી શેઠને આપતાં ધીરે ધીરે એ વાત મેળવીને સઘળી હકીકત શેઠને કહી સંભળાવી, ને કહ્યું, જુઓ, પાડાપાડોશમાં રહેવું ને એને રાંડને લાજ ના આવી. આમાં મારો વાંક હોય તો કહી દેખાડો.

શેઠ—ના, ટમે ટો પાદ્દડું કહ્યું છે. એમાં ટલભાડ આપનો વાંક નઠી. ઠીક છે, ટેની ચંટા નઠી. કાલ સવાડમાં ટો માડે ઉઘડાનીનું લફડું છે, ટેઠી લાચાડ. પન જાઓ, ખાસ ટમાડે સાડું સાંજના ડુકાન વેહેલી બંઢ કડીને એના વડને સઘલી વાટે સમજન પારીસું. એ વાટ કહીસું, કે જુઓ, માંહોમાંહી આ રસટો સાડો નઠી. કેમ ટમાડી પન એ જ ઢાંન પોંચેછ કેની ?

ચંચળા—હારતો, બીજું શું ? પણ જુઓ, છેક તેની વહુનો વાંક કાઢશો ના. તેના માણસનું જેટલું તેને દાઝે તેટલું આપણું નહિ. તેથી તેને દુઃખ ના લાગે એમ કહેજો, ને વાત વધારશો નહિ. મોં પારખાં કરવાનું કહે તો ના કહેજો, કે વાત વધારીને શું કામ છે ?

શેઠ—અડે ટમે જુઓ ટો ખડાં ટમાસો. એ ઢનીઢનીયાનીને સપાતામાં પાની પાની કરી નાંખીસ. ચાલો હવે નિડાટે સૂઇ જાઓ. ( એમ કહી ઉઠીને રાઢેગોવંડ રાઢે, રાઢે ગોવંડ રાઢે, સીજી વિ- ચ્ચલ, સીજી વિથ્થલ કહીને પાણી પીને સૂઇ જાય છે. )

---

## दिवस ३.

પાછલી ૭ ઘડી રાત્રિએ ઉઠીને વિજયા પોતાના પતિને પગે માથું મૂકી નમીને, પછી પોતાના કામકાજમાં ફરતી, મનોહરે લખી આપેલાં પ્રભાતિયાંને વાંચીને ગોખતી વારાફરતી કડીઓને ગાવા લાગી. મનોહર પણ સુબોધ તથા ભક્તિનાં પ્રભાતિયાં ગાઇ પોતાના કામથી પરવારીને સ્નાન કરી સંધ્યા કરવા બેઠો, અને વિજયા પોતાના રસોઇ વગેરે ઘરના કામમાં રોકાઇ. ચંચળાનો વર બાળમુકુંદદાસ ઉઘરાણીએ વહેલો ઉઠી ગયો. ચંચળા તો બે ઘડી દહાડો ચઢ્યા પછી, આંખો ચોળતી, પથારીમાંથી ઉઠીને પાણીનો લોટો લઇ ઓટલે બેશી દાતણ કરતી હતી; એટલામાં તેના મહોલ્લામાં

રહેનારી તેની જીવકોર નામની બહેનપણી બારણે ઉભી હતી તેને જોઇને કહે છેઃ અલી એ! આમ આવ. એક જાણવા જેવી વાત કહું. બે બોલની છે. જરા આવીને પાછી જજે.

જીવકોર—બહેન! તમારે તો ઘરમાં કોઇ નાનું મોટું નથી એટલે મોકળે મહાલવાનું છે. મારે તો મારી સાસુ હમણાં દર્શન કરીને આવશે તો કહેશે, ત્યારનું શું કરતી હતી? ( એમ બોલતી બોલતી તેની પાસે આવીને ઉભી અને બોલી ) કહો શી વાત છે?

ચંચળા—અલી તને તારો વર કાઇ દહાડો 'મારી પ્યારી છોકરી,' 'મારી વહાલી દીકરી' એવું એવું કહે છે કે નહિ?

જીવકોર—જા, જા, એવું તે વળી કોઇ કહેતું હશે? આ તારો ભાયડો બિચારો ભોળો ભા છે, પણ તે એ એવું નહિ બોલતો હોય. તેં એવું કયાં સાંભળ્યું કે અમથી હસે છે?

ચંચળા—( વિજયાના ઘરતરફ આંખની ઇશારત કરીને ) આ મારી ભણેલી પાડોશણને તેનો વર રોજ રાત પડે છે કે ખાઇને પછી લાડ કરે છે, ને વારે ઘડીએ 'ઓ મારી વહાલી દીકરી! સાંભળ. ઓ મારી પ્યારી છોકરી!' એવું એવું અડધી રાતસુધી કરે છે; ને કોઇ વાર તો કહે છે કે 'સાંભળ બહેન!' તારો વર એવું કરતો નથી? તે પણ મોટો અંગ્રેજી ભણીને લાકડી લઇને છટક છટક છેલબટાઉ જેવો થઇને, માથે પટિયાં પાડીને વાંકી ટોપી ઘાલીને ફરે છે, ને તને આવું હેત દેખાડતો નથી?

જીવકોર—અરે બહેન! જવા દેની તેની વાત. વળી મારું મોં શીદ ઉઘડાવે છે? એ તો બધું ઠીક જ છે. અંગ્રેજી ભણ્યા તેમાં શી ધાડ વળી ગઇ! કશો કામ ધંધો સુજતો નથી. આજ બે વરસથી ફાંફાં મારે છે પણ પાંચ રૂપિઆનીએ ચાકરી મળતી નથી; ને આખો દહાડો ફકરમાં ને ફકરમાં બળીને ચૂનો થઈ જાય છે; ને અધુરામાં પૂરો વળી રોગ થયો છે, તે રાત પડે છે એટલે છાતીમાં દુઃખ થાય છે. આખી રાત શેક શેક કરીએ છીએ. મારાએ રાંડના કરમના વનેખા છે, તે શું કરું? ભલા પરમેશ્વરની મરજી.

ચંચળા—પણ તારી સાસુપાસે પાંચ પૈસાનો જીવ છે તો. એટલે બેઠા ખાશો તોએ ફકર નથી.

જીવકોર—અરે બળ્યું બહેન એ ખાવું ને પીવું! પારકા તાબામાં રહીને પેટ ભરવું તે કરતાં મરવું સારું. તેની ઓશિયાળ તે ક્યાં સુધી રાખવી! તેની મરજીપરમાણે ચાલવું. રડ્યું સતંતર

કોઈએ તો લોકની બે પૈસાની મજુરી કરી ખાઇએ, પણ કોઇનો બો તો નહિ.

ચંચળા—( જીવકોરની સાસુને આવતી જોઇને ) આ તારી સાસુ તો આવી. જા વેહેલી, નહિ તો વળી લડશે. ( જીવકોર જાય છે. આ બે જણને વાત કરતાં જોઇને એક બીજી વખત નામની સ્ત્રી ત્યાં આવી અને )

વખત—અલી એ ! સવારના પહોરમાં શી છાની છાની વાતો માંડી છે ?

ચંચળા—તારે સાંભળવી હોય તો આવ બેશ, નવાઇની વાત તો છે.

વખત—શી વારુ ? તમે પણ રોજ નવા બુટ્ટા કાંઇ નહિ તો કંઇ પણ ઉઠાવો છો.

ચંચળા—મેર રાંડ, નવા બુટ્ટા તે કાંઇ ખોટા ઉઠાવીએ છીએ ? તારે સાંભળવું હોય તો આવજે રાતે. મારા ઘરમાંથી બધુંએ સંભળાય છે. પોતાની વહુને દીકરી ને છોકરી કહેતાં સંભળાવું; એથી પછી નવાઇ શી હતી ?

વખત—જા જા, એવું તે રડ્યું નિર્લજ ને નફ્ટ કોણ છે જે ?

ચંચળા—(ઇશારતથી વિજયાનું ઘર દેખાડીને ) આ સુભલક્ષ્યા છે કેની, એમના ભણ્યાગણ્યા ભાયડા છે તેરતો. બહુ ડાહ્યા ગણાય છે તે અમથા ? હશે આપણે શું ? હવે આ કળજુગના વારામાં જે ના થાય તે ઓછું ! ચાલ બહેન ! મારે તો હજી ઘરનું બધુંએ કામ પડયું છે. એની કથા જો કહેવા માંડું તો સાંજ પડે તેવડી છે. (એમ કહી ઘરમાં જવા ઉભી થાય છે. )

વખત—હાય હાય, રાંડનું છેક બેહેયા થઇને ચાલવું એ શું ? પણ છેક એવું હોય તો નહિ, પછી તો દૈવ જાણે. (એમ કહી જાય છે, ને મહેલ્લામાં બે ચાર જણીને ઘેર જઇને આ વાત કહી આવે છે. તેથી ધીરે ધીરે બધે તે વાત ફેલાઇ ગઇ. )

ચંચળનો વર ઉઘરાણી ફરીને આવ્યો, અને નાહી ટાઢું ખાઇને દુકાને ઉતાવળથી ગયો; ને કહેતો ગયો કે આજે વે'લા આવીશું. ચંચળાએ કહ્યું કે તીજે પહોરે હું રસોઇ કરીશ, વહેલા આવજો. પછી તે ગયો. વિજયાલક્ષ્મીએ રસોઇ કરી, ને પોતાના સ્વામિને જમાડ્યા. પછી તે પણ પોતાને કામે બહાર નીકળી ગયા. વિજયા પોતાના ઘરમાં બેઠી બેઠી, જોડી આપેલાં પ્રભાતિઆંની ફેર મોઢે કરતી હતી, તેમાં 'ચંચળ નારીની ચંચળતા' એ કડી ગોખવા

માંડી ત્યારે તેને પોતાના ઘરમાંથી કાન માંડીને સાંભળતી ચંચળા બારીએ નીકળીને મોટેથી બોલવા લાગી.

ચંચળા—અલી ઓ ચંચળની શોક્ય! તારું નામ નથી દેતાં, નિશાન નથી દેતાં તોએ તારા પેટમાં દુઃખે છે? રડ્યું મોંમાં આંગળી ઘાલીને બોલાવે છે! એવડી શી છાકી ગઈ છે! એવું તારું સાંખે તે તારો ભાયડો–ગુલામ હોય તે! બીજાને કહેશે તો જીભ કાપશે, ખબર છે? ગરીબ થાય તેને કંઇ છુંદાય નહિ.

[ આ હોકરો સાંભળીને ભાગીરથી પોતાને બારણે નીકળી તથા કાવેરી પણ નીકળી, તેમને જોઇને ]

ચંચળા – જુઓ બહેન ભાગીરથી! આજ ભલાની દુનિઆ નથી. ગઈ કાલે આટલું થયું'તું, તે તમે જાણો છો. જુઓ હું બોલી-એ છું? મારા મનથી મેં એનું નામ અડીક કર્યું'તું, તારે પાછી આજે એનો માટી બહાર ગયો ત્યારે ઘરમાં બેઠી બેઠી મને સંભળા-વવા કહે છે કે 'ચંચળ નારીની ચંચળતા.' તો રાંડ! તારી મા ચંચળ નો'તી, તારી બેહેન ચંચળ નો'તી? જોજે મને બોલાવીને નથી લાભ પામવાની! હું તો બોલું નહિ તાં લગી! ને બોલીશ તે વખત તારા પરીઆના પરીઆ ઉકેલીશ. ઓળખે છે મને? કે એમ જ! જો રાંડ સોદી! પોતાના ધણીનું નામ લે છે તે નરકમાં તો પડશે. જુઓ કાવેરી બેહેન! મને સંભળાવવા મારું નામ દે છે, ને વળી કહે છે શું કે 'મનોહરની કુળવંતી નારી.' જો તો ખરી, એ કુભા-રજા કુળવંતી ને બીજીઓ ઉપરવાડાની! વળી તો કહે છે હું બોલતી નથી. 'થોડું બોલે ને થાંભલા કોરે.' ધણી ઘરમાં આવે ત્યારે ડાહી ડમક, ને બહાર જાય એટલે પાછી જેવી ને તેવી. કહો બહેન! એનું કોણ સાંખે? સાચું બોલજો.

આ સાંભળીને વિજયા તો બોલતી બંધ થઇ ગઇ અને વિચારવા લાગી કે અરે! મેં આ શું કર્યું? વળી પાછું એનું મોં ઉઘડાવ્યું! હશે, જો હમણાં હું બોલીશ, તો વાત વધશે; માટે છો એને જે કહેવું હોય તે કહેવા દઉં, એની મેળે થાકીને બેસશે. મેં પહેલેથી જ જાણ્યું હતું કે આ બોલ લડવાડ કરાવનારા છે, તે તેમ જ થયું. હશે મારો એમાં કાંઇ વાંક નથી.

કાવેરી—ચંચળબહેન! હશે, એ તો હવે બોલતાં નથી, તમે બોલો તે બધા જાણે છે, ત્યારે અમથું થુંક શીદ ઉડાડો છો? જુઓ, 'રાંધ્યું વરે પડે, ને બોલ્યું બહાર પડે.' કાલ પાછાં એકઠાં થઇને બેસશો; માટે ઝાઝું બોલશો નહિ. હશે, કહ્યું તેમાં તમારૂં કાંઇ

ગયું ? એણે કહ્યું તે તમે જો ના બોલત તો કોઇ જાણનાર નહોતું. તમે બોલીને સહુને જણાવ્યું; તેથી ચોરને ચતુર શીદ કરો છો ? છાનાં-માનાં બેશી રહો. જે બોલશે તે પસ્તાશે. ઝાઝું બોલવામાં કાંઇ સાર નથી. પછી તો તમે ડાહ્યાં છો બાવા. હું કાંઇ તમને શીખામણ દેવા જોગ નથી. ચૌદ જાણે તેને ચાર શું જણાવીશ ? તેથી જવા દો હવે.

ચંચળા—અરે ! જવા તે કાં સુધી દો ! રાંડને કાલે પણ મેં જવા દીધી, ત્યારે પાછું આજે સહેલું પડયું, કોઇ શું જાણે ! એ તો એવી છે કે ધીરે રહીને ઉતરેડ ગબડાવે છે. એવી કપાતરને કોણ જાણે ? કામ પડયું હોય તે જાણે. તોયે પણ હું છેક એના જેવી તો થતી નથી. જુઓ ભાગીરથી ! મારો વાંક હોય તો કહો.

ભાગીરથી—બાઇ ! તમે કહો છો તેમ હોય ત્યારે તો તમારો વાંક નહિ હોય, પણ વિજયાલક્ષ્મી મુદ્દલે બોલતાં નથી, એટલે અમને શું સમજાય ? તમારી પેઠે જો બહાર નીકળીને બોલે તો સામાને જણાય કે આમાં કોની ભૂલ છે. પણ હશે બહેન ! તમે બોલશો નહિ. છો એના ઘરમાં બેઠાં એ બોલ્યા કરે; ને છેક એવું હોય તો તમારા વરપાસે એમના વરને એ વાત કહેવાડી દેજો, એટલે થયું.

ચંચળા—અરે બહેન ! તે તો મેં કાલનું ધારી જ મુકયું છે. ને મારા ઘરનાએ પણ કહ્યું છે કે આજે દુકાનેથી વહેલો આવીને એને બધું કહીશ. પણ જુઓની ! ત્યાં લગીએ એ સખણી કે દહાડે રહે છે જે ! પગથી તે માથાસુધી ઝાળ લાગે એવું ધીરે રહીને બોલે છે, ને હું રાંડ ભડભડિયણ તે બહાર નીકળીને લખારા કરું છું, તે સઉ જાણે છે. ના બોલતું જણાય તેને લોક ડાહ્યું કહે; બાકી ખરું જોતાં તો એના વરનેએ પણ એ કે દહાડે ગાંઠે છે જે ? તે બચારો ઢોલામારુજેવો બહારથી આવે છે, ને ખાઇને લાડ કરીને સુઇ જાય છે તેમાં જ છાકી ગઇ છે તો ! કહેવત છે કેની 'ધણીની માનીતી બાર ગામ ઉજડ કરે.' ના ના, જુઓ તમે બધાં છો જ તો; તમારી જોડે હું કેમ વઢતી નથી ? પણ એ રાંડ બોલ્યા જેવું કરે છે ત્યારે શું કરું ? એને નિર્લજને લાજ આવે છે કે કાલે ઉઠીને ખપ પડશે ! પણ એને શેનો ખપ પડવાનો છે ! રાંડ ને રંડવો એ જણાં છે. આગળ પાછળ હોય તો આપદા કેની ? પેલી કહેવતવાળી વાત કે 'હુતો ને હુતી, ને સોડ વાળીને સુતી' ! એને કોઇની મતલબ છે ? પણ બહેન ! બારે ને ચારે સરખા જવાના નથી. એ તો ધૂળનોએ ખપ પડે છે, સમજ્યાં કેની ?

[ એટલામાં સામી રહેનારી પારવતીબાઇ નામની એક આધેડ

બાયડી પોતાના ઘરમાંથી નીકળીને કહે છે.]

પારવતીબાઈ—અલી ચંચળ ! તને કેમ કશી વાતની શરમ નથી ? તારની નજરમાં આવે છે તેમ બોલબોલ કરે છે ! તે બચારી તને મોહુંએ આપતી નથી. એમ છેક છેડો માથે નાખીને ના ફરીએ ! જો બાપા ! મારે તો તેએ સગી નથી, ને તુંએ સગી નથી. પણ રાંડનું રીતે કહેવાય, જો મારી બાઇ ! તારની પહોર વારથી ટકટકારો માંડ્યો છે ? એમ છેક કુતરાની પેઠે ભસ ભસ કરવું એ તે સારૂં ? નાનામોટાનો ભારવક્કર રાખીએ ! તું તે કંઇ હવે નાની છે ? મોટી ગધેડાજેવડી થઇ ને હજુ વિચાર રાખતી નથી ! હવે પછી તે વિચાર કે દહાડે આવવાનો છે ? રડ્યું ખરી વાતમાં બોલ્યાવનું ના રહેવાયું તે કામ મૂકીને બહાર નીકળી. ક્યારની હમજ્યું વગર હમજ્યું લવ લવ કર્યા જ કરે છે ! જરા મોંમાં જીભ ઘાલતી નથી ! એમ છેક બેફાટ થઇને ફરવું એ તે શું ? કોઇ નાનામોટાનો ભારવક્કર રાખીએ ! કેમ અલીઓ ! કોઈ બોલતી નથી ? હું ખોટું કહું છું !

ચંચળા—જુઓ કાકીજી ! તમે મોટાં થઇને મારો રાંડનો વાંક કાઢો છો, પણ જરા તોલ કરતાં નથી. આજનો દહાડો હું તમારૂં સાંખી રહી; પણ તમે શી ચોકશી કરીને બોલ્યાં ? પૂરી વાત જાણ્યા વિના મારા ઉપર ફડફડતાં બહાર નીકળ્યાં, ને ઘોડી ને ગધેડી કરતાં નીકળ્યાં ! કંઇ હું તમારી હજી ઓશિયાળી નથી ! રડ્યું નાયથી બોલે તો ચાલે ! છેક આમ તણખલાજેવી મને કરો છો એ તે સારી વાત છે ? મોટાંએ તો બેયને બરાબર ગણવાનાં. હું એ રાંડ ધાન ખાતી હઇશ તે છેક નહિ સમજતી હઇશ ?

પારવતીબાઈ—તારે જા લઢ્યા કર, તારામાં જોર હોય તાં સુધી ! જા ! ભલાની દુનિયાં છે ? એને શીખામણ દેવા આવ્યાં, તારે મારી સાથે બાઝવા આવી ! એનું તો લોઢાનું માથું છે, તે સઉ સાથે ફોડે છે. બાઇ ! તારી સાથે પૂરાં ના પડાય. તારું વજ્જરનું મોઢું છે, મેં રાંડે જખ મારી કે તને શીખામણ દેવા આવી ! હશે જા, હવે તારૂં સુજતું કર. એ તે શું મારી બાઇ ! સવારની ઉઠે છે તારાની કાગડીની પેઠે કાઉ કાઉ કરી મૂકે છે ! થાકતી નથી ! બચારા બાલુનેએ પજવી પજવીને પેશ પહોંચાડે છે ! કોણ જાણે કરમની કાઢી એને આવી બાયડી ક્યાંથી મળી ? ( એમ કહી પોતાના ઘરમાં જાય છે. ને બારણું બંધ કરે છે.)

ચંચળા—'સરે નહિ, સીજે નહિ, ને ખાટ એઠું ખીજે.' રાંડનું ઘરકું ભવા આવે છે, એટલે છેક અક્કલ જતી દેખું તો ! પણ

એવું હોય તો કોઇની વાતમાં બોલીએ નહિ, મારા કટુંબની હણીજીઓ થઇને બોલવા આવે છે ! એવું હતું તો શીદ તેના માબાપે પોતાના દીકરાને પરણાવ્યો ! ને હું નહારી હતી તો બીજી હારી જણીને આપીએની, બહુ દયા આવતી'તી તો ! જો વળી, મને બોલાવીને સાર કાઢનારી છે જો ! જાને હજી બોલતી નથી ! હઉનાં હેતને જાણું છું. મરતાં—સુધી ભૂલવાની નથી. ( એમ બડબડતી ઘરમાં જાય છે, તથા હમણાં સાંજ પડશે, તેથી રસોઈ કરવા જાય છે. પછી સહુ પોતપોતાના ઘરમાં જાય છે. )

વિજયાલક્ષ્મી પોતાના મનમાં હસતી વિચારે છેઃ ખરે, ગરીબનો બેલી પરમેશ્વર છે. જો હું ના બોલી તો બીજાં કેટલાં બોલનાર મળ્યાં ! અને જો હું બોલી હત તો બધાંએ તમાસો જોતે, અને એ નીચ સ્વભાવની ગમે તે બોલત, તો મારે શરમાઇને ભોંયમાં પેશી જવું પડત, ને પાછળથી એના બોલ સંભારીને મને બળાપો થાત. સારું થયું જે પરમેશ્વરે મને શાંતિ આપી, નહિ તો એના આવા કડવા બોલ મારાથી સંખાત નહિ, તેમ છેક એના જેવું નિર્લજ થઇને મારાથી બોલાત પણ નહિ. હશે, પણ આજે સાંજે પાછું કંઇ થશે ખરૂં. એનો વર આવીને એમના આગળ સાચાં જૂઠાં કરશે. પણ પોતે બધું જાણે છે એટલે મારે કશી ફિકર નથી. અરે ! એમની જગાએ જો કોઇ મૂર્ખ હોત તો મારી શી વલે થાત ! આવા માણસો મને રોજ માર મરાવીને જીવવા પણ દેત નહિ. પણ ઈશ્વરને સહુની ફિકર છે. જેને જેવું જોઇએ છે તેને તેવું ભગવાન્ મેળવી આપે છે. ચાલ હમણાં સાંજ પડશે. હું પણ મારા કામકાજથી પરવારી લઉં. [ આવો વિચાર કરી પોતાના કામમાં પ્રવેશે છે. ]

થોડીવાર થયા પછી બાળમુકુંદદાસ આવે છે, તેને ચંચળાએ સઘળી વાત વધારીને પોતાનો વાંક ઢાંકીને કહી સંભળાવી. તે સાંભળીને તેના વરે જમ્યા પછી એ વિષેનો બંદોબસ્ત કરવા કબુલાત આપી. પછી જમ્યા ને પાનસોપારી ખાવા બેઠા.

મનોહર પણ પોતાના કામથી પરવારી ઘેર આવી સંધ્યા કરી વાળુ કરવા બેઠો. તે વખતમાં તેની સ્ત્રીએ દિવસની વીતેલી સઘળી વાત કહી સંભળાવી. એટલામાં બાળમુકુંદદાસ એક પોતડી પહેરી, ધોતીયું ઓઢીને મનોહરને ઓટલે ચઢી બોલે છેઃ

બાળમુકુંદ—[ મોટેથી ] કેમ ઘડમાં છો કે ? મનોડભત ! એ મનોડભત ! ભતજી સુવા છો કે ? કેમ કોઇ બોલતું નથી ! ! અડે બીજકોડ ભતાની ? એ બીજકોડ ભતાની ! અડે ભતજી મ્હાડાજ !

ઘડમાં છો કે ? (જવાબ દીધા જેવું સંભળાયાથી) જડા બાન્નું ઉઘારજો.

મનોહર—( વાળુ કરીને ઉઠ્યો હતો તે એકદમ બારીએ આવીને, મોટેથી ) એ કોણુ બોલાવે છે ?

બાળમુકુંદ—એ ટો હું છું મનોડ ભત ! જડા કામ હટું. કેમ પુડસડ છે કે ?

મનોહર—આવો. બાળમુકુંદદાસ કે ? પધારો. ( બારણું ઉઘાડે છે. ) આજ તમે અત્યારમાં ક્યાંથી ? દુકાને નથી ગયા કે શું ? પધારો મેડે. તમે આવ્યા એટલે ફુરસદ નહિ હોય તોપણુ કાઢવી પડે, કેમકે એક મોભના પડોશી છો. ભાઇ ! તમારી ઓથે અમે છીએ, ગમે એવા પણુ તમે ગામના શેઠ કહેવાઓ. [ એમ બોલતાં બે જણુ ઉપર જઇ બેસે છે. ]

બાળ૦—એ ટો બદ્ધું એ ઠીક જ છે મેહેડબાન ! સઉ અડસ્પડસ છે, ટમે મોતા ડેવટા ગનાઓ છો. ભૂડેવ કહેવાઓ ટે ટમે. ટમાડા પાકી[1] કોઇને ચાલટું નઠી. કેમ, વાલુ પાની કર્યાં કે હજુ હવે ?

મનોહર—હા, વાળું થયાં, બેસો, હું પાનસોપારી લેતો આવું.

બાળ૦—અડે બેસોની, ટેની કંઇ અગટ નઠી, આપને ટો ઘડનું ઘડ છે.

મનોહર—એમ તે ચાલે ! હજી મારે પણુ ખાવાનું છે, (ઘરમાં જઇ પાનનો વાટવો લે છે. તેને ધીરેથી હસતાં વિજયા કહે છે, જરા એને સમજણુ પાડજો કે તમને બોલાવે છે તે છેક નામ બગાડીને બોલાવે છે, એને બોલતાં આવડતું નથી, તે તમને તો મનોડભત કહે છે; ને મને તો વળી છેક બોજકોડ ભતાની કહે છે. તે જરા રીતસર બોલાવે એમ કહેજો. એવું મને તો ગમતું નથી. પછી આપની મરજી. મનોહર હસતાં હસતાં વાટવો લઇ આવે છે, શેઠ ઉભા થઇ તેમને બેસાડી બેસે છે. )

બાળ૦—આજે ડુકાન જડા વેહેલી પટાવી, સાલું એ ટો રોજનું છે, કોઇ ડા'રો બે ઘરી નિરાંટે બેશીએ ટો ખડા.

મનોહર—બહુ સારું થયું, પડોશમાં રહીએ છીએ પણુ આજ કેટલે દહાડે મળ્યા ! સંસારઉપાધિ[2] થોડી છે ?

બાળ૦—અડે સંસાડની ઉપાઢિની વાટ ટો પૂછસો જ મા. સાલું આમ નહિ ટો આમ.

મનોહર—( તેને પાન આપતાં ) કંઇ નવીજુની જાણુવા જોગ છે કે ?

---

[1] વિના. [2] કામકાજ કરવા વગેરેનું દુઃખ.

બાળ૦—આ બજાડની ટો કંઇ ટેવી જાનવા જોગ નઠી. સડ-ભડ ચાલે છે ને આ ધડથી ટો જાનો જ છો કેની ! રાંડોનાં કામ છે, ટે ડારામાં ડસ નવી ને ડસ જૂની થોકની ને લરવું, સાલાંને કંઇ કમાવા ઢમાવાની કાલજી છે ?

મનોહર—હોય છે, એ તો સંસાર દુઃખનો જ દરિયો છે. એમાં જો આપણે મન ઘાલીએ તો જીવતાં મરવું પડે. કેમ ખોટું કહું છું ?

બાળ૦—અડે મનોડભત ! એ સું બોલ્યા ? આમનો સહજ આમ ઉગે ટો પન ટમે ખોટું બોલો ? એ વાટનો મને ભડોસો છે. પન સાલુ વખટ પરે ટેમાંએ ચિટ નાંખવું પડે છે, કેમ ? નહિ ટો સાલાં માંહો માંહી લરી વરીને જુઢ મચાવી મૂકે, ને કુઢ પીઢા જેવું હોય ટાં એડ પીઢા જેવું ટડટ કડીને મૂકે, ના ના સાચું કહેજો, ભત ! થીક કહું છું કેની ?

મનોહર—ના, એમ તો જરા ધાક રાખવો, તપાસ રાખવી, નહિ તો એ તો સ્ત્રિયોનાં કામ છે, મચે તો દેશ ઉજડ કરે. તેમાં પાછી પાની કરવાની નહિ, ને વળી નામ ત્યારે અબળા !

બાળ૦—(હેં હેં હેં એમ હસીને) ખડું કહો છો, મ્હાડાજ ! ખડું કહો છો. એ વાટનો જેને અનુભવ છે ટેજ જાને છે. હું જાનું છું કે આપનાં ભતાની કંઇ છેક એવાં નડી. એમની મડજાડ, એમના બોલવાની મીથાસ, ટેમ જ સમજન ટેવી. સકલગુનસંપૂડન છે. ટેમ ડેવટા ટમે પન ટેવા જ છો હોં. આજ કેતલા ડા'રાડી જોઉં છું ટે સીઢે રસ્ટે જવું ને આવવું, આપને ભલા, ને આપનું ધડ ભલું, કો-ઇની લાખી નહિ, તુંકી નહિ; એ ઘનું જ સાડું છે, ને ટમાડા જેવો પરોસ મારો નાઠજી બાવો સઉને આપે એ જ માડી તો માગની છે હો, જુથું નહિ.

મનોહર—જુઓ બાળમુકુંદદાસ ! અમે પણ મહાદેવજીપાસે એમ જ માગીએ છીએ કે તમારા જેવા પાડોશી અમને જનમો જ-નમ આપજો, કેમકે તમારામાં કળિયુગનો વા નથી. બાકી આજની પ્રજા તમે જાણો છો ? કેવી થઇ છે કે તેની પાસે ઉભા રહેવામાં માલ નથી. ભલા ભગવાન્ જે છે તે ઠીક છે. આપણે મુખે કોઇને ભલું બુરું શા વાસ્તે કહેવું જોઇએ, ને તમે એમ જાણતા હશો, પણ ચંચળા શેઠાણીજેવું માણસ તમને પણ ના મળ્યું હોત તો જગ-તનો વધારે અનુભવ થાત હો. જુઠું નહિ. એમનો સ્વભાવ જરા આકરો છે, પણ મનમાં પાપ નથી. ભોળાં માણસ છે. એવાં માણસ અને બહુ ગમે છે. અમે તેવી હિવારીરીયાં કોઈ તોપણ ચંચળ શેઠાણીસાથે

જરા વાત કરું એટલે એમનો હસમુખો સ્વભાવ તેથી તરત મને આનંદ થઇ જાય છે. તેથી મને તો એમનો સ્વભાવ બહુ જ સારો લાગે છે. વળી આંખમાં શરમ કેવી ? જો એમને કોઇએ બે અક્ષર હાથીને કહ્યા હોય તો દુઃખ માનવાનાં નહિ, પણ ઉલટાં હસીને બોલવાનાં. હું તો આખા શહેરમાં રાતદહાડો ફરું છું પણ એમનો જોટો નથી, હો શેઠ ! હોય, વખતે તેમનો જીવ અકળાયો હોય તો બે ખરા અક્ષર બોલે, પણ તેનું મનમાં પાપ નહિ. ઘડી પછી પાછાં હસતે મ્હોડે તેને બોલાવવાનાં જાય. એ બહુ જ સારી ટેવ છે. એવાં માણુસ જેને જોઇએ છે, તેને શોધ્યાં જડતાં નથી, ખબર છે ? હું તો સત્ય કહેવાનો. મોરખી વાત મને ગમતી નથી.

બાગ૦—( જરા હસતાં ) હમનાં બાડીએ જ બેઠાં હસે. બોલાવો, બોલાવો, જડા બોલાવો ટો ખડા. એમના મનનું સમાઢાન ઠસે. બલિહાડી છે મ્હાડાજ ! ટમાડો પન સેહેડમાં જોતો નડી હો. ખોતી વાટ નડી કેહેટો.

મનોહર—ના ના, હમણાં કાંઇ કામમાં હશે. એમને ખોટી થવું પડશે. બાકી હું બોલાવું એટલે તો હજાર કામ પડ્યાં મૂકીને આવે. મારા ઉપર એમની સંપૂર્ણ કૃપા છે. પણ જાણી જોઇને એમને ખોટી કરવાં ? વખતે કામમાં જ હશે.

બાળ૦—અડે ટેનું કંઇ નહિ. હમનાં ફુડસડમાં જ બેઠાં હસે. જુઓ બોલાવો ટો ખડા. ટેની કંઇ ફિકડ નહિ. કામ ટો ડોજનાં બલ્યાં છે.

મનોહર—( મોટેથી ) કેમ ચંચળ શેઠાણી ! છો કે ? એ ચંચળ શેઠાણી ? ( ચંચળ ત્યારની બારીઆગળ છાની રહીને બધું સાંભળતી હતી, તે પોતાનાં વખાણ સાંભળીને લગાર હસતાં બારીએ આવીને )

ચંચળ—કોણ બોલાવે છે એ !

બાળ૦—સાંભલોછ કે ? જડા ફુડસડ હોય ટો મનોડ ભત ટમને યાડ કડે છે.

મનોહર—આવોને શેઠાણી ! બે દિવસથી જણાયાં નથી. બાઇ ! તમારા વિના બે દિવસ જાય છે કે મને ચેન પડતું નથી. તમારે તો દયા રાખવી. દહાડામાં એક વાર પણ અમને દર્શન દઇ જવું. સવારે અથવા સાંજે. ક્યો. હમણાં જરા નવરાશ હોય તો આવી જાઓ.

ચંચળા—એ બારણું——એ બારણું દઇને આવું છું.

( પોતાને માન તથા પ્રીતિથી બોલાવે છે એ જાણીને પ્રસન્નતાથી બારણાં દઇને આવે છે. )

મનોહર—આવો, બેસો, કાંઇ કામ મૂકીને તો આવ્યાં નથી ?

ચંચળા—બળ્યું, કામનો કંઇ અંત આવે છે ? કામ તો રોજનું છે.

બાળ૦—કહો હવે જે કહેવાનું હોય ટે ભતને, એટલે ટમાડે નિકાલ ઠસે.

ચંચળા—એમાં શું કહેવાનું હતું ? તમે પણ સમજ્યા પાકી! મારે તો કાંઇ કહેવું નથી.

મનોહર—કેમ વારુ ? કાંઇ કહેવાનું હતું ? હા સુખેથી. કાંઇ વસ્તુ જોઇએ તો તમારું ઘર છે. એમાં પૂછવાનું શું હતું ? જાઓ, ઘરમાં તમારી બહેન છે તેની પાસે. અરે તેને પણ પૂછવાનું શું ? જે વસ્તુ જોઇએ તે આપણે હાથે આવીને ઘરમાં જ્યાં પડી હોય ત્યાંથી લઇ જઇએ. તમે કાંઇ લોક છો ? જુઓ કશી વાતે જૂદાઇ ના રાખવી કેમ બોલ્યાં નહિ ? શું જોઇએ છે ? હેં શેઠ !

બાળ૦—ના ના એટો સેહેજ કસું જોય'ટું નઠી. એ વાટની ટો આપના ઘરમાં ટમાડી ડયા છે. પન આટો જાનો જ છો કેની, ટમાડા ઘડમાં ભતાનીને ને એમને જડા બોલચાલ ઠઇ હસે. હોય છે, આખો ડારો ભેલા રહેવું ટે વખટે બોલવું ઠાય. ટારે મેં ઢીરજ આપીટી કે ઘભડાસો નહિ. સાંજે એ વાટનો ટોર કરીસું. જુઓ, પાનાપારોસમાં રહેવું, ને ઉંચું ડોલ ઠાય ટે થીક નહિ. કેમ ભતજી મ્હાડાજ ! બોલ્યા નહિ ? ટે હવે ટમાડા આગલ કેહેટાં સડમ આવે છે. પન ટેની કંઇ ચંટા નહિ, બેલાસક કહો, સું ઠયું ટું ટે ?

ચંચળા—એમાં શું કહેવાનું ? કશુંએ થયું નથી. હોય, બે હાંલ્લાં હોય તે ખખડે.

મનોહર—[ પોતાના ઓરડામાં બેઠેલી વિજયાતરફ નજર કરી જરા મોટે સાદે ] કેમ રે ! તેં કાંઇ શેઠાણીને ઓછું વધતું કહ્યું'—તું કે શું ? બોલ સાચેસાચું. મેં તને પહેલાંથી કહી મુકયું છે કે એમના સામું કશું બોલીશ નહિ, ને કેમ તારી જીભ સખણી રહેતી નથી ?

વિજયા—( પોતાના ઓરડામાં બેઠી બેઠી ધીમેથી ) પૂછો એમને હું કંઇ બોલી હોઉં તો. એ તો હું જાણું છું કે એમનો સ્વભાવ જરા આકળો છે, તે સહેજ કાંઇ થાય તો બે અક્ષર બોલે. પણ પછી તે વાતનું એમના મનમાં કાંઇ નહિ. તે કરતાં પૂછો એમને. બે દિવસથી હું એમના સામું કશુંએ બોલી છું ? કાલે તો તમે મને પરમ દહાડે કથા કહી હતી તેનો હું વિચાર કરતી હતી, એટલે

તેવામાં એમણે મને કંઇ પૂછ્યું હશે, તેનો મારાથી બરાબર જવાબ નહિ દેવાયો ને કાંઇ બોલાઇ જવાયું હશે, તેથી એમના મનમાં ખોટું લાગ્યું હશે. અને આજે તો તમે મને જોડી આપેલાં પ્રભાતિયાં ગોખતી હતી, તેમાં એમને કંઇ દુઃખ લાગ્યું હશે. એ વિના હું કાંઇ બોલી હોઉં તો આ રહ્યું એમનું મોં પૂછો. હું તો ઉલટી એમનાથી દબીને ચાલું છું, કે વખત છે ને મારો વાંક પડે ને તમે મને વઢો. કેમ ચંચળ બહેન ! મેં તમને કાંઇ ગાળભેળ દીધી છે ?

ચંચળા—( જરા રાજી થઇને ) ભટ ! એ વાત જવા દોની. એમાં શું ? હોય એના બોલ્યા સામું કોણ જુએ છે ? એ તો મારો સ્વભાવ આકળો છે એટલે હું બોલું છું.

મનોહર—મગદુર કે બોલે તમારા સામું ! મેં એને પહેલેથી ખબર આપી છે કે ખબડદાર, શેઠાણીને કંઇ કહ્યું સાંભળ્યું તો ! એમનો ગરમ સ્વભાવ છે તે કદાચ બોલે તો નહિ, તોપણ કદાપિ બોલે અને સો ગાળો દે પણ તારે એક અક્ષર સામો બોલવો નહિ; ને જો બોલી તો તારી વાત તેં જાણી ! માટે બોલે કેમ ? તમને કહીને એ જાય કયાં ? પાછું મારાથી કામ છે કેની; ને જુઓ શેઠાણી ! તમને પણ આજથી શેઠના દેખતાં કહી મૂકું છું કે એના બોલ્યા સામું જોશો નહિ. હજી એની તમારા કરતાં બાળકબુદ્ધ છે, તેથી જો કાંઇ ઓછું વધતું બોલે તો તમારે એને કશું કહેવું નહિ, ને હું સાંજે ઘેર આવું ત્યારે મને બધું કહેવું. પછી એની વાત જોજે થાય છે તે ! મારા જેવો કોઇ ભુંડો નથી, એમ જાણજો હો. હા હા, હવે હું સમજ્યો. એ તો મેં એને બે પ્રભાતિયાં લખી આપ્યાં છે, તેમાં મેં એક કડીમાં લખ્યું છે કે ' ચંચળ નારીની ચંચળતા, ટાળી શાંતિ ધરજો રે ' તેમાં તમને એમ લાગ્યું હશે કે આ મારૂં નામ દે છે; પણ તેમ તમે ભૂલશો નહિ હો શેઠાણી ! એમાં કાંઇ તમારૂં નામ નથી. એ તો શાસ્ત્રમાં બૈરાંની જાતને ચંચળ જ કહેલી છે. ચંચળા એટલે સ્ત્રી એવો જ અર્થ થાય છે. તેથી એ તો મેં સઉ બૈરાંનું જોડી આપ્યું છે; ને કદાપિ તમારૂં નામ પ્રભાતિયામાં આવે તો તમારે ખુશી થવાની વાત છે. કેમકે પ્રભાતિયાં તો સવારમાં ગાવાનાં. તેમાં જાણો છો કેની, કે સવારમાં નકારા પાપી માણસનું નામ તો દેવાય નહિ; કારણ કે નકારા માણસનું નામ સવારમાં દેવાય તો આખો દહાડો ખાવાએ ન મળે. તેથી જુનાં પ્રભાતિયાંમાં જુઓની દ્રૌપદી, અહલ્યા, તારા, સીતા, મન્દોદરી, દમયંતી, કુંતી, લક્ષ્મી, એવાં મોટી મોટી સતીઓનાં નામ આવે છે, ને તમારૂં નામ જો

પ્રભાતિઆમાં ગાય તો એનું મોટું ભાગ્ય જાણવું. તમે પણ કે દહાડે ખોટે રસ્તે જાઓ છો જે ? તમારા જેવાં ભોળાંદોળાં માણસનાં નામ સવારમાં લેવાય તો સારાં, કે આખો દહાડો આનંદમાં જાય. કેમ બાળમુકુંદદાસ ! બોલ્યા નહિ ?

બાળ૦—એ ટો ગાંદાં છે. આપનું એવું ભાગેગ કાંઠી કે પર-ભાટિયામાં નામું ચરે. કેમ ટમાડા પેતમાં એ જ વાટનું હટું કે બીજું કંઈ ? જે હોય ટે કહી ડેજો.

ચંચળા—[ મનમાં ] મેં રાડે એને ઘણીએ ગાળો દીધી પણ એ કશુંએ બોલી નથી. હવે મારે એનો ગુણ માનવો જોઈએ, અને આ તો ભટે જોડી આપ્યું છે. તે એણે ગાયું, ને હું તો ઉંધું સમજી. હશે, થનાર ગઈ ગઈ. [ મોટેથી ] ના રે, તેનું તો કાંઈ નહિ; ને બીજું શું બોલવાનું હતું ? એ તો હોય, ' ડાંગે માર્યાં પાણી કંઈ જુદાં થવાનાં છે ' ? મારે એના વિના ચાલવાનું નથી, ને એને મારા વિના ચાલવાનું નથી. મારા મનમાં તો હવે કશુંએ નથી.

બાળ૦—બોલો ડવાડકાંઢીસ્કી જે, દયું હવે સમાદાન ? ટારની માડા પેતમાં ફાલ પડી હટી કે સાલો આ પારાપરોસમાં પાછો ગેબી ગોલો કાંઠી આવ્યો ! લો, હવે કસું બોલસો નહિ; જાઓ ભતાનીની પાસે બેસો, હલી મલીને. ભતાની ! બોલાવજો એમને જડા. જાઓ જાઓ, ઘડમાં જાઓ. મનોડ ભતજેવું માનસ દેસદેસાંટડમાં નઠી, ને ભતાની પન ટેવાં જ છે હો. એ ટો ટમાડો સભાવ જડા આકલો ટે વખટ એવખટ હોય.

વિજયા—આવો ચંચળ બ્હેન ! બેસવું હોય તો ઘરમાં.

આટલી વાર સુધી સામી બારીએ બેઠાંને વિઠ્ઠલજી તથા ભાગીરથી બધી વાત સાંભળતાં હતાં, તે ભાગીરથી પોતાના ધણી વિઠ્ઠલજીને કહેવા લાગીઃ

ભાગીરથી—જુઓ, વગર કારણે બિચારી વિજયાલક્ષ્મીને ચાર વાત સંભળાવી. મનોહર પણ કેવા સમજુ છે ! પોતાના માણસનો વાંક કાઢ્યો, પણ તેનો રાંડનો બધો વાંક હતો પણ કદાપિ તેને કહ્યું છે ? મને પૂછ્યું હોત તો એનું બધું કહી આપત. બાપડી વિજયાએ બધી હજારો ગાળો ખાધી છે, પણ કશું એના આગળ કહ્યું નથી. તોબા આવાં માણસથી ! ગાળો દેવી ને વળી તેને સામું દબાવવું !

વિઠ્ઠલજી—બેસની હવે, તુંએ કેદહાડે ડાહી છે ? નહિ સળગતું હોય ત્યાં સળગાવી આપે એવી છે ! એ તો બિચારાં બેએ ભલાં છે. લાવ જરા શેઠને બોલાવી જોઉં ! ( મોટેથી ) કેમ બાલ-

મુકુંદદાસ ! આજ કંઇ ભટ્ટજીના ઘરમાં બેસો છો ! આજ વહેલા આવ્યા છો કે શું ?

બાગ૦—કોન વિથ્થલજી કે ? અટાર સુડી કાં ગયા'ટા ? આવો, ફુડસુડ હોય ટો. એ ટો ઘને ડારે ભનજી મલ્યા, ટારે કહ્યું, ઘરી વાટચીટ કડીએ. સેહેજ બેથા છીએ. આવો આવો.

વિઠ્ઠલજી—ભટ્ટજી મહારાજ ! [1]નિવૃત્તિમાં બેઠા છો કે કાંઇ ખાનગી પ્રસંગ ચાલે છે ?

મનોહર—ના ખાનગી તો કાંઇ નથી. આવવું હોય તો આવો. [ વિઠ્ઠલજી આવે છે. ]

બાગ૦—કેમ ભાગીડકી ! ટમે પન ફુડસડ હોય ટો આવો. ટમાડી [2]કાંસલ પન ઘડમાં જુડી બેથેલી છે. જુવો હલીએ મલીએ પડસ્પડને ટેમાં આનંડ છે. કા' કા' વિથ્થલજી ! એમને પન બચાડનિ ઘડમાં એકલાં ઘુડની પેથેમ કેમ ગમે ?

વિઠ્ઠલજી—[ ભાગીરથીને ] તારે પણ આવવું હોય તો બારણાં બંધ કરીને આવ. ઘરમાં સહુ બેઠાં છે ત્યાં ઘડીભર બેસજે. [ શેઠનરફ જોતાં ] શેઠની મરજી કેમ તોડાય ? [ ભાગીરથી પણ બારણાં દઇને આવી ઘરમાં જાય છે. ]

વિજયા—(તેને આવકાર દેતાં) આવો ભાગીરથી બહેન ! બેસો.

બાગ૦—વિથ્થલજી ! કંઇ પડસંગ કારો. મહીંકી સીખામન આવે ટેવો.

વિઠ્ઠલજી—મને શું કહેવડાવો છો ? ભટ્ટજી મહારાજને [3]જિહ્વાગ્રે છે, શાસ્ત્રપુરાણ જે પૂછો તે. પણ શેઠાણી રોજ કથામાં જાય છે, ને બધાં જોડે લઢે છે ત્યારે તો પાછીપાની મેલતાં નથી !

બાગ૦—અડે ભાઇ ! સી વાટ કહું ટમને. જુઓ મંડિડમાં ટો ટમે જાનો જ છો કે કસું કહેટા નડી. આ 'જે જે, જે જે,' કડવું ને ડડસન કડીને ઘેડ આવવું, ટેમાં સાલો સો બોઢ લાગે ? ટેમ છટાં વલી આપની પરોસન પેલી વખટ બામની કહેટી'ટી કે એક સંનાસી કઠા કડે છે, ટે થીક છે. ટો કહ્યું જાઓ, ભકિટના કામમાં કોન સાલો કમબખટ આરી જીભ ઘાલે ? પન જાનો જ છો કેની, બધું સમા પડમાને. ટે પન વલી કહે કે વેડાંટની કઠા કડેછ ! અડે ભાઇ ! રાંડોની જાટને બોઢ તોકેછ. ઘરી પછી ટેનું ટે. ટેપન નહિ આંમાના કાના મામા સાડા. કેમ ભતજી ! બોલ્યા નહિ ?

---

૧ નવરાશમાં. ૨ મંડળી. ૩ જીભને ટેરવે.

વિઠ્ઠલજી—[ પોતાની સ્ત્રીને મોઢેથી પેલી વાત સાંભળેલી કે ભટ તો પોતાની વહુને દીકરી, બહેન, એવું એવું કહે છે તે ઉપરથી ] અરે ભાઇ! સ્ત્રિયોને એવી નઠારી ટેવ છે કે જુઠી સાચી એક બીજાની ન કરે ત્યાં સુધી અન્ન પચે નહિ. રોજ એક ગપ ગમે ત્યાંથી પણ ઉડાડવી, એ જ એમનો [1]સિદ્ધાંત છે. ભટજી મહારાજ ! સાંભળજો, અપરાધ ક્ષમા કરજો. આજ આખા મહોલ્લાની સ્ત્રિયોમાં એક એવી ગપ ચાલી છે કે આપણા મહોલ્લામાંનો કોઇ પુરુષ પોતાની સ્ત્રીને 'વ્હાલી દીકરી, પ્યારી છોકરી, બહેન સાંભળ,' એવું પ્રીતિના [2]અંગ-માં રોજ રાત્રિએ કહે છે. સાળી આ વાર્તા તે સંભવે છે? પણ મૂર્ખ સ્ત્રિયોને [3]સંભવ અસંભવનો[4] કાંઇ વિચાર છે ? એવા અજ્ઞાનના સ્વભાવ તે એકદમ શી રીતે બદલાય ? જરા પણ ચોકશી કરીને બોલવાનો તો એમને ચાલ જ નથી. બહુ જ દિલગીરીની વાત છે કે જ્યાં સુધી આ સ્ત્રિયોનો નઠારો સ્વભાવ જાય નહિ ત્યાં સુધી કંઇ પુરુષોને સખ થનાર નથી. હશે પરમેશ્વરની જે ઇચ્છા હશે તે ખરું.

મનોહર—( જરા હસીને ) એ વાત પણ ચાલી છે કે ? સાંભળો, વિઠ્ઠલજી ! એ વાતનું તો એમ છે કે સ્ત્રિયોની રીતભાત તથા વ્યવહાર સારી રીતે સુધરે તેટલા માટે એક ધર્મકુટુંબનું આ-ખ્યાન મેં હાલ બે દિવસથી રાત્રિએ કહેવા માંડ્યું છે. તેમાં માતાએ પોતાની પુત્રીને બોધ કરેલો છે, તે વાર્તા હાલ ચાલે છે. તેમાં સ્થળે સ્થળે માતાનાં વચન આવે છે કે 'હે વહાલી દીકરી ! હે સુપુત્ર ! હે બહેન !' ઇત્યાદિ. આ વાર્તાઉપરથી કોઇએ વગર સમજથી ગપ ચલાવી હશે, પણ તે મારે માટે જ ઉડી હશે. ખેર, હવે એ વિષે વધારે ચોકસીની કાંઇ ગરજ નથી.

બાળી૦—( એકદમ ) હેં ભટજી મહાડાજ ? ટે કઠા કેવી છે ? ને આજે ઠવાની છે કે સી ડીટે ? અડે ભાઇસાહેબ ! એમ હોય ટો વિવા'ડી હુકું સુ હટું જે ! આજડી જ માડો ટો એ અભિપ્ડાય છે કે સઘલા મોલ્લાનું બૈડાંમંદલ બેસીને સાંભલે. ટેની સઘલી ટજવીજ માડે કરવી. [ પોતાની સ્ત્રીની સંમતિ[5] લેવાના વિચારથી ચંચળાને ] કેમ સાંભલોછ કે ? આ ભટજી મ્હાડાજ આજડી કઠા કડે ને આપને બઢાં સાંભલીએ. મોલ્લાનાં નાનાંમોતાં જેની મડજી હસે ટે આવસે. એમાં સી બેસરામન છે જે ? કેમ થીક કે નહિ ?

ચંચળા—હા, એમ હોય તો સોનાથી પીળું શું ? જે ખરચ

૧ નિશ્ચય. ૨ સંબંધમાં. ૩ ખરાપણાનો. ૪ ખોટાપણાનો. ૫ સલાહ.

થશે તે આપણે આપીશું. ભલા, સદૈને કથા સાંભળવાનું થશે ને આ કરમકથા છૂટશે.

બાળ૦—કેમ વિઠ્ઠલજી ! બોલ્યા નહિ ? એમાં સી હડકટ છે ? કહો ટાડે ભતજી મ્હાડાજ ! સી આગના છે ?

વિઠ્ઠલજી—હા ભટજી ! આપ કૃપા કરો તો સર્વનું દુઃખ જાય; અને ધીરે ધીરે ઘણો જ સારો સુધારો થઇ જશે. મને પણ એ ઉત્તમ વાર્તા લાગે છે. જો આપને અડચણ ન હોય તો તો આજથી પ્રારંભ[1] કરો.

મનોહર—આરંભ તો એ દિવસથી થયો જ છે. આજે ત્રીજો દિવસ છે. ભલે સઉની મરજી હોય તો, બેસવાનું કરો, હવે સમય થયો છે. એમાં ખરચ તો કશોએ નથી. દીવો તો આપણા ઘરમાં બળે જ છે.

બાળ૦—કેમ ટાડે, હું આપનાં ચાડ અરોસીપરોસીને ખબડ કડી આવું ?

વિઠ્ઠલજી—ના, તે તો કહો તો હું કહી આવું. એ તો ધર્મનું કામ છે. હા, જેની મરજી હશે તે આવશે. એમાં કાંઇ જોરજુલમ નથી.

બાળ૦—( ઉભા થઇને ) બેસો, હું હમનાં કહી આવું છું. ( તે જાય છે, અને સર્વને એ વાતની ખબર કરી આવે છે. તેથી સર્વ ભેગાં થાય છે. )

નિયમિત[2] આસને મનોહર બેઠા છે, અને સંમુખ[3] સર્વ બેઠાં છે. રોજના નિયમપ્રમાણે સર્વને પલાંઠીવાળી હાથ જોડી બેસવાનું કહ્યા પછી મનોહર કહે છેઃ બોલો 'સદ્‍ગુરુદેવકી જય.' જય બોલ્યા પછી મનોહરે પાછલી કથા સંક્ષેપમાં[4] સર્વને કહી સંભળાવી પછી જ્યાંથી રહી હતી ત્યાંથી આગળ કહે છેઃ

લક્ષ્મી માતા કહે છેઃ હે દીકરી ! તને ગઇ કાલે અંતમાં એ વાત કહી હતી કે આપણે ઘેર આવનાર ગરીબ તથા રોગી માણસની સઉથી પહેલી ખબર પૂછવી, તથા તેને ઘટતો જવાબ દઈ દેવો કે તે વિનાકારણ ખોટી થાય નહિ. હે સરસ્વતિ ! આ કાળમાં કેટલીક બુદ્ધિવિનાની સ્ત્રિયો પોતાના ધણીને વશ કરવાના વિચારથી, કોઇ ઢોંગી બાવા, ખાખી, ગુંસાઇ વગેરે જેઓ ખોટા વેષ કરીને લોકોને ઠગવા ફરે છે, તેવાઓની પાસે છાનામાના જઇને જંતરમંતર કે જડીબુટ્ટી લેવાવાસ્તે મહેનત કરે છે, અને તે ઢોંગી લોકો પણ તે બુદ્ધિવિનાનાં બૈરાંપાસે પૈસા અથવા પદાર્થ માગી લે છે અને તેને

૧ શરૂઆત. ૨ રોજના નિમેલા. ૩ સામા. ૪ ટુંકામાં.

ખોટી આશા આપીને નઠારાં આચરણ શીખવે છે, અને ઉલટાં પાપી કરી નાંખે છે. તેથી તેનો ધણી બુદ્ધિમાન્ હોવાથી વશ તો થતો નથી, પણ ઉલટો કલેશ થાય છે. માટે હે સુલક્ષણી પુત્રિ ! તારે એવા માર્ગમાં પગલું ભરવું નહિ, કારણ કે એ ધિક્કારવાજોગ વાર્તા છે. બુદ્ધિમાન્ તથા કુળવાન્ સ્ત્રીએ પોતાના ધણીને વશ કરવા આ ઉપાય કરવાઃ તે ઉપાયને પણ તું પ્રીતિવડે સાંભળી યાદ રાખજે.

પ્રથમ તો તે બુદ્ધિમાન્ સ્ત્રીએ પોતાના ધણીને વશ કરવા સારુ તે જે જે આજ્ઞા કરે તે તે પાળવી, અને તેની મરજી પ્રમાણે ચાલવું. તેના કહ્યા ઉપરાંત એક પણ કામમાં આપણું ડહાપણ ચલાવવું નહિ. કદાચિત્ તે ખોટું કામ દેખાડે તો તેને તેની પ્રસન્નતા જોઇને આપણો વિચાર જણાવવો. તેમ છતાં પણ જો તેની ન નિવારણ કરાય એવી ઇચ્છા હોય તો તે નમ્રતાથી જરુર પાળીને તેની પ્રીતિ મેળવવી. વળી ઘરમાંથી પોતાના ધણીની રજાવિના પોતાનાં માબાપને ઘેર પણ જવું નહિ. હે દીકરી ! તે બુદ્ધિમાન્ ધણીની જ્યારે અપ્રસન્નતા[1] જોઇએ ત્યારે ત્યારે તો તેની મરજી ધણી જ પ્રીતિથી સંભાળવી. તેના સામું કદાચિત્ પણ ઉંચે શબ્દે ક્રોધ કરીને બોલવું નહિ, તેના ઉપર મોં ચઢાવવું નહિ, તેની નારાજીના વખતમાં તેના સામું હસવું નહિ, પૂછ્યા વિના વધારે બોલબોલ કરવું નહિ, ઘડીએ ઘડીએ તે ધણીના દોષ હોય તે તેને મોંઢે કહ્યા કરવા નહિ, તથા આપણા ધણીના અવગુણ બીજાની આગળ પણ કહેવા નહિ કારણ કે જ્યારે તે વાત તે જાણે છે ત્યારે આપણા ઉપર નારાજ થાય છે. હે ડાહી દીકરી ! ટુંકામાં એ જ કે દરેક કામમાં પોતાના ધણીની મરજી સંભાળી લેવાથી જ્યારે તે પતિ આપણા ઉપર વિશ્વાસથી પ્રીતિ રાખે ત્યારે પણ આપણે ઉન્મત્ત[2] અથવા અભિમાની થઇને તેના મનથી ઉલટી રીતે કોઇ પણ કૃત્ય[3] કદી કરવું નહિ તેમ જ તેની મર્યાદા તોડવી નહિ. તેમ છતાં પણ કદાપિ આપણા ઉપર વિશ્વાસને રાખનાર તે પતિ ભૂલથી અથવા ભોળપણથી કાંઇ ઉલટા કામમાં પ્રવેશની[4] ઇચ્છા કરે તો તેને આપણાથી બનતા પ્રયત્ને રોકવા વિચારવું; પણ હરેક સદ્યુક્તિથી[5] તે પતિની પ્રસન્નતા મેળવવી. આ પ્રમાણે ધણીની પ્રસન્નતા મેળવનાર સ્ત્રી આ લોકમાં ઉત્તમ પ્રકારનાં સુખો તથા સારી કીર્તિને પામે છે, અને પરલોકમાં પણ સર્વોત્તમ[6] ગતિને પામે છે. માટે સ્ત્રીજાતિનો મુખ્ય ધર્મ તો પોતાના પતિની ઇચ્છાને અનુકૂળ

૧ નારાજી. ૨ છકી જઇને. ૩ કામ. ૪ પેસવાની. ૫ સારા ઉપાયથી. ૬ સહુથી સારી.

ચાલવું એ જ છે, અને એ જ ઉપાયથી તે વશ થાય છે. માટે બીજા
અયોગ્ય ઉપાય કરવા જવું નહિ.

હે સરસ્વતિ! કોઇના આગળ પણ જૂઠું બોલવું એ મોટું
પાપ છે. માટે જેમ બને તેમ જૂઠું બોલવાથી બચવું. પોતાના
ધણીઆગળ તો કદાચિત્ પણ જૂઠું બોલવું નહિ. કારણ કે જે સ્ત્રી
પોતાના ધણીઆગળ જૂઠું બોલી છળ[1] કરી તેને છેતરવાની યુક્તિઓ
રચે છે, તે સ્ત્રીએ એ સઘળા અપરાધ પરમેશ્વરઆગળ કર્યા એમ
ગણાય છે; કારણ પતિ એ પરમેશ્વરરૂપ જ ગણાય છે. તેથી એવા
પોતાના ધણીઆગળ જૂઠું બોલવા વગેરેથી થતા પાપની માફી પર-
મેશ્વર પણ આપતા નથી. માટે પોતાના ધણીઆગળ કાંઇ પણ જૂઠું
બોલવું નહિ. જૂઠું બોલવાથી એક એ જ પાપ થાય છે એમ નથી
પણ તે જૂઠું ન જણાય તેને માટે બીજી અનેક યુક્તિઓ જૂઠી જ
રચવી પડે છે. જેથી એકવાર જૂઠું બોલવાથી અનેક પાપ થઇ
જાય છે. એ સઘળું છતાં પણ જૂઠું ઝાઝા દિવસ ટકતું નથી તેથી
જ્યારે આપણી જૂઠ જાહેર પડે છે, ત્યારે આપણને મરણથી પણ
અધિક દુઃખ થાય છે, એટલું જ નહિ પણ પછી આપણી સાચી
કહેલી વાતનો પણ કોઇ ભરોસો રાખતું નથી. જૂઠું બોલવામાં એવાં
એવાં ઘણાં નુકસાન છે, માટે તેથી સદા બચતા રહેવું. તેથી આપણું
આ લોકમાં તથા પરલોકમાં ભલું થાય છે, અને આવરદા વધે છે.
માટે જેમ બને તેમ સાચું બોલવાની ટેવ પાડતા જવી, અને જૂઠું
બોલનારને આપણી પાસેથી કાઢી મૂકવાં, અને સાચું બોલનારને જ
પાસે રાખવાં તથા તેની દયા રાખવી.

વળી હે દીકરી! આપણે સ્ત્રીજાતિને કરવાનાં વ્રત ઘણાં છે,
તથા તેનાં ફળ પણ ઘણાં છે. તે વ્રતોમાં અગીઆરસ, શિવરાત્રિ,
પ્રદોષ, સોમવાર, કારણસર સાત વારમાંનો ગમે તે દિવસ, તથા
આપણાં ધર્મનાં પુસ્તકોમાં ગણેલા ઈશ્વરાવતારના જન્મદિવસ જેવા કે
નૃસિંહચતુર્દશી, વામનદ્વાદશી, રામનવમી, કૃષ્ણજન્માષ્ટમી, નાગપં-
ચમી વગેરે દિવસ, તથા તેવા જ ચોમાસાના ચાર માસ, તથા વરસ
આખામાં આવતા મોટા મોટા વ્રતના દિવસો હોય છે. તે દિવસોમાં
નિરાહાર એટલે નકોરડા ભૂખ્યા રહેવાનું અથવા ફળ આહાર કરી
રહેવાનું હોય છે, અથવા એકવાર જમીને અથવા એક ધાન ખાઇને
રહેવાનું હોય છે. એ વગેરે જૂદા જૂદા નિયમથી વ્રત કરવાનો
આપણા લોકનો ચાલ છે. તે પ્રમાણે બને તેટલું કરવું એ સારી વાત

૧ પ્રપંચ.

છે, તોપણ અંતરમાં ઘણું કષ્ટ વેઠીને દુરાગ્રહથી[1] વ્રત કરવું નહિ, કારણ તે દુરાગ્રહી[2] વ્રતવડે થનારૂં ફળ તામસી[3] હોય છે. સાત્વિક[4] ફળને આપનાર વ્રત જરૂર કરવાં. વળી ગૌત્રટ અને ચાંદ્રાયણ વગેરે મોટાં વ્રત હોય છે, તે પણ અનુકૂળતા જાળવીને કરવાં. પણ હે દીકરી! આપણા ધણીની મરજી ન હોય તો તેને નારાજ કરીને તેની આજ્ઞાવિના કોઇ પણ વ્રત કર્યું તો તે બિલકુલ ફળ આપતું નથી, એટલું જ નહિ પણ તેથી પોતાના ધણીનું આવરદા ઓછું થાય છે, માટે સુવાસણ સ્ત્રીએ ધણીની આજ્ઞાથી શક્તિપ્રમાણે વ્રત કરવાં, એ સારું છે; પણ કલેશ કરીને હઠવડે ઘણાં વ્રત કરવાં એ બિલકુલ સારું નથી.

હે સુવિચારવાળી! આપણા કુળનો અથવા પતિનો માનેલો અથવા આપણી પ્રીતિનો જે ધર્મમાર્ગ હોય તેને અનુકૂળ વર્તવું. ત્યાં મૂળ તો વેદમાર્ગ સર્વ પ્રાણિનો છે. પણ તેમાંથી, કાળે કરીને થયેલા વિચારવાન્ પુરુષોએ, તે મૂળ માર્ગના કોઇ કોઇ અંશને મુખ્ય ગણીને જૂદા જૂદા જથાઅંધ લોકોપાસે મનાવેલા અનેક માર્ગો છે; જેવા કે—શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ, સૂર્યવગેરેના ઉપાસક[5] તથા બુદ્ધ, જૈન, ચાર્વાક, નાસ્તિક, શૂન્યવાદી, શિખાનષ્ટ[6] યાત્નિક માર્ગ વગેરે. એવા અનેક માર્ગો તથા તે તે માર્ગોમાંથી થયેલા અનેક ફાંટાઓમાં ચાલનાર સઘળી જાતનાં મનુષ્યપ્રાણિઓસાથે આપણો સંબંધ કોઇ નિમિત્તથી થાય, તો કોઇના ધર્મરૂપ માનેલા માર્ગની અથવા તેના સિદ્ધાંત તથા નીતિનિયમોની નિંદા કરી તેના જીવને કલેશની ઉત્પત્તિ કરવી નહિ. કારણ કે ધર્મમાં વિરોધી[8] થઇ તેની સાક્ષાત્ નિંદા કરનાર ઉપર સહજ વૈર આવે છે. તેથી તેવા કોઇ પણ ધર્મમાર્ગની નિંદા કરવી નહિ પણ ઉલટી તેમના ધર્મમાર્ગમાં જે જે ઉત્તમ અને સર્વમાન્ય[9] નીતિઓ હોય તેની સ્તુતિ કરવી, તથા તે તે નીતિઓને તેવી પરંપરામાં[10] ચાલનારને પાળવા પળાવવા—વિષે પ્રીતિપૂર્વક બોધ કરવો. પણ તેમનો કોઇ નિમિત્તથી તિરસ્કાર કરવો નહિ. આપણે જે ધર્મમાર્ગને પાળતાં હોઇએ તેની જો કોઈ નિંદા કરતું હોય તથા આપણને આપણા ધર્મમાર્ગથી ભ્રષ્ટ[11] કર-

---

૧ ખોટી હઠથી. ૨ ખોટી હઠથી કરેલા. ૩ હલકા પ્રકારનું વહેલું નાશ થાય એવું, વધારે દુઃખવાળું. ૪ વધારે સુખવાળું. ૫ ભજનારા. ૬ ચોટલી નહિ રાખનારા. ૭ પેદા કરવું તે. ૮ ઉલટા. ૯ બધા લોકો જેને કબુલ કરતા હોય એવી. ૧૦ હારમાં, લંઘારમાં. ૧૧ દૂર.

નારા અધર્મ તથા અનીતિનાં વચનો સંભળાવતું હોય તો તેવાં માણુસને જો તેઓ આપણી સત્તામાં હોય તો એકદમ દૂર કરવાં, અને નહિ તો આપણે તેમનાથી દૂર થઇ જવું. દરેક ધર્મમાર્ગમાં ઉત્તમ નીતિઓને જ કહેલી હોય છે. કારણ કે અનીતિ દેખાડનાર તથા અનીતિમાં ચલાવનાર માર્ગને ધર્મમાર્ગ કહેવાતો નથી. માટે તે ઉત્તમ નીતિધર્મને પાળવાપળાવવામાં સર્વનું કલ્યાણ છે. કોઈ મંદબુદ્ધિ માણુસ કદાચ તે ધર્મમાર્ગના ખરા સિદ્ધાંતને તથા ખરા નીતિનિયમને ન જાણુનાર હોય, અથવા તો તે સિદ્ધાંતને ખોટી રીતે સમજીને તેનો ખોટો અર્થ કરીને અનીતિ તથા અધર્મને ધર્મ માની બેઠો હોય તો તે પશુસરખા માણુસસાથે વાતચીત કરવાનો અથવા સમીપ રહેવાનો પણ સંબંધ રાખવો નહિ. કારણ કે તે બુદ્ધિવિનાનું પશુસરખું માણુસ આપણુને સદાકાળ દુઃખનું આપનાર તથા અકલ્યાણ કરનાર થઈ પડે છે, તેથી તેવા માણુસની સોબત પણ કરવી નહિ. હે સરસ્વતિ ! જે સ્ત્રીને પોતાના ધર્મની ખબર નથી, જે નીતિને પણ જાણતી નથી, તથા તે ધર્મનીતિને જાણવાની આતુર ઇચ્છા પણ જેને નથી, એવી સ્ત્રીને પાપણી તથા શંખિની જાણવી. તેના દર્શનથી પણ પાપ લાગે છે. માટે તેને ઓળે પણ ઉભા ન રહેવું, અને ધર્મનીતિને જાણનારી અથવા જાણવાની પ્રીતિવાળી સ્ત્રીને તો પુણ્યવાન્ જાણવી, તથા તે સુભાગ્યવાળી સ્ત્રીની સાથે બેસવું ઉઠવું, અને હરક વખતે નીતિધર્મસંબંધી વાતચીત કરતા રહેવું, અને ખોટી વાર્તામાં કાન પણ દેવો નહિ.

હે સુલક્ષણી સુતા ! આપણા લોકની સ્ત્રિયોમાં એવી એક નઠારી ચાલ હાલ કાળે પડતી જાય છે કે એક બીજાસાથે હુંકારાતુંકારાથી બોલવું તથા હસવામાં અને મશ્કરીમાં એક બીજાને ગાળો દેવી તથા ન ઘટે એવા શબ્દો બોલવા. એ ચાલ નીચ કુળની અને અવિદ્વાન્[1] મૂર્ખ સ્ત્રિયોમાં વધારે હોય છે, અને તેમના સહવાસવાળી નાનાં વયની કાચી બુદ્ધિની છોકરીઓ અથવા સ્ત્રિયોને પણ એવી કુટેવ પડી જાય છે, તે સહજ ઉપાયથી જતી નથી. માટે તેવાં નીચ કુળનાં અથવા ઉંચ કુળનાં ગણાતાં છતાં નીચ સ્વભાવવાળાં બૈરાંની સંગતિ કરવી નહિ, કારણ કે સંગતિ જેવી હોય છે તેવા ગુણ દોષ તેનામાં આવે છે. વળી તેવી નીચ કુળની તથા નીચ સ્વભાવની કુછંદી સ્ત્રિયોને એ એક મોટી કુટેવ હોય છે કે સહજ કારણમાટે તેઓ એકદમ માંહોમાંહે લઢી પડે છે, તથા પાછળથી જાહેર રીતે સામસામા એક બીજાને ગાળો દેઇને લડે છે, તે વખતે ઘણા દિવસની

૧ વગર ભણેલી.

પ્રીતિને તથા ઘણા કરેલા ઉપકારને ભૂલી જઇને તત્કાળ તે વૈરને ઉત્પન્ન કરે છે. અને નહિ બોલી શકાય એવા શબ્દો પણ બોલે છે. એટલું જ નહિ પણ હે દીકરી ! જે વખતે ક્રોધવડે પ્રતિકૂળ અંતઃકરણ થાય છે, ત્યારે તે મૂર્ખ નીચ સ્ત્રી લોકની મર્યાદા, કુળની મર્યાદા તથા પ્રીતિના સર્વ નિયમોને ભૂલી જાય છે, અને જાહેર રીતે લોકોના સંમુખ ઘરમાં અથવા તો ઘરથી બહાર નીકળીને મોટો વિરોધ જણાવે છે, ગાળો દે છે, થોડો અપરાધ હોય તોપણ જૂઠું બોલી ઘણો અપરાધ પ્રગટ કરે છે, તેની સઘળી ગુહ્ય વાર્તાને બીજાના આગળ પ્રકટ કરે છે, અને લોકોઆગળ પોતાને નિરપરાધી જણાવે છે. તેથી બીજી તેના જેવી નીચા સ્વભાવની સ્ત્રિયો પણ તેનાં આ નઠારાં આચરણોને ટેકો આપે છે, અને લડાઇને વધારાવે છે. તેથી પરિણામે તે ઉંચ કુળની તથા સારા સ્વભાવની સ્ત્રીને ઘણો ખેદ થાવ છે, તથા મૂર્ખ લોકમાં તેમ જ કાચી સમજનામિથ્યા ગણાતા ઉંચ લોકમાં તેની ખોટી અપકીર્તિ થાય છે, તેથી તેને વારંવાર દુઃખ થવાનું કારણ બને છે. માટે હે દીકરી ! આ વાર્તાને હૃદયમાં રાખજે કે સૌથી પ્રથમ તો નીચા કુળની, નીચી જાતિની, અથવા નીચ સ્વભાવની સ્ત્રીસાથે કદી બહેનપણાં કરીશ નહિ. અને કદાપિ તેવંનો જોગજોગે સંબંધ થાય તો મૂળથી જ પ્રીતિવડે તેવા નીચની સાથે વારંવાર બેશી વાતો કરવાનો અભ્યાસ રાખીશ નહિ, અને તેમ કરતાં વાત કરવાનો પ્રસંગ આવે તો આપણી ગુપ્ત ગૃહછિદ્રરૂપ[1] વાર્તાને તેના આગળ પ્રકટ કરીશ નહિ. આટલું છતાં પણ કદાપિ તે મૂર્ખ સ્ત્રી કોઈ ઘટતા અણઘટતા કારણથી આપણા જોડે લડવાનો ઉપાય રચે તો આપણે નમી જવું, અને તે છતાં પણ જો તે નીચ સ્વભાવની સ્ત્રી ન માને તો તેના સાથે સામું બોલી લડવું નહિ, અને ઘરમાંથી બહાર નીકળીને તો કદાપિ પણ ઉંચે શબ્દે બોલવું કે લડવું નહિ. તથા લોકોને ભેળાં કરી આપણી નિંદા કરે અથવા આપણને ગાળો દે, તોપણ આપણે તેને જરા પણ ઉત્તર આપવું નહિ. કારણ કે ક્રોધ ચઢેલાં માણસને તરત જ જો સમજાવવા જઇએ તો તે માનતું નથી અને ઉલટું જે જે આપણે પાધરૂં કહેવા જઇએ તે પણ વાંકું પડે છે. તેથી ક્રોધના વખતમાં કોઇને વારવું નહિ. તેમ જ તેને ટેકો પણ સારા માણસે આપવો નહિ. તે દુષ્ટ સ્ત્રીની હજારો ગાળ ખાવી, પણ સામી તેને એક ગાળ દેવી નહિ, અને ત્યાંથી દૂર આપણા ઘરમાં એકાંત જઇને બેશી તે વખતે

૧ ઘરના કલંકની.

પરમેશ્વરનું ભજન કરવું. પણ તેની વાત સાંભળી આપણા મનમાં ખેદ કરવો નહિ, તથા બળવું પણ નહિ. આપણો અપરાધ નહિ છતાં પણ કોઇ આપણો અપરાધ માને અને તે અદલ ક્ષમા માગવાથી જો તે લડાઇ પતતી હોય, તો તે દુર્બુદ્ધિ[1] ઓની પાસે ક્ષમા માગી કલેશ મડાડવો પણ વધારવો નહિ.

વળી હે સુપુત્રિ! કાચા કાન રાખવા નહિ. તેથી ઘણા ગેરફાયદા થાય છે. કાચા કાન એટલે કોઇ માણસ બીજાની સાચી જૂઠી આપણને આવીને કહે તેનો ખરો તપાસ તથા વિચાર કર્યા વિના તે વાતને સાચી માનવી એ છે. આ ચાલ તો બહુ જ નઠારી છે. પ્રથમ તો આપણી પાસે જે માણસ આવીને વાત કરે તેની પરીક્ષા કરી જાણવું કે એ માણસ કેટલા વજનનું છે. ત્યાર પછી તે માણસ જેની વાત આપણા આગળ કરતું હોય, તેને માટે ખરી રીતે જાણવું કે તે માણસ કેવા પ્રકારનું છે. ત્યાર પછી માનવા જોગ વાર્તા હોય તો તે માનવી. અને પછી તે બાબતમાં આપણને નુકસાન થવાજેવું હોય તો તેનો વિચાર કરી એવો બંદોબસ્ત કરવો કે આપણને નુકસાન થાય નહિ; અને જો બીજાને નુકસાન થવાજેવું જણાય અને આપણા કોઇ ઉપાયથી તેનો બચાવ થતો હોય તો તે ઉપાય દેખાડવો, અથવા ઘટે તો આપણે કરવો. પણ અવિશ્વાસુ માણસની વાત સાંભળીને તે વાત જાહેરમાં આપણે ન મૂકવી, અને વિશ્વાસુ માણસથી સાંભળી હોય તોપણ તે વાર્તાનું સ્વરૂપ જોઇને તરત તે વાતને ભૂલી જવા જેવું કરવું, અને કોઇને કહેવું નહિ. એકની વાત બીજાને મોઢેથી સાંભળી તે વાતને સાચી માની એકદમ કોઇ ગરીબ નિરપરાધી પ્રાણીને નુકસાન પહોંચાડવું નહિ; પણ તેની પાકી તપાસ કાઢીને તેનો એવો બંદોબસ્ત કરવો કે આપણને તથા કોઇને નુકસાન થાય નહિ. વાતનું સ્વરૂપ તથા કહેનારનું વજન વિચાર્યા વિના એકદમ તેની કહેલી વાત ખરી માની તેને આધારે આપણે ચાલવું, અથવા કાંઇ કરવું નહિ.

હે સરસ્વતિ! આ સંસારમાં માણસની પરીક્ષા કરવી એ જ કામ સઉથી કઠિન છે, કારણ કે કોઇનું અંતઃકરણ બહારથી દેખાતું નથી. તેથી ગુપ્ત વસ્તુની પરીક્ષા કરવામાં ઘણી વખત સંશય[2] રહી જાય છે. માટે કેટલાક બુદ્ધિમાન્ પુરુષ તો એમ પણ કહે છે કે જેમ સોનાની પરીક્ષા ચાર પ્રકારથી કરવામાં આવે છે તેમ પુરુષની પરીક્ષા પણ ચાર પ્રકારથી કરવી ઘટે છે. ત્યાં સોનાની પરીક્ષા તો કસોટી કરીને, કાપીને, તાવીને, તથા ટીપીને એ ચાર રીતે કરવામાં આવે છે

૧ નઠારી બુદ્ધિવાળી. ૨ શક.

અને માણુસની પરીક્ષા તો જ્ઞાન, શીલ[1], ગુણ, તથા કર્મ એ ચાર બાબતમાં અનુભવ લેવાથી થાય છે. તેથી સહજમાં કોઇ માણુસની કિંમત કરી મૂર્ખાઇથી આપણે તેની હલકી કિંમત ગણી તિરસ્કાર કરવો એ બહુ જ નઠારૂં કામ છે. તેથી જેની સાથે આપણે કામ પાડવું હોય અથવા વ્યવહાર બાંધવો હોય તેનાં જૂદાં જૂદાં લક્ષણુથી પરીક્ષા કરીને પછી વધારે સંબંધ બાંધવો. અને ખરો સંબંધ બંધાયા પછી પણુ જ્યાં સુધી તે માણુસ ખરા વિશ્વાસનું પાત્ર[2] ન જણાય ત્યાં સુધી આપણા અંતરનો પાર તેને આપવો નહિ; એ સાથી ઉત્તમ બુદ્ધિમાનોની નીતિ છે. માટે દરેક વાત સાંભળી તેને વિચારવી તથા પછી ઘટે તેમ ઉપયોગ કરવો. સારાંશ[3] એ કે કાચા કાન રાખવા નહિ.

વળી હે બહેન! જે માણુસને ચાડી કરવાની ટેવ હોય એવાં ચાડિયાં માણુસઉપર વિશ્વાસ રાખવો નહિ. કારણુ કે જેને ચાડી કરવાની ટેવ હોય છે, તે બીજાની વાત જેમ આપણા આગળ કરતાં ડરતું નથી, તેમ આપણી વાત પણુ બીજાઆગળ કરતાં ડરશે નહિ. તેથી એવાં છાલકાં અંતઃકરણુવાળાં માણુસો હલકાં ગણાય છે. માટે એવી એકની વાત બીજાને કરવી અને તેની વાત ત્રીજાને કરવી એવો સ્વભાવ રાખવો નહિ. કારણુ કે એવો સ્વભાવ રાખવાથી ધીરે ધીરે એ વાત ખોટી વધારીને કરવાની ટેવ પડે છે, તેથી વધારે જૂઠું બોલવામાં આવે છે. અને એમ કરતાં પછી ઘણે દિવસે બિલકુલ ખોટી વાત પણુ કરવાનું મન થાય છે. માટે સાચી વાત પણુ ખરા કારણુસર કહેવી પડે તો કહેવી, પણુ વિના પ્રસંગે કોઇ આગળ કોઇની વાત કરવી નહિ; અને એવી ખરી ખોટી વાત કરનાર ચાડીઆં માણુસને આપણા ખાનગી વ્યવહારમાં ભેળવવાં નહિ. કેમકે તે આપણી ખાનગી વાતો જાણીને બીજા આગળ કહેતાં ફરે છે. આવાં માણુસો વખતે બેસમજથી કોઈના જીવનું જોખમ પણુ કરી નાંખે છે. કેટલાક મૂર્ખ માણુસોને તો એવી ટેવ જ હોય છે કે આખા દિવસમાં ગમે તેની પણુ ખરી ખોટી વાત શોધી લાવવી અને બીજાને કહેવી, અને તેવાં જ બીજાં બુદ્ધિવિનાનાં માણુસોનો એવો સ્વભાવ હોય છે કે ગમે તેની ખરી ખોટી વાતો કરનાર ચાડિયા માણુસઉપર પ્રીતિ કરી તેમને સાધીને લોકોની વાત તેમના મુખથી સાંભળીને રાજી થવું. આ બંને ટેવ સારી નથી. માટે તેનાથી જરૂર દૂર રહેવું. ખરી અગત્ય જેટલી વાત કહેવી તથા સાંભળવી. એવી ટેવવાળું માણુસ ઉત્તમ પંક્તિમાં ગણાય છે.

૧ સારી ચાલ. ૨ ભરોસા લાયક. ૩ ટૂંકામાં.

હે સદ્ગુણમાં પ્રીતિવાળી દીકરી ! તું આળસને દૂર રાખીને ઉદ્યમી થતી રહેજે. આ જગતમાં આળસુ માણસ કોઇને પણ વહાલું લાગતું નથી. માબાપ પણ આળસુ છોકરા ઉપર વધારે પ્રેમ રાખતા નથી, તથા તેનાથી રાજી થતાં નથી. માણસના શરીરમાં આળસ એ કાંઇ નાનો દુર્ગુણ નથી. આળસ એ ખરું જોતાં તો માણસનો શત્રુ છે. કારણ કે જેમ શત્રુ આપણને દિનપ્રતિદિન[1] નબળા પાડે છે, આપણું સઘળું સુખ નાશ કરે છે, અને પરિણામમાં આપણને જીવથી મારે છે, તેમ આળસ પણ સઉથી પહેલાં તો આપણને દરેક કામ કરવા જતી વખત નબળા પાડે છે, કામ કરવાનું આવે છે ત્યારે માંહીથી ક્રોધને ઉપજાવે છે, અને પછી મનમાં નાખુશી પેદા કરે છે. ત્યાર પછી કદાચિત્ તે કામ કર્યા વિના ન જ ચાલે એમ હોય તો તે [2]રોષસાથે આપણને ઉઠાડે છે અને જેવું તથા જેવી રીતે કામ કરવું હોય તેવું તથા તેવી રીતે કરવા દેતી નથી. તેથી અંતે આપણો કાળ જાય છે, અને તેના પ્રમાણમાં કામ થતું નથી. જેથી પાછળથી તે કામના પ્રમાણમાં આપણને મળવા જોગ સારો લાભ પણ મળતો નથી, અને વધારે સુખની ઇચ્છા આપણા મનમાં છતાં તેવું સુખ આપનાર ખરો લાભ આળસથી આપણને મળતો નથી, ત્યારે અંતરમાં કલેશ થાય છે, તેમ જ બીજાને સારો લાભ થતો જોઇને આપણા મનમાં વધારે બળતરા થાય છે. આથી બેવડો કલેશ આપણને થાય છે. અને એ પ્રકારે આપણા મનમાં ખેદ થવાથી આપણું અર્ધું બળ હણાઇ જાય છે, શરીરની નસોમાં ફરનારા લોહીની ગતિમાં ફેરફાર થાય છે, અને તેથી તેવા વખતમાં ખાધેલું અન્ન બરાબર પાચન થતું નથી. કારણ કે ખેદને લીધે શરીરનો સઘળો વ્યાપાર નિયમિત ચાલતો નથી. તેથી ધીરે ધીરે શરીરમાંહેલા વાયુ, પિત્ત, તથા કફ એ દોષો [3]વિષમપણાને પામે છે, અને તેથી ખાધેલા અન્નને પચાવનાર જઠર નામનો અગ્નિ જેને પિત્ત અથવા કોઈ પાચન રસ પણ કહે છે તે મંદ થઇ જાય છે. તેથી ખાધેલું અન્ન બરાબર નહિ પચવાથી એકએકમાંથી પેદા થનારા રસ, [4]રુધિર વગેરે પદાર્થો પણ રોગી થાય છે. તેથી જૂદા જૂદા પ્રકારના રોગો શરીરમાં થાય છે, અને તેથી ધીમે ધીમે નિર્બળ થઈને આપણે એ આળસના પ્રતાપથી મરીએ છીએ. તેમ જ જ્યારે આળસ વધે છે ત્યારે આપણને કોઇ પણ કામ કરવાનું મન થતું નથી, પણ એકલું સુખ

૧ દિવસે દિવસે. ૨ ગુસ્સાથી. ૩ અધિક ન્યૂન સ્થિતિને. ૪ લોહી.

ભોગવવાનું મન થાય છે. તેથી કદાચિત્ આપણે પૈસાદાર હોઇએ તો આપણને કાંઇ સુખ ન મળવાથી ખેદ થવાનું કારણ નથી તોપણ તે આપણી સુખી અવસ્થામાં પણ આળસ આપણને શત્રુજેવો જ અવગુણ કરે છે. કારણ કે આળસ વધવાથી આપણે કોઈ પણ મહેનતનું કામ તો કરવાનાં નહિ, અને પછી તો એક જગાએથી ઉઠીને બીજી જગાએ પાણીનો લોટો સરખોએ ભરવાને જવાનાં નહિ; તેથી બેશીને તથા સુઇને સઘળો વખત કાઢવાને ઇચ્છીએ છીએ. વધારે મહેનત અથવા હરફર થયા વિના શરીરમાં લોહીની ગતિ મંદ થાય છે અને તેથી પેટમાં વાયુ તથા [1]મેદ વધે છે, અને તેથી પણ ધીરે ધીરે પાચનશક્તિ ઓછી થાય છે, અને પછી ધીરે ધીરે જૂદી જૂદી જાતના રોગોને ઉત્પન્ન કરવા માંડે છે, ત્યાર પછી પસ્તાવો કરીને રડીએ છીએ. પણ પછી એ દુઃખ કોઈથી લેવાતું નથી, પણ આપણે ભોગવીને મરવું પડે છે. માટે હે દીકરી ! શત્રુના સમાન આળસને ગણીને તું તેનાથી સાવધ રહેજે, નહિ તો ઘણા મૂર્ખ ધનવાન્ માણસો આ સંસારના સુખને પામેલા છતાં ભોગવી શકતા નથી પણ ઉલટા પોતે દુઃખના ભોગ થઇને મરે છે તેમ થશે. આપણે આળસુ ન થવું એટલું જ નહિ પણ આળસુ માણસની સોબત પણ કરવી નહિ. તેની પાસે બેસવું અથવા તેની વાત પણ સાંભળવી નહિ, અને આપણી સત્તાનીચેના કોઇ પણ માણસને આળસુ થવા દેવું નહિ અને તેમ છતાં આળસુ થઇને આપણા બોધને ન માને તો તેવાંને દૂર રાખવાં. આ વાર્તાને નિરંતર યાદ રાખજે.

વહાલી સરસ્વતિ ! મોટાઇ એટલે અભિમાન પણ આળસકરતાં નાનો શત્રુ છે એમ તું જાણીશ નહિ. જ્યારે માણસને મોટાઈ એટલે અભિમાન આવે છે, ત્યારે તે માણસ પોતાને સઉથી ડહાપણવાળું અને સર્વ વાર્તા જાણનાર માને છે. તેથી તે મૂર્ખ હોય છે તોપણ મિથ્યા અભિમાનવડે કોઇની પાસે ગુણ અથવા ડહાપણ લેવા જતું નથી. કોઇ વાત બીજાને પૂછતાં પોતાની ઓછી સમજ જણાશે એમ સમજી કોઈને તે પૂછી શકતું નથી. તેથી આપણામાં જ્યારે અભિમાન આવે છે, ત્યારે પછી તો આપણે [2]ગુણહીન જ રહીએ છીએ. એટલું જ નહિ પણ હે દીકરી ! અભિમાનવડે આપણે સર્વને તુચ્છ-જેવાં ગણીએ છીએ, અને તેથી સર્વ પ્રાણીનો આપણા મનથી [3]પ્રસંગોપાત્ત તિરસ્કાર કરીએ છીએ. તેથી વિચારવાન્ સર્વ મનુષ્ય આપણા દોષને જાણીને આપણા ઉપરની અંતરની પ્રીતિ ત્યજી દે છે,

---

૧ ચરબી ૨ ગુણવિનાનાં, ૩ વખતે વખતે,

અને જે આપણા જેવાં જ અવિચારવાન્ અભિમાની માણસો છે તે તો પોતાના અભિમાનની રક્ષા[1] વાસ્તે આપણી પાસે પણ આવતાં નથી તેથી આ જગત્માં એક અભિમાન આપણને સર્વને અપ્રીતિનું પાત્ર કરે છે. જેમ આંધળું માણસ પોતાની પાસે પડેલા પદાર્થને પણ જોઈ જાણી શકતું નથી, તેમ અભિમાનરૂપી [2]પડળ આવવાથી આપણે નિકટનાં સગાં તથા મિત્રવગેરેના ઉંચપણાને પણ જોઇ જાણી શકતાં નથી: એટલું જ નહિ પણ [3]સર્વત્ર વસેલા તથા સર્વના આધાર હોવાથી આપણા પણ આધારરૂપ તે પરમેશ્વરને પણ જોઇ જાણી શકતાં નથી. તો એ અભિમાન આપણને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પ્રકારના આ જગત્માં સિદ્ધ કરવાના ચાર પદાર્થોથી ભ્રષ્ટ કરી રાખે છે, એથી બીજું નુકસાન શું છે ? માટે હે સારા સ્વભાવવાળી ! સઘળા અનર્થનું મૂળ જાણી એ અભિમાનનો તું મૂળથી જ સંગ કરીશ નહિ. કારણ કે અભિમાનવડે ઘણાં માણસો આદિકાળથી આ જગત્માં મોટાં મોટાં દુઃખને પામ્યાં છે, હાલ પામે છે, અને હવે પછી પણ તેવાં અભિમાની માણસો અગણિત દુઃખને પામશે. તેથી પોતાનું કલ્યાણ ઇચ્છનાર માણસ કદાચિત્ પણ અભિમાન રાખવું નહિ. અભિમાન ધરનારાઓમાં કોઇ તો પોતાના ધનનું અભિમાન રાખે છે. તે ધન સદા રહેવાનું નથી. ઘણા ધનવાનોને ભીખારી થતા આપણે જોઇએ છીએ. માટે સદા નહિ ટકે એવા ધનનું અભિમાન મૂર્ખ માણસો જ રાખે છે. કોઈ તો પોતાના રૂપનું અભિમાન રાખે છે. તે રૂપ પણ દિવસે દિવસે ઓછું થતાં ઘડપણ આવે છે, ત્યારે કુરૂપ થઇ જાય છે. તેથી ક્ષણે ક્ષણે નાશને પામનાર આપણા રૂપનું પણ અભિમાન ડાહ્યાં માણસે રાખવું નહિ. વળી કોઇ તો આપણા બળનું અભિમાન રાખે છે, તે બળ પણ દિનપ્રતિદિન ઘટતાં પછી ઘડપણ આવે છે ત્યારે અથવા જૂદા જૂદા રોગો થાય છે ત્યારે ઘટી જાય છે, ને અંતે શરીર પણ બળસહિત નાશ પામી જાય છે; તેથી વિવેકી માણસે બળનું પણ અભિમાન રાખવું સારું નથી. એ વિના કુળનું, રાજ્યનું, ગુણનું, વિદ્યાનું, સગાસંબંધીનું તથા તેવા જ અનેક પ્રકારનું અભિમાન બુદ્ધિવિનાનાં માણસો જેઓ જગત્ના ખરા સ્વરૂપને જાણતાં નથી તેવાંને હોય છે. તેવડે તે પ્રાણીઓ અનેક દુઃખને વેઠે છે પણ અભિમાન છુટતું નથી. માટે હે સરસ્વતિ ! તું તો એમાંના દરેક પ્રકારના અભિમાનથી દૂર રહેજે, તથા તેવાં અભિમાની માણસ રાજાની રાણી હોય કે ગરીબ ભીખારણ હોય તોપણ તેનો સંગ કરીશ નહિ.

---

૧ બચાવમાટે. ૨ ઝાંખ, પડદા. ૩ બધી જગાએ. ૪ દુઃખનું.

હે દીકરી ! આ જગતમાં લોભ પણ જીવનો મોટો શત્રુ છે, તેથી લોભને પણ ઓળખવો જોઇએ. લોભ એટલે આ સંસારમાં જેટલા ભોગવવાના પદાર્થો છે તેને મેળવવાની વારંવાર ઇચ્છા થવી તે. ત્યાં આપણા ઉપયોગજેટલું મળ્યા છતાં એમ થાય કે હજી આથી વધારે મળે તો સારું, અને વધારે મળે તો એથી પણ વધારે મળે તો ઠીક, એમ જેટલું જેટલું મળે તેથી પણ ઘણું ઘણું મેળવવાની ઇચ્છા રાખ્યા કરવી તેને આપણા લોકોમાં લોભ કહ્યો છે. એ લોભને શાસ્ત્રમાં નરકનું બારણું કહેલું છે, તેથી તે ત્યજવા યોગ્ય છે. લોભ સઘળાં પાપનું માબાપ છે. કારણ કે દરેક જાતનાં પાપ લોભથી જ પેદા થાય છે. લોભી માણસ ચોરી કરતાં શીખે છે, જૂઠું બોલતાં શીખે છે, ઠગાઇ શીખે છે, હિંસા એટલે બીજા માણસને દુઃખ દેવા તથા મારવાની ઇચ્છા તે પણ લોભથી થઇ આવે છે. ટુંકામાં એટલું જ કે જેટલી જાતના દુર્ગુણ છે, તે એકલા લોભથી પેદા થાય છે; માટે લોભને વિચારવાળાં માણસોએ નરકનું બારણું કહેલું છે. તેથી કલ્યાણ તથા સુખની ઇચ્છા રાખનારે લોભને આપણા અંતરમાંથી કાઢવો જોઇએ. જ્યારે આપણા શરીરમાં લોભ પેદા થાય છે, ત્યારે આપણા ઘરમાં આપણને મળેલા સુખના સઘળા પદાર્થો અળખામણા થાય છે. અળખામણા એટલે બીજાને આપી દેવા જેવા લાગતા નથી, પણ તેનાથી જે સુખ મળે છે તેથી આપણે ધરાતા નથી, અને તે વિનાના બીજા પદાર્થો જેવા કે લુગડાં, ઘરેણાં વગેરે મળે તો સારું એવી ઇચ્છા થાય છે. તેથી જ્યાં સુધી ઇચ્છેલા પદાર્થ મળતા નથી, ત્યાં સુધી આપણી પાસેના પદાર્થોવડે મળતું સુખ આપણે ખુશીથી ભોગવી શકતા નથી; તેથી બેવડું નુકસાન થાય છે. એક તો મેળવેલી વસ્તુવડે સુખ મનાતું નથી, તેથી ભોગવતાં છતાં મનમાં ખેદ થયા કરે છે, અને તેથી વધારે ઇચ્છેલી વસ્તુ મેળવવા મહેનત કરવી પડે છે તેથી પણ ખેદ થાય છે, અને મહેનત કરવા છતાં નહિ મળે તોપણ ખેદ થાય છે, અને મળે તોપણ તેનાથી વધારે મેળવવાની ઇચ્છા રહે છે એટલે અંતે પણ ખેદ જ રહે છે. અને મેળવવાની વસ્તુઓનો કાંઇ જગતમાં છેડો નથી, તેથી મરતાં સુધી પણ મનમાંથી ખેદ મટતો નથી. આમ થવાથી સુખ ભોગવી આનંદ લીધા વિના ખેદમાં ને ખેદમાં જ તે લોભી માણસ મરે છે. માટે હે દીકરી ! આપણને ઈશ્વરકૃપાથી અને આપણા ખરા પ્રયત્નથી જે જે વસ્તુઓ મળે તેટલામાં સુખ માનીને આનંદમાં રહેવું એ ઘણું સારું છે. આથી એમ સમજવાનું નથી કે કોઇ પણ સારી સારી નહિ મળેલી વસ્તુઓ

મેળવવા ઉદ્યમ ન કરવો. પણ એટલું જ માત્ર સમજી રાખવાનું છે કે આપણને મળેલા પદાર્થથી સુખ લેવું, અને આનંદવડે બનતી મહેનત કરીને બીજી વસ્તુઓ મેળવવી, અને ન મેળવી શકાય તો તેથી દુઃખ માનવું નહિ.

મનોહર કહે છેઃ બોલો "સદ્ગુરુદેવકી જય." આજ જ્યાંથી અધુરું રહ્યું છે ત્યાંથી કાલે આગળ કહેવાશે. માટે સઘળાં સાંભળનારાંએ આજની સઘળી વાત યાદ રાખવી હોં. ઘેર જઇને ફરીથી પોતાની મેળે સઘળું સંભારી જવું, અને મનમાં વારંવાર વિચાર કરીને આપણામાંથી તે તે દુર્ગુણને કાઢવાની મહેનત કરતાં જવું હોં. શું કહું છું બાળામુકુંદદાસ ! ધ્યાનમાં આવ્યું ?

બાળ૦—અહોહો ! ભતજી મ્હાડાજ ! અમારૂં આજ મોતું ભાયગ છે કે આટલી વાડ કાન પવિટડ કીદા છે, ને ટમાડી ડયા હસે ટો ઢીડે ઢીડે બઢી વાટે સાડાં વાનાં ઠસે. જેના બોગ હોય ટે ન ચેટે બાવા ! આ ઘેડ બેથાં ગંગા આવી છ ! જેનાં પેલા ભવનાં પાપ હસે ટે નહિ સુઢડે. કેમ વિઠ્ઠલજી ! બોલ્યા નહિ ?

વિઠ્ઠલજી—અરે ભાઇ ! આજના વખતમાં આવો બોધ કરનાર કોણ છે ? અને વળી કરે છે તોપણ પાળે છે કોણ ? માટે આજથી આપણા મો'લ્લાનું નસીબ ઉઘડ્યું છે એમ જાણવું. જો આ પ્રમાણે આપણો તથા બૈરાંનો સુધારો થાય તો પછી દુઃખ શેનું ? આ કળિયુગમાં સત્યુગ વર્તાયો એમ જાણવું.

મનોહર—જુઓ વિઠ્ઠલજી ! જે માણસને કાળજી હોય કે હું સુધરું તો સારું તેને તો સુધરતાં કશી વાર નથી. આજે સાંભળેલાં વચનોને વિચારે, અને એવી જ રીતે રોજ ચાલવા માંડે અને નવાં નવાં સાંભળે, ને તે રીતે ચાલે તો કેટલો ફેર રોજ પડતો જાય, અને સદ્ગુણ આવ્યા વિના માણસ થવાતું નથી. માણસના જેવું શરીર મળ્યું તેમાં શું થયું ? તેવા ગુણ આવે ત્યારે માણસમાં ગણાય; નહિ તો સઘળાં જનાવર જ જાણવાં જોઇએ.

બાળ૦—કેમ પાડવટી કાકી ! કઠા કેવી ! હવે ડિન પરટે એક વાડ બે ઘરી આવટાં ડેહેજો.

પારવતી૦—ભાઇ ! સઉથી સારું. આવું હોય તે તો મને ગમે. હવે મારે તો કાઢ્યાં એટલાં કાંઇ કાઢવાં નથી. પણ ભલા રોજ બએ ઘડી સાંભળીને સમજશો તો આગળ જતાં તમને સુખ થશે. આજ તારી વહુએ મને ઘણીએ બોલી સંભળાવી, પણ હું મારી મેળે હારીને ઘરમાં જઇને બેઠી. શું કરું ? મને કહ્યું કે હું કંઇ

તમારી ઓશિયાળી નથી. તો ભલે બાપા ! પરમેશ્વર તમને ઓશિયાળાં ન રાખે. હું તો તમારે રુડે રાજી. પણ રાંડનું છેક એમ કહેવાય ? કેમ બોલ ભાઇ !

બાળ૦—(હેં હેં હેં એવા ઉચ્ચારથી હસીને) વલી એ વાટ સીડ કડો છો ? ગઈ ટિઠી ટો જોસી પણ વાંચટા નઠી. ટેમાં અઢુકામાં પૂડી વલી કઠા સાંભલી, ને હવે એ વાટ સી ! જવા ડો, એ ટો નાડાન છે. ( ચંચલાને ) સાંભલો છ, હવે પછી કાકીને કસું કહેસો નહિ હો. એ ટો આપના માંઠાનાં મુગત છે. જો આજે કઠામાં આયવું'તું કેની કે કોઇનો અપડાઢ ઠાય ને ડુઃખ લાગે તો મારી માગીએ ટેમ (પારવતી તરફ જોઇને) ટમે મોતાં છો, માફ કડજો.

ચંચળા—( લગાર હસીને ) હા કાકીજી ! મારું બોલ્યું માફ કરજો હોં, હું તો તમારું છોકરું છું. બળ્યું, મારો સભાવ નઠારો છે, તે બોલીને પછી પસ્તાઉં છું.

બાળ૦—બોલો સીગોડઢન નાઠકી જે. કેમ પાડવટી કાકી ! હવે ઠયું સમઢાન ? આ સઘલું આજની કડાનું પુન છે હોં. મનોડભત મ્હાડાજ ! ટમાકું ભલું ઠજો. જુઓ, ટમે બઢાંએ જાનો છ, આપના મો'લ્લામાં આ બિજકોડ ભતાનીજેવું પન માનસ નઠી હોં ! ખુબ કડીને જાનજો.

ભાગીરથી—બળ્યું બાળમુકુંદદાસ ! તમે નામ બગાડીને શીદ બોલતા હશો ? વિજયાલક્ષ્મી નામ તમને આવડતું નથી તે બીજકોડ ભતાની ને ભતાની એવું એવું કહો છો ? જોજો ભાઇ ! દુઃખ ન માનતા. મારાથી તો બોલ્યાવનું ના રહેવાયું ત્યારે બોલી છું.

બાળ૦—લો ભાઇ ! ટાડે અવેડી વિજયાલખમી કહીસું, એમાં ડુઃખ સેનું ? ટમે પન અમાડે ટો પૂજનિક છો. આ વિઠ્ઠલજી પન હમાડે તો મુડબ્બી છે.

મનોહર—( મનમાં ) આજ તો હજી પહેલો દિવસ છે, માટે હશે; પણ કથા બંધ થયા પછી કાંઇ પણ ઘડી ભજન થાય તો સારૂં આવી નકામી વાતો શા કામની ? હશે સઉ થઇ પડશે. ( પ્રકટપણે ) કેમ વિઠ્ઠલજી ! હવે શી ઇચ્છા છે ?

વિઠ્ઠલજી—હવે સઉસઉને ઘેર જાય, ને કાલથી બોલાવ્યાવિના એમની મેળે વખતસર આવે, ને સાંભળીને સઉ પોતપોતાનું કલ્યાણ કરે ને દુર્ગુણ છોડે.

બાળ૦—જીવટા ડેહેજો. બસ એતલું જ જોઇએ છે. કેમ ટાડે હવે ઉથસો કે ?

ચંચળા—સઉની મરજી. હું તો મારે આવું હોય તો સુવાનું નામે ના દઉં. પણ હવે રાત ગઇ છે, માટે સરવે ચાલો. જો બહેન વિજ્યાલક્ષ્મિ! બોલ્યું ચાલ્યું માફ કરજો હોં. તમે તો ડાહ્યાં છો ને હું તો રાંડ ગાંડી છું, તે હવેથી મને રોજ સુધારજો. ( એમ કહી સઉ સાથે ઉભી થાય છે. )

બાળ૦—બોલો ડવાડકાંઠીસકી જે. હુડ હુડ મહાડેવ. આપને તો હડિને હુડ બેએ બડાબડ. ( મનોહરને નમીને સઉ પોતપોતાને ઘેર જાય છે. )

વિજયા—[ સઉના ગયા પછી આવીને હસતે મુખે મનોહરને પગે માથું મૂકીને નમે છે. ]

મનોહર—કેમ આજે કંઇ અત્યારસુધી બોલ્યાવિના ચુપચુપ રહ્યાં!

વિજયા—આપણે ઘેર કોઇ આવ્યું હોય તેના દેખતાં વગર કારણે વધતુંઓછું બોલાઇ જાય, એમાં આપની અને મારી શોભા શી ? કેમ ના બોલી તે ઠીક કર્યું કે નહિ ?

મનોહર—એ તો ઘણું સારું કર્યું. એ જ પ્રમાણે ધીરે ધીરે સુધરશો તો તમારી આબરુ વધશે. કેમ હવે તમારી લડવાડ પતી કે નહિ ? તમારુ ગમતું થયું કે નહિ ?

વિજયા—થયું તો બધુએ સારું, પણ વારુ તમે બધું જાણતા હતા ને અજાણ્યા થઇ મને ધમકાવવા જેવું કર્યું, ને કદાપિ હું વધારે ઓછું બોલી ગઇ હોત તો પછી શી વલે થાત ?

મનોહર—વલે શી થવાની હતી ? બંનેની શોભા જાત, ને લઢાઇ વધત. જો ! તને સમજ નથી ? એ તો અજ્ઞાન અને અભિમાની માણસ હોય તેને રાજી કરવાની યુક્તિ તને દેખાડી. તારો મને ભરોંસો હતો કે તું વધારે ઓછું બોલનાર નથી. અને જો ! ડાહ્યા માણસનું એવું લક્ષણ છે કે બનતાસુધી કોઇને નુકસાન ન થાય એમ હોય તો આપણા માણસને ઠપકો દેઇને લડાઇ પતાવવી, અને સામા માણસનું મન રજંન[1] કરવું. તેમ છતાં તે ન માને તો પછી ઘટતો ઉપાય કરવો. તને ખબર છે ? જગત્માં અભિમાની માણસને તો તેનાં વખાણ કરીને રાજી કરવાં, મુર્ખ માણસને તો તેમની કહેલી વાતમાં હાજીહા કરવાથી રાજી કરવાં, અને વિદ્વાન્ માણસને જેમ હોય તેમ સાચી વાતથી રાજી કરવાં, એવો નિયમ છે. તોપણ વળી જેવો વખત તેવી વાત કોઇ વાર કરવી પડે. તેમાં કોઇને નુકસાન થાય તેવું ન કરવું. કારણ કે તે પાપ ગણાય છે.

---

૧ રાજી.

વિજયા—આજની કથા પણ તેવી જ આવી ગઇ, કેમ વારૂ ?

મનોહર—હા. અરે તું જો તો ખરી, થોડા દિવસમાં બધાંના દુર્ગુણ નીકળી જાય છે. કેમ હવે પથારીયોનું શી રીતે છે ? રોજ કરતાં આજ મોડું થયું છે.

વિજયા—મારું તો સઘળું કામ મેં કીધું છે. આપની ઇચ્છા થાય ત્યારે પાણી પીને પોઢી જાઓ.

મનોહર—ચાલો ત્યારે સુઇ જાઓ, પરમાત્માનું સ્મરણ કરતાં નિદ્રાવશ થઇએ એટલે નઠારાં સ્વપ્નાં ન આવે, ને સવે વાતે રૂડાં વાનાં થાય. [ ત્યાંથી ઉઠી પાણી પી પરવારીને સુઇ જાય છે. ]

# दिवस ४.

બાળમુકુંદ૦—( સવારમાં વહેલાં ચંચળાને ) કેમ સાંભલોછ કે ? કાલે મનોડ ભતની કડામાં વહેલાં ઉથવાનું સાંભલીને કેહેટાં'ટાં, જે મને વહેલી ઉથારજો, ટે ઉથવું હોય ટો વાનું વાવા ડ્યું છે હોં. કેમ જાગોછ ? ( ચંચળા બોલી નહિ ત્યારે તેને ઢંઢોળીને ) કેમ ઉથવું છે કેની ? પાછલડી મને થપકા ડેસો. હું ટો માડે ઉઘડાની જાઉંછ. ચાલો ઉથો, સવાડના પોહોડમાં બે ઘડી પડભાટિયાં ગાઇએ, નહિ ટો ભગવટનું નામ સમડન કરીએ, ટેમાં કાયાનું કલ્યાન છે. સાલું ઉથવાનું તે કેતલું ! પોહોડવાડ સૂટાં એટલે બસ.

ચંચળા—( જરા ચીડાઇને ) અત્યારમાં તે શી એવી ધાડ આવે છે ? તમને તો કશો ધંધો જ સૂજતો નથી. રાંડનું અડધી રાતથી કાઉ કાઉ કરવા મંડયું છે ! આપણે ધાડ આવતી હોય તો ગયા, બારણાં દઇને. બીજાને શીદ પજવપજવ કરીએ ? કંઇ ભાન છે કે નહિ ?

બાળ૦—( હેં હેં હેં એવા સ્વરથી હસીને ) એ ટો એમ છે ! ! કહેવાનું ટો ઘનું સહેલું છે, પન ટે પડમાને ડાય ટાડે ખડું ! અડે ભગવાન્ ! કેહેવટ છે કે 'કઠા સાંભલીને ફુતા કાન, ટોએ ન આયવ્યાં આટમગનાન !' સાવી એક રાટ ટો પૂડી ગઇ નડી, ને ટેનું ટે. એવું હટું ટો કાલે સા વાસ્ટે કેહેટાં'ટાં કે જાઓ ટાડે મને ઉથાડટા જજો. કેમ હવે કંઇ બોલટાં નડી ? આ બાનાં જોજો. હું ટો માડે જાઉં છું.

મનોહર—(બાળમુકુંદદાસને એટલે બડબડતા સાંભળીને બારીએથી) કેમ બાળમુકુંદદાસ! શી વાત ચાલે છે! કંઇ હરિ-સ્મરણ થાય છે કે? સવારના પહોરમાં તો આનંદથી એ જ કરવું.

બાળ૦—કોન ભતજી બુવા કે? ના, એ ટો સેહેજ બાક જવાનું હતું ને હજી ઘડમાંથી ફથ્યાં નઠી; ને રાટે કડામાં વેહેલાં ઉથવાનું કહ્યું'તું, ટ વિસે જડા એમને કહેટો'ટો. જાનો જ છો કેની, એમનો સભાવ ટો. આથ વાગતાં ઉથવાનો ડિવાજ છે ને હજી ટો સારા પાંચનો અમલ ઠયો છે. ઉથસે હવે. હજુ એક ડાહારામાં ટે સું? (ચંચળાને મોટેથી) એ આ બાન્નું જોજો.

મનોહર—કેમ હજી શેઠાણી ઉઠ્યાં નથી! એમનો તો એવો બીજા એદીની પેઠે પડી રહેવાનો સ્વભાવ નથી! એ તો ઉઠ્યાં હશે, પણ તમને જરા ખેલવતાં હશે. (ચંચળાને) કેમ ચંચળ શેઠાણી! હજી ઉંઘો છો કે?

ચંચળા—(પોતાની હોંશીઆરી જણાય એથી વહેલી વહેલી ઉઠીને બારીએ આવી હસતે મોંઢે) કોણ ભટજી કે? જુઓ મહા-રાજ! હું કારતીએ જાગું છું પણ કહ્યું ઉઠું છું. પણ એટલામાં એમને તો જાણે ધાડ આવી હોય તેમ બુમો પાડી મૂકી. રડયું છેક ધાડધાડ કેમ ગમે વારુ? કહો.

મનોહર—નહિ જ તો. ધીરે ધીરે ઉઠીયે. આજે આટલાં વહેલાં ઉઠ્યાં છો તો વળી કાલે એથી પણ વહેલાં ઉઠાશે. કેમ શેઠ બાળમુકુંદદાસ! તમે તો કહેતાતાના કે હજી ઉઠ્યાં નથી?

બાળ૦—મ્હાડાજ! ટમાડું કામ તો ડેવટઇ છે. ના, ટ એ જાગ્યાં'ટાં ટો ખડાં, પન જડા જાનો છો જ છો કેની! સભાવના કંઇ મેલ છે, ઘરીમાં આમ ને ઘરીમાં આમ. હજી તો બાલાડાજાજેવું કામ છે.

મનોહર—એ તો એમ જ હોય. પણ જોજો! કાલથી તમારા જાગ્યા પહેલાં શેઠાણી પરભાતિયાં ગાઈને તમને ના જગાડે તો મને કહેજો. એમની ખબડદારી કેવી છે તે હું જાણું છું.

ચંચળા—હા હા મહારાજ! મને પણ બે ચાર પરભાતીઆં શીખવજો. બબ્બુ સવારમાં ઉઠીએ તો ખરાં, પણ કામકાજવિના પડી રહીએ છીએ.

મનોહર—ના, એમ કેમ? સવારમાં સૂર્યનારાયણ ઉગ્યા પહેલાં નહાવાનું કેટલું પુણ્ય લખેલું છે; ને વળી શરીરમાં એક રોગ થાય નહિ. તોપણ હવે પરભાતીઆં શીખી લેજો. તે ગાતાં જવું ને વહેલું દાતણપાણી કરીને દહાડો નીકળ્યા પહેલાં નાહી લેવું. તારાજતાં

નાહ્ય તો મોટી જાત્રાકરતાંએ વધારે ફળ છે. ને વળી ઘરમાંથી દળદર જાય ને લક્ષ્મીનો વાસો થાય છે. પાપમાત્ર ટળે છે ને સુખી થવાય છે. પછી નાહીને કામ નહિ હોય તો ચાર માળા ફેરવીએ, કેમ સમજણ પડી કેની ?

બાળ૦—( નીચેથી હં હં હં એવા ઉચ્ચારથી હસીને ) એતલું ઠાય ટાડે ટો પછી બાકી સેની !

ચંચળા—હવે હં હં ને હીં હીં કરતા ઉઘરાણી જવું હોય તો જાઓને. પછી પહોર દહાડો ચઢશે ત્યારે કોણ મગનાર છે ! રહ્યા લોકો તે તમારી પેઠે નવરા છે કે ઘરમાં બેશી રહેશે !

મનોહર—હા શેઠ પધારો. પણ હવે તમેએ કાલથી જાણુશો. પાંચ વાગતામાં ઉઠીને નહાવું પડશે તે. શેઠાણી તો ચાર વાગ્યામાં ઉઠીને પાણી મૂકશે. પછી ખબર પડશે કે તમારી હોંશીયારી વધારે છે કે એમની ? હમણાં હસો છો તેથી શું થયું ?

બાળ૦—ભગવાનને ગમસે ટે ખડું (ચંચળાને) સાંભલો છ ? હું જાઉં છું (જતાં જતાં) જે સીગોવડઢનઢાડી ! ટાડો આસડો છે. (એમ કહી ચાલી જાય છે).

મનોહર—ત્યારે શેઠાણી ! તમે પણ હવે દાતણપાણી કરીને નાહી લ્યો. હું પણ નીચે નહાવા જાઉં છું. (વિજયાને ઓટલા) એ તમે નાહી રહ્યાં હો તો પાણી કાંઢજો, હું આવું છું.

વિજયા—હું તો ક્યારની નાહી છું. આપ પધારો તો પાણી તૈયાર છે. ( મનોહર નહાવા જાય છે, ને ચંચળ પણ પોતાના કામે લાગે છે. )

વિજયા—( નહાવાનું પાણી આપી પોતાના પતિને શરીર ચોળી નવરાવીને પગે લાગી ) હવે આજ્ઞા હોય તો મારા રસોઈના કામમાં જાઉં. આપને બીજું કાંઇ જોઇશે ? પૂજાની સામગ્રી તો બધીએ તૈયાર કરીને મૂકી છે.

મનોહર—જુઓ, સ્ત્રીનો ધર્મ છે કે પતિને સ્નાન કરાવવું. પણ હવે પછી તો મને સ્પર્શ કરીને તમારે દૂર રહેવું. હું મારું શરીર મારી મેળે ચોળીને નાહીશ. કારણ કે પોતાની મેળે ચોળીને નહાવાથી શરીરને બળ પડે છે. એટલી કસરતથી બધા શરીરના અવયવો હલકા પડે છે. તેથી દરેક માણસે પોતાનું શરીર સારી પેઠે ચોળીને નહાવું એ બહુ ગુણ કરનાર ઓસડજેવું છે.

વિજયા—જેવી આપની આજ્ઞા હશે તે પ્રમાણે હવેથી કરીશ. (એમ કહી પોતાને કામે જાય છે, ને મનોહર પૂજામાં બેસે છે. )

ચંચળા—( ઘરમાં પાણી ઊનું મૂકી પરવારીને દાતણ કરવા ઓટલે બેસે છે; અને રોજ સવારમાં તો દાતણ કરવા નીકળે ત્યારે પણ ફલાણી બાઇ, ઢીંકણી બાઇ, એમ બોલાવીને દશપાંચ જણી- ઓને ભેગી કરી સાચી જૂઠી વાતો કરતી પણ આજે તો બોલા- વવાનું મન થાય, પણ વિચાર આવે કે રાત્રે કથામાં કહ્યું હતું કે ભેગાં થઈને લોકોની નકામી વાત કરવી નહિ, તેથી પાછું મન મારીને બેશી રહે તો પણ પાછળથી ધીરજ ના રહી તે એક જમના નામની બીજા મહોલ્લામાં રહેનારી સ્ત્રી જતી હતી, તેને દેખીને ) અલી ઓ જમના ! વહેલી વહેલી કયાં જાય છે ? આવ તો ખરી, કંઇ બહુ દહાડે જણાઇ !

જમના—એ તો આજે બારશ છે. વેહેલું જમવાનું છે. તે દ- રશન કરતી આવું ને જમાઇ ને નોતરું દેતી આવું. કેમ અલી ! કંઇ હમણાંની મુદ્દલ જણાતી નથી ? કંઈ બહુ માન વધ્યું કે શું ?

ચંચળા—મારે કેઇ સાસુ નણંદ છે તે માન ઘટવાનું હતું ને વધવાનું હતું ? એ બધું તો તમારે. મારે તો ભાયડો બચારો મર- તાને મેર કહે એવો નથી. પોતાનો ધંધો ભલો ને ઘર ભલું, પણ તારે ઘરમાં કેમ ચાલે છે ? હવે બધાં પાધરાં ચાલે છે કે નહિ ?

જમના—અરે બહેન ! જે ભાયગમાં હોય તે ભોગવવું. નશી- બમાં હશે તે કોણ મિથ્યા કરનાર છે ? મારા રાંડના ભોગ છે, તે હું ભોગવીને પૂરા કરું છું. બહેન ! મારા જેવું તો કોઇ ના વેઠે. રાંડનું કુતરાની પેઠે ખાવું ને આખો દહાડો વૈતરૂં કરવું, ને બધાંનું ઓશિયાળું થઇને રહેવું. ઘરમાં કોઇને કશું કહેવાય નહિ. સાસુને તો સહેજ કંઇ પૂછવા જઇએ તો વાંદરાની પેઠે દાંતિયાં કરે, ને પૂછ્યા વિના દીઠું કામ કર્યાં જઇએ તોએ દુઃખ; પાછળથી બડબડે કે આ આમ કેમ કર્યું, પેલું આમ કેમ ના કર્યું. એમ સહેજમાં વાંક કાઢીને હજાર બોલ સંભળાવે ને જો જરા હું બોલવા જાઉં તો તાગું કરીને રડે, મને ઓશિયાળી પાડે ને હજારો ગાળો દે. અડોશીપડોશી આવે તેના આગળ મારા ખોટા અવગુણ ગાય ને ઘરમાંએ પોતાના દીકરાને સાચું જાુઠું ભેરવીને મને ગાળો ખવાડે ને વખતે મરાવે ત્યારે પછી રાજી થાય, બળ્યું એ ખાવું ને પીવું. બહેન ! ખાતેપીતે રોજનું શેર શેર લોહી બળી જાય છે ! તેમાંએ સારું ખાવાનું હોય તે તો મારા દીકરામાંએ ના ખાવે, ને વેરાવંચો કરે. છાનું રાખીને પોતે ને પોતાનાં છોકરાં મળીને ખાય. તોયે રડયું મારો કેડો મૂકતી નથી. શું કહું બેહેન ! દુઃખની વાત, આપણું

અંગ ઉઘાડીએ તો આપણે લાજી મરીએ. રાંડનું બીજાને શું ? બીજાને તો જોવાનો તમાસો થાય, પણ એક દહાડો મને રાંડને જંપીને બેસવા કે ખાવા દેતી નથી, ભલા ભગવાન, તને ગમે તે ખરું.

ચંચળા—ના રે બાપ ! મારાથી તો એવું ના સહેવાય. હું તો તેની ધુળ કાઢી નાખું. રડયું રોજ 'પાણીમાં રહેવું ને મગરસાથે રુસણું' એ કેમ ખમાય ! રહેને જૂદી, તારા ધણીને લઇને, એ તે ક્યાં લગી સેન[1] થાય ? પણ તારો વરે બચારો ભોળો ભા છે તો ! એને કશું ભાન નથી કે આ મારું માણસ છે ને આટલું દુ:ખી થાય છે.

જમના—અરે બહેન એ તો નર્યો માવડીમુખો છે, તે મ કહે એટલું કરે છે. મારો સરેસરીયાન વાંક ના હોય, તે એ જાણે પણ માને એક અક્ષરે કહેતા નથી. ઉલટી મને ધમકાવવા આવે હવે એ બધાંને હું એકલી તે શું કરું ?

ચંચળા—ત્યારે તેનેએ મેલને વહેતો, ને જા પીયર, જઇને મહિનો બે મહિના રહેજે, ને તેડવા આવે તો કહીએ કે જૂદો રહે તો આવું. મેર રાંડ ! હવે તે તું કંઈ નાની બાળક છે ? સાત વરસની છોકરી થઇ. જમઇ બારણે આવે, વેવાઈ વેવાણ આવે, ને ઘરમ આપણો વક્કર નહિ ? બળ્યું એ ઘર ને બધુંએ બળ્યું.

કાવેરી—( કાંઇ કામસર બહાર નીકળી, તે આ બેને વાત કરતાં જોઇ ) કેમ ચંચળ બહેન ! હજી દાતણ થાય છે કે ? શી વાતો ચાલે છે, સવારના પહોરમાં !

જમના—( ચંચળાને ) ચાલ બહેન ! વળી વાર થશે તે મારી ફજેતી કરશે. વળી સપરમે દહાડે ઘરમાં લડવાડ થશે. અહીં આવજે હો કે ? જાઉં છું ( એમ કહીને જાય છે. )

ચંચળા—(જમનાંને ) આવજે. ( પછી કાવેરીતરફ જોઇને, ઓહો ! તમે તો નાહ્યાંએ ખરાંને શું ! હું તો રાંડ ઉઠી ત્યારની પાછી કડાકુટમાં પડી ! અરે રામરામ ! મારી તે શી વલે થશે ઉઠી ત્યારની વિચાર કર્યા કરતી હતી કે આજે કોઈ જોડે નકામી વાતો કરવી નથી પણ એટલામાં તો વગર બોલાવી આ જમના આવીને ઉભી, એટલે મારો રાંડનો જીવ વશ ના રહ્યો, તે નકામી કુથલી કરવા બાઝી. જો ! આટલે તો નાહીને બેઠી હોત ! સારું થયું બહેન, તમે બહાર આવ્યાં; નહિ તો હું તો પહોર વારસુધી થાકત નહિ, ને વળી તેને બીચારીને ઘરમાં ગાળો પડશે, ને મારી સલાહે

[1] સહન.

ચાલશે તો વધારે દુઃખી થશે. હાય હાય ! હું રાંડ ઉંધી સલાહ આપતાં બીનીએ નહિ. જો ! હાથીને પણ અંકુશ હોય છે તો સારું ! એને સાસુનો ધાક હતો તો કેવી અત્યારમાં નાહી ધોઇ ઘરનો ધંધો કરીને નીકળી હશે, ને હું તો કુતડની પેઠે હજી ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે; તે પથારીમાંથી ઉઠીને હજી આ દાતણે કરી નથી રહી. તે મને જો કોઇ નો ધાક હોત તો આમ થાત નહિ. ઓહો ! આ તમે બધાં પછી મારી રાંડની મશ્કરી કરો તેમાં કંઇ વાંક છે ? કાલે સાંજે તો બધું કથામાં આપણે સાંભળ્યું હતું ને તમે તો તે પ્રમાણે ઉઠી નાહી પરવારીને બેઠાં, ને હું ટાઢી પથ્થર જેવી છું. મારી તે શી વલે થશે ! ( એમ કહી ઘરમાં જવા ઉઠે છે. )

કાવેરી—હોય, કોઇ દહાડો એમે હોય. ને બાઇ ! અમારા કરતાંએ તમે તો ખબડદાર છો; તે કાલથી તમે તો તમારા મનને વશ કરશો. પણ અમે તો આજ કર્યું ને વળી કાલે થાય ત્યારે ખરું. ( પછી બંને પોતપોતાના ઘરમાં જાય છે. )

વિઠ્ઠલજી—(પોતાની સ્ત્રીને સંધ્યા કરી રહીને) એ કયાં ગઇ ? સાંભળે છે ? હવે કેટલી વાર છે ? વૈશ્વદેવને માટે ભાત તૈયાર થયો છે ? થયો હોય તો લગાર આપી જજે.

ભાગીરથી—એ લાવું છું. હું તો તૈયાર કરીને જ બેઠી છું. ભાત તો કયારનો ઉતારીને અંગારાપર સીજવા મૂકયો છે, ને આ દાળ ઉકળી ગઇ છે. એને ઉતારીને આવું. નહિ તો નીચે તાપ છે તે પછી ઉભરાઇ જાય.

વિઠ્ઠલજી—હજી બરાબર ના ઉકળી હોય તો જરા તાપ ધીમો કરીને આવ, એટલે નહિ ઉભરાય. મારે હવે સમય થયો છે. દાળ નીચે ઉતારીશ તો પછી જમતાં સુધી ટાઢી નહિ થઇ જાય ?

ભાગીરથી—ના, એમ તો પછી ધીમો તાપ રાખીને પાછી ચૂલે જ મૂકીશ. રોજ તમે જમો છો ત્યારે ટાઢું થઇ જાય છે ? એમ કાંઇ છેક હું સમજતી નથી ? એ ભાત લાવુ છું હોં, હવે કશી વાર નથી. ( ભાત લઇ જાય છે. વિઠ્ઠલજી વૈશ્વદેવ કરી રહ્યા પછી જમીને પોતાને કામે જાય છે. )

મનોહર ભોજન કરીને બહારના ઓરડામાં સોળું બદલીને બેસે છે, અને પાનસોપારી ખાય છે.

વિજયા—( આજે પાન તૈયાર કરી મૂકયું નથી એવું સાંભર્યું તેથી ઘરમાંથી ) સાંભળ્યું કે ? હું આજે પાન કરવાનું ભૂલી ગઇ છું. તે હમણાં આવીને કરી આપું છું. તમે જરા આમ તેમ ફરો એટલામાં આપું છું, હોં કે.

મનોહર—એ તો હું કરી લઉં છું. તું તારી મેળે ધીરજથી જમીને આવજે. આ તારું પાન પણ કરી મૂકયું છે. જમતાં જમતાં ઉતાવળ કરીશ નહિ. સમજી કે?

વિજયા—(જમી રહી હતી તે હાથ મોં ધોઇને વહેલી વહેલી બહાર આવીને) કેમ વારુ જમતાં ઉતાવળ કરીએ તો શું થાય?

મનોહર—તને ખબર છે? ઉતાળથી જમેલું અન્ન બરાબર ચવાતું નથી તેથી તે અન્ન વહેલું પચતું નથી: અને બહુ ઉતાવળ કરીએ તો અન્નને જવાના માર્ગમાં બહુ ભીડ થાય, એટલે છાતીએ ડચુરો બાઝે, તેથી વખતે ઉલટી પણ થઇ જાય, નહિ તો ઓકારી આવે. તેથી આ તો ઠીક છે, પણ કોઇ સુઘડ જમનાર પાસે એઠું હોય તો તેને કંટાળો આવે. માટે ધીરે ધીરે પ્રસન્ન ચિત્તથી જમવું: નહિ તો અનેક રોગ પેદા થાય છે. કેમ હવે સમજ પડી કેની?

વિજયા—એ વાત તો ખરી પણ મને તો રડી એવી ટેવ જ પડી ગઇ છે, તે એકલી જમવા બેસું એટલે ધાડાધાડ કરીને જમું છું. બાકી કોઇ સાથે જમનાર હોય ત્યારે કંઇ નહિ.

મનોહર—જો! તારી એવી રડી ટેવ તે શા કામની! એકલા જમીએ શું કરવા? મારી સાથે જમવા બેસતી હોય તો શું ખોટું? ખરું જોતાં તો ધણીધણીઆણીએ સાથે જ જમવું જોઇએ, એવી શાસ્ત્રની મરજાદા છે.

વિજયા—પણ હવે જમતાં જમતાં એઠે હાથે તમને પીરસવું તે સારું? કોઇ આવે તોએ કેવું દેખાય? ને ચોખે હાથે પીરસું તો પણ રડયું જમતાં જમતાં તો સારું કહેવાય?

મનોહર—ના રડયું, તે તો સારું ના કહેવાય!

વિજયા—[હસીને] તમે મારા ચાળા પાડો છો?

મનોહર—તને સો વાર ટોકીએ પણ તારું રડયું, બળ્યું, રાંડતું એ મટવાનું નથી,

વિજયા—ઠીક છે વારુ, હવે જોજો, ફરીથી એવું બોલું તો.

મનોહર—જો! એવું બોલ્યાની બીજી તો કશી ફિકર નથી, પણ જયાં સુધી સારું બોલતાં આવડતું નથી ત્યાં સુધી તે માણસમાં ગણાતું નથી. રડયું, બળ્યું, એવા શબ્દો મૂર્ખ બૈરાં બોલે છે, અને તું તો ભણેલી છે, તારે એવું બોલવું ઘટતું નથી. તેથી તને કહું છું. વારુ ત્યારે હવે તો હું જાઉં છું. બે ચાર જગાએ પ્રયોજન[1] છે તે જઇને આવું છું. [એમ કહી કપડાં પહેરીને જાય છે. અને

---

૧ કારણ.

વિજયા પોતાને કામે લાગે છે. પછી પોતાના કામથી પરવારી તે ભરત ભરવા બેસે છે. એટલામાં ચંચળા પોતાના કામથી પરવારીને તેને ઘેર આવે છે.)

ચંચળા—(ઉપર આવતાં) કેમ વિજયાલક્ષ્મી! શું થાય છે? આવું કે?

વિજયા—હા, આવો ચંચળબહેન! તમને હમણાં નવરાશ મળી કે શું? આવો.

ચંચળા—જુઓ, સવારની ઉઠી ત્યારની છેક હમણાં પરવારી; ત્યારે મેં કું લાવ જરા જઇ આવું. લો ત્યારે તમે લગાર કામમાં છો એટલે હું ભાગીરથીને ઘેર જઇને આવું છું, તે મને બોલાવતી હતી. જોઉં વારુ, શું કામ છે? બિચારી એકલી છે તે કંઇ કામ હોય તો કરી આવું.

વિજયા—ભલે એમ કરો, આવજો હોં બા! અને ના જવું હોય તો બેસો, હું કાંઇ એવા ઝાઝા કામમાં નથી. આ તો નવરા બેઠાં આળસ આવે માટે થોડું ભરવાનું હતું તે લઇ બેઠી છું.

ચંચળા—ના, તે હું કંઇ ખોટું લગાડીને જતી નથી. એ તો તેણે મને બોલાવી હતી તેથી. (એમ કહી જાય છે, અને ભાગીરથીના ઘરમાં જઈને) કેમ ભાગીરથી બહેન! શું થાય છે? મને શું કહેતાં'તાં!

ભાગીરથી—આવો ઉપર, હું તો તમારી વાટ જ જોતી હતી. બેસો, હું પાનસોપારી લાવું છું. (ભાગીરથી તે લાવે છે, અને બે જણાં બેસે છે. એટલામાં ભાગીરથીની પડોશણ કમળા તેના વર ગોકળસાથે વઢી પડી, તેથી બન્ને જણ તે સાંભળવા બારી-આગળ જાય છે.)

ગોકળ—(બહારથી આવ્યો ને જોયું તો રસોઇ કરી નથી, તેથી પોતાની સ્ત્રી કમળાને) કેમ હજી ચૂલો સળગાવ્યો નથી? તને એટલું ભાન નથી કે સાળો સવારનો ગયો છે તે હમણાં ભૂખ્યો આવીને શું ખાશે? [ કમળા કાંઇ બોલી નહિ ત્યારે ] આજે શું થયું છે તને? કેમ બોલતી નથી?

કમળા—(ક્રોધથી) આ એવડી પેટમાં ધાડ પડતી હોય તો હાથે ઠોકી ખાધું! કંઇ છેક હાથ પગ ભાગી ગયા છે? આવડો તગાદો કોના ઉપર? હું કંઇ એવડી તમારી દમેલી નથી! એક કાંચળીની કસનીએ તમારી ઓશિયાળી નથી! એ હાંલ્લામાં દાળ ચોખા, ને ચૂલાઆગળ વાસણ, રાંધો ને ખાઓ. વગર લેવેદેવે

મને બોલાવશો નહિ! મારે તો રાંધવુંએ નથી ને ખાવુંએ નથી. જો! મને ન્યાલ કરવા જાણે આવ્યા તે!

ગોકળ--ઓ મૂરખ! મને ખરું કહેની, આજે થયું છે શું? કંઇ ભૂતબુત ભરાયું કે શું વળી?

કમળા--એવું લાંબું ટૂંકું બોલ્યા તો તમારી વાત તમે જાણી! મૂરખ ને બૂરખ કહેજો તમારી હોય તેને! ને ભૂત ભરાયની તમારી હગલીઓને! મારે શું છે?

ગોકળ—અરે ભગવાન્! મારાએ સાળાના કરમના ભોગ છે. અરે તું પાધરૂં બોલની, કે તેનો ઉપાય થાય. જો! મેં તને આજે તો કંઇં કહ્યું નથી, ને વગર કારણે શું કરવા અમથી બળે છે ને બાળે છે! તારા મનનો મેલ હોય તે બધો કાઢી નાંખ. બોલ, કોઇ જોડે લડવાડ થઇ કે શું થયું?

કમળા--તમારે શું કરવા પારકી પીડા જોઇએ? તમારું બરાબર થયું એટલે મુઓ વર ને બળી જાન! ના ના, એટલું સૂઝે છે કે રાંડના પગ ઉઘાડા છે, ને આજ ચાર વરસથી બુમો પાડે છે તેનું કંઇ કરું! આપણી મતલબ થઇ એટલે બીજાની શું કરવા ફકર કરીએ! ગરજ સરી એટલે પછી વૈદ વેરી. હું રાંડ રોજ બુમો પાડું છું, તે આ કાને સાંભળે છે, ને પેલે કાને કાઢી નાંખે છે! તો ખાસડે મારી, હુંએ કંઇ કોઇને ધરાવતી નથી! મેં કંઈ કોઇની ગધેડી નથી પકડી, ખબર છે? પરમેશ્વરનું આપ્યું પિયર છે, હજી બાર વરસના મારા ભાઇ ને બાપ બેઠા છે. કોઇ દહાડો રુપિયાનોએ સાલ્લો લાવી આપ્યો છે? હશે, મારી ફિકર તમને નથી તો તમારી ફકર મને નથી. જાઓ, ને તેથીએ ઘણું કરશો તો હું મારે પિયર જાઉં છું! શેર દાણાએ તેને મળશે. હું કંઇ તમારી વેચાણ ખરીદીની લુંડી નથી, જાણ્યું?

ગોકળ—( તેની પાસે બેશીને ધીરેથી ) જો! તું છેક આમ શું કરે છે? હું તારી ફિકરમાં જ છું. હવે વગેસગે તને કરાવી આપું છું. તું આમ કરીશ તેણે કંઈ આજ ને આજ થનાર છે?

કમળા—બળી તમારી વગસગ. રડયાં ચાર વરસથી વગસગ!! એ તો મરતાં સુધીએ તમારી વગસગ પૂરી થવાની નથી. બધુંએ મને ખબર છે. આખો જન્મારો એમને એમ જનાર છે. જનમભીખારી તે [1]જરાભીખારી.' હવે તો લાકડાંમાંએ પૈસો મળવાનો નથી!

---

૧ ઘડપણ.

ગોકળ—જો ! ચાર લોક સાંભળે એમાં શો માલ છે ? સમજ. કાંઇએક સમજ. છેક ઘરની આબરૂ કોડીની શા વાસ્તે કરે છે ? અને હવે હું તેના વળમાં જ છું. તને કંઇ ખબર છે ! એની ને એની ફિકરમાં મારું રાત ને દહાડો શેર શેર લોહી બળે છે. ને મારૂં ખાધુંપીધું ઝેર થઇ જાય છે. જ્યારે આટલું તારું સમાધાન થશે, ત્યારે મારા જીવમાં જીવ આવશે. વાસ્તે આટલા દહાડા કાઢ્યા તો વળી મહિનો પંદર દહાડા જવા દે. ઉઠ રાંધવાનું કર.

કમળા—બળ્યો તમારો વળ. આખો જનમ વળ ને વળ રહ્યો. બીજી બધી વાતે મળે છે, પણ મારી વાત આવી એટલે વળ ! મુઈ રાંડ હું ! ને બળ્યું આ ઘર ને એ રાંધવું ! ને ખાવું ! મારે તો ખાવુંએ નથી ને પીવુંએ નથી. જેને ખાવું હોય તે રાંધે ને ખાય. મેં કઈ કોઇના હાથ બાંધ્યા નથી. જો ! મોટા આબરુદારની પૂંછડી ! ! તે એમની આબરુ જતી રહે છે ! એવડી આબરુની બીક હોય તો લાવીને કરાવીએ નહિ ! હું બુઘાબાવળીયા જેવી બહાર ફરું છું, તે લોક રહ્યા આંધળા હશે ! બધાંએ જાણે છે કે રાંડપાસે વાલની વીંટીએ નથી, ને તે પરમાણે ઘરમાં હશે. એ તો જવા દોની બધી વાતો ! બીજી મળી હત તો જાણત. હું રાંડ બોલતી નથી એટલે ફાવી ગયું છે. પણ યાદ રાખજો કે જે દહાડે હું નહિ હઇશ તે દહાડે ચીંથરેહાલ થશો ને ઘરનું ધંધોલીયું થઇને રહેશે. એ તો મારાં માબાપ ભલાં તે તમને દીધી; નહિ તો હવે કોઈ ફરીથી હું નહિ હઇશ તો ડામે દેનાર નથી ! ખબર છે કેની ? જુઓ ! એમની આ ગાડેગાડાં આબરુ છે તે હું બોલું છું એટલે કોડીની થઈ જશે ! રાંડનું પગથી તે માથાસુધી ઝાળ લાગે એવું તો બોલે છે ! આ ઘરમાં આડો વાંસ ફરે છે, તે લોકને અજાણ્યું હશે ! જવા દોની, હવે મને વધારે બોલાવશો નહિ.

ગોકળ—જો હવે વધારેમાં સાર નથી હોં. જા, તારા સમ ખઇને કહું છું કે હું કાલે કંઈ પણ એનો વળ કરું છું. મારે પાલવે તો ચાર ટકાના કાઢીશ. પણ તારું કામ કરી આપીશ, પછી કંઈ ! જા ઉઠ, જો ! હવે ડાંગે માર્યાં પાણી કંઈ જૂદાં થવાનાં નથી, ને ફોકટ થુંક શીદ ઉડાડે છે ?

કમળા—આ હું રાંડ મરીશ તેમાં તમારું શું જનાર છે ? જઇશ મારાં માબાપની. ને મારા જીવની જઈશ ! તમારે તો પાધરું. મારા રાંડના ખોટા સમ મફતમાં ખાવા એમાં શું ? પરણાર્યું ને પોણુંબાર. એવા સમ ખાવાનાએ ક્યાંથી મળે ?

ગોકળ—અરે લે, મારા સમ. પછી કંઈ. તને તો પાધરું કહીએ તોએ વાંકું પડે છે; કોણ જાણે શી જાતનો તારો સ્વભાવ પડ્યો છે. આ ખોટો કલેશ કરે છે! તને કશી ખબર છે? રોજ ઘરમાં કલેશ થાય તેથી ગોળીનું પાણી નીઠે! કંઇ જરા સમજણવાળી થા.

કમળા—(એકદમ ચીડાઇ જઇ) હાય કરમ! (એમ બોલી બે હાથે કપાળ કૂટે છે) મોઇ રાંડ અભાગણી હું! આ બધાનું મોત આવે છે ને મારું રાંડનું મોત ક્યાં બેશી રહ્યું છે! એ જમરાજાનેએ શું કહું? પીટ્યો પાનું ખોળતો નથી! (એમ કહી રડતી રડતી ઉઠીને ઓરડામાં જાય છે. ગોકળ પણ તેની પાછળ ઘરમાં જાય છે. અને તેના બે હાથ ઝાલી રાખીને ધીરેથી કહે છે.)

ગોકળ—જો ભાઇ! તું કહે તો તને પગે લાગું. મને જવા દે. હવે ઘણી થઈ, અમથી ફજેતી શું કરવા કરે છે? મેં તને એક વાર કહ્યું કે મારા સમ, કાલે એની તજવીજ કરી લાવીશ.

કમળા—હમણાં મને બોલાવશો નહિ. હવે જાઓ છાનામાના પોતાનું કામ હોય તે કરો.

(ગોકળ અત્યંત દિલગીરીમાં બહાર આવી બેસે છે. કમળા થોડી વાર બેશી રહીને પછી લાકડાં લાવી ચૂલો સળગાવી રાંધવાનું કરવા માંડે છે.)

ચંચળા—(ભાગીરથીને) કેમ ભાગીરથી! તમારે કોઈ દહાડો આવી વઢવાડ થાય છે કે?

ભાગીરથી—ના રે બહેન! મારાથી તો આવું બોલાય જ નહિ. મને તો એના બોલ સાંભળીને જ કમકમાટ આવે છે, તો બોલાય શેનું? અને ખરું પૂછો તો મારા મનમાં એવો વિચાર છે કે સંસારમાં કશું આપણું નથી. એક પરમેશ્વરની ભક્તિ થાય કે કાંઇ [1]સુપાત્રને દાન અપાય તો તે આપણું છે, અને લૂગડાંઘરેણાં તો અહિંજ પડ્યાં રહેવાનાં છે, આપણે જીવતા સુધી તે તો ઉપયોગનાં છે. વળી સારાં કે નબળાં ગમે તેવાં લૂગડાં હોય, તો આપણે શું? ગમે તે રીતે શરીર ઢાંકીને ફરવું, એટલું કારણ છે, તે તો બેએથી ઢંકાય છે. અને રૂપ તો પરમેશ્વરે આપ્યું હોય તે કાંઇ નડારાં લૂગડાંથી જતું રહેતું નથી. અને સારાં લૂગડાંથી કાંઇ કુરૂપ મટીને તે સારું થતું નથી. લોકમાં દેખાડવાને જો પહેરવાની મરજી થાય તો તે સ્ત્રીને પાપણી જાણવી. કારણ કે આપણે તો આપણા ધણીની

[1] દાન આપવાને લાયક માણસને.

મરજી પ્રમાણે ચાલી તેની પ્રીતિ મેળવવાનું કામ છે; કાંઈ લોકને દેખાડવાનું કામ નથી.

**ચંચળા**—હા, એ વાત તો ખરી, પણ જુઓ બહેન! બારે ને ચારે કંઈ સરખા જતા નથી. કોઈ વખતે દુઃખ આવી પડ્યું, તો ઘરમાંની બે જણસો હોય તો તે મૂકીને આપણે દહાડો કાઢીએ. કંઈ પહેરીને શોભા દેખાડવા સારું જ ઘરેણું કરાવવાનું છે? એ તો ઘરેણાં ઘરમાં હોય તો પહેરાય, ને દુઃખ પડે ત્યારે તેને વટાવીને ખાઈએ. પણ રડ્યું છેક ઉઘાડુંએ મારાથી તો ન ફરાય. કાંઈનું રૂપાવાળી કે સોનાવાળી એકે જણશ ના હોય તો માંહીથી મન તો બળે ખરું, ને બીજાનું જોઈને પણ મનમાં બળાપો થાય કે આપણા પાસે કશુંએ નથી. સાચું કહેજો ભાગીરથી! તમારા મનમાં એવું હોય તો કંઈ થાય ખરું કે નહિ?

**ભાગીરથી**—જુઓ! થાય કે ન થાય તે ઉપર મારું કહેવું નથી. પણ એટલો વિચાર આપણે બૈરાંએ કરવો જોઈએ કે આપણા ઘરમાં સત્તા છે કે નહિ? ઘરમાં પૈસો પડ્યો રહે ને જણસ ના કરાવે ત્યારે તો જરા ખોટું લાગે, પણ બીજાનું કરજ કાઢીને મને ઘરેણું ઘડાવો, એવી ખોટી હઠ કરવી એ કંઈ સારું નથી. કેમકે કરજ કાઢીને બે જણસ કરાવી, ને પછી તેનું કરજ ના વળે, ત્યારે રોજ ઉઘરાણી કરે, ને ન અપાય તો ગાળો દે; એટલે લોકમાં ફજેતી થાય, ને વળી તે ફરીયાદ કરીને આપણી બે જણસને બદલે બધુંએ જપત કરીને લઈ જાય, તેથી પછી શો ફાયદો? જણસની જણસ જાય, ને લોકમાં ફજેતી થાય. વળી બીજાને કહેવાનું થાય કે 'બાઈ, બે જણસ ના પહેરીએ, એવી ખોટી શોભા લોકને ના દેખાડીએ; પેટે પાટો બાંધીએ, પણ કોઈનું લીધું હોય તે દૂધે ઘોઈને વગર માગ્યે આપીએ, ત્યારે આપણી આબરૂ ખરી.' જુઓ ચંચળ બહેન! એવાં અથવા એથીએ કઠણ લોકનાં વચન સાંભળવાં, પારકું દેવું કરી રાતદહાડો બળતી શગડી ડોકે બાંધ્યા જેવું કરવું, અને વળી તેની ગાળો ખાવી, આપણી ફજેતી કરાવવી; ને આખરે જણસ ખોઈને બેસવું તે કરતાં પહેલેથી જ મનને વાળવું, કે જો ઈશ્વરની મરજી હશે ને આપણા ઘરમાં બે પૈસા આવશે તો જણસ કરાવીને પહેરીશું નહિ તો હરિઇચ્છા, અને ડાહી બઈરીએ તો પોતાનો ધણી કરજ કરીને જણસ કરાવે તો પણ ના કહેવી જોઈએ ને ઉલટી તેને ધીરજ આપવી જોઈએ કે મને જણસ કરાવી આપવાની ફિકર તમે કરશો નહિ. જણસો ગમે તેટલી પહેરીશું, તેથી કંઈ આપણું ખરું [1]હિત

[1] કલ્યાણ.

થવાનું નથી. ખરેખરું કલ્યાણ કરનારું ઘરેણું તો સારા સારા ગુણો છે. તે ગુણને ધારણ કરનાર, ઘરેણું પહેરનારકરતાં પણ શાણા લોકોમાં વધારે માન પામે છે, તેથી જો ખરું પૂછો તો મારો મત તો એવો ખરો કે પરમેશ્વરે આપણને પૈસો આપ્યો હોય, ને આપણા ધણીની મરજી હોય તો ઘરેણું કરાવી આપે તે પહેરવું, અથવા તેમની મરજી લઇને કરાવવું, પણ તે સારું વઢવું કે ઘરમાં કંકાસ કરવો, એ બિલકુલ સારું નથી. પછી તો બાઇ! કોઠે કોઠે બુદ્ધિ છે. જેની નજરમાં જે સારું લાગે તે ખરું, મેં તો મારો વિચાર તમે પૂછ્યું ત્યારે જણાવ્યો, તેનું ખોટું ના માનશો હોં.

ચંચળા—અરે રામ રામ! એમાં તે ખોટું શું માનવું હતું? જેવું હતું તેવું તમે કહ્યું છે. રડ્યો કલેશ ઘરમાં ઘાલીએ, તેથી શું ફળ થનારું છે? જે સુખશાતાથી થાય તે જ સારું છે. ચાલો બાઇ! છેક સાંજ પડવા આવી છે. હજી રાંધવાનું છે. પાછી કથા વખત થશે. કેમ મારું કંઇ કામ છે હવે કે જાઉં?

ભાગીરથી—ના હવે તો વખત થઇ ગયો છે, એટલે જાઓ, વળી કાલે. મારે કંઇ બહુ અગત્યનું એવું કામ નહોતું, સહેજ કહ્યું બે ઘડી બેશીશું. વાતચીત કરીશું.

( એટલામાં વિઠ્ઠલજી બહારથી આવે છે. ચંચળ તેમને આવતા જોઇ ઉઠીને જાય છે. પછી પોતપોતાના કામથી પરવારી વાળુ કરીને કથાનો વખત થયો એટલે મનોહર ભટ્ટને ઘેર સર્વ એક પછી એક આવી એકઠાં થાય છે. )

બાળ૦—ભતજી મ્હારાજ! વાલુપાની ઠ્યાં કે?

મનોહર—હા, તમે પરવારીને આવ્યા કે? આવો. હવે કથાનો આરંભ કરીએ છીએ હોં. સઉને આવવા દો.

બાળ૦—એક વિથ્થલજી હજી આવ્યા નઠી. કેમ બોલાવી લાવું?

મનોહર—ના, તમે તમારી મેળે બેસો, હમણાં આવશે. હજી સમય થાય છે.

બાળ૦—( બારીઆગળ બેસતાં મોટેથી વિઠ્ઠલજીને ) કેમ વિથ્થલજી! કેતલી વાડ છે? ટમાકા પાકી કઠાનો આડંબ ઠયો નઠી હોં. ઝતપત આવો.

વિઠ્ઠલજી—કોણ શેઠ બોલ્યા કે? એ હવે કશી વાર નથી. તમારા હુકમની જ રાહ જોતાં હતાં. ( વિઠ્ઠલજી તથા ભાગીરથી આવે છે, અને પોતપોતાને સ્થાને બેસે છે. )

બાળ૦—કેમ વિથ્થલજી ! આજે કંઈ ધીલ ઠઇ ! કંઇ કામે ગયા'ટા કે સું ?

વિઠ્ઠલજી—અરે ભાઈ ! જરા કામ હતું, તે એના ભાઇએ મને બોલાવ્યો હતો, તેથી ત્યાં ગયો હતો; એટલે જાણો જ છો કેની, સહેજ વાર લાગી ગઇ. હમણાં જ આવીને વાળુ કર્યું.

બાળ૦—હા, હા, ટેમાં જ. ભાઇ ! સાસડે ગયા એતલે પછી ટાં કહેવાનું સું ! કેમ ભતજી બુવા ! બોલ્યા નહિ? આ કાલમાં સઉઠી વહાલું સાસડું છે. કેમ, વિથ્થલજી ! ખોતું કહુંછ ?

વિઠ્ઠલજી—શેઠ, તમે તો ઓલિયા છો. આ કાળમાં તો શું પણ મૂળથી જ શ્વશુરગૃહ એટલે સાસરાનું ઘર સઉને જ વહાલું હોય છે. જુઓ, મહાદેવજીથી તો કોઇ મોટું નથી ? તે પણ પોતાને સાસરે હિમાલયે જઇને વિરામ[1] લે છે. તેમ જ [2]લોકપાલક વિષ્ણુ પણ પોતાને સાસરે ક્ષીરસાગરમાં જ જઇને પોઢે છે. તો મારા તમારા સરખાની શી વાત કરવી ? સમજ્યા કે નહિ ?

બાળ૦—વાહ વિથ્થલજી ! ઢન છે ટમને પન. સું મજેનું ડસ્ટાન કહ્યું છે જે ! કેમ ભતજી બુવા ! એમને ટો છેક મૂલની જ વાટ કહી. એતલે કઇ ઉપાય જ નડી. હસે, હવે આપનું ચાલવા ડો. બોલો સી ડવાડકાંઢીસકી જે.

મનોહર—કેમ બાળમુકુંદદાસ ! સઉ આવી ચુકયું છે ? તેમ હોય તો સઘળાં સાવધાન થઇને બેસો, એટલે પછી કથાનો આરંભ થાય.

બાળ૦—( બધાને જરા મોટેથી ) એ સઉ સઉની મેલે સાવઢાન ઠઇને એકે કાને ઠજો હોં. કઠાનો આડંભ ઠાય છે. ( મનોહરને ) હાં ભતજી મ્હાડાજ ! હવે ઠવા ડો.

મનોહર—બાળમુકુંદદાસ ! તમારું મોટું નામ છે. તે વારે ઘડીએ બોલતાં અડચણ પડે છે, તેથી જુઓ, બાળમુકુંદ એ કૃષ્ણનું નામ છે, તો તમે બાળમુકુંદ એટલે વિષ્ણુ અને તેના દાસ એટલે બાળમુકુંદદાસ. ત્યારે તમને હવેથી એકલા ' દાસ ' એવું કહીશું તો કંઈ ફિકર છે ?

બાળ૦—અડે મ્હાડાજ ! આપની નજડમાં આવે ટેમ કહેજોની. આપને કંઇ ટેનું ડુઃખ લાગવાનું નડી. એ ટો નાનપનઠી બાલુ બાલુ કહેટા'ટા ને હવે ટમે વલી આ પડમાને કહો છો; ટો ટેનું કંઇ નહિ; સમજ્યા કેની !

---

૧ નિરાંત, સુખ. ૨ જગતને પાળનાર.

મનોહર—ત્યારે સારું. હવેથી તમને સઉ દાસ કહીને બોલાવે તો બોલજો હોં. બોલો સદ્‌ગુરુદેવકી જય. ( સૌ જય બોલે છે ) હવે કાલે ક્યાંથી રહ્યું છે તે કોણ કહેશે ?

વિઠ્ઠલજી—કાલે તો એ કથા છેલ્લી થઇ કે લોભ એ માણુસનો મોટો શત્રુ છે. માટે મળે તે પદાર્થમાં સંતોષ માનવો, અને આનંદમાં રહેવું, તથા ઘણી વસ્તુ મેળવવાનો લોભ રાખવો નહિ. સહજ મળે તેમાં સુખ માનવું.

મનોહર—હા. પછી તે લક્ષ્મી માતા પાછાં પોતાની છોકરીઓને લેઇ કામથી પરવારી એકાંતે બેઠાં, અને કહેવા લાગ્યાં:

લક્ષ્મી કહે છેઃ હે સરસ્વતિ ! સઘળા વ્યવહાર નિયમિતપણે[1] કરવાની ટેવ બનતાંસુધી રાખવી, કારણ કે નિયમિતપણે ચાલનાર માણુસ ઘણું કરીને દુઃખી થતું નથી. તેથી સુખની આશા રાખનાર સર્વ માણુસે રોજ નિયમપ્રમાણે સર્વ કામ કરવાં એ ઘણી સારી વાત છે. ત્યાં ખાવાપીવામાં, સુવામાં, બેસવા ઉઠવામાં, હરવાફરવામાં, મોજમજામાં, ભણવાગણવામાં, વાતચીત કરવામાં, લેવાદેવામાં, તથા બોલવાચાલવામાં વગેરે અનેક પ્રકારના વ્યવહારમાં નિયમસર ચાલવું, એ શરીરને તથા મનને આનંદ આપનારું છે. સારાં માણુસોમાં નીતિનિયમથી ચાલનાર માણુસ વખણાય છે, તથા વધારે માન પામે છે. તેથી જુદા જુદા વ્યવહારમાં સાચવવાજોગ નિયમને સંક્ષેપમાં કહું છું, તે ધ્યાનમાં રાખજે.

હે દીકરી ! સઉથી પહેલાં તો તને, આ જગત્ નિયમથી જ ચાલે છે, તથા મોટા જનો પણ નિયમને છોડી ચાલતા નથી, એ વાત જણાવવા વાસ્તે થોડું કહું છું. જો ! આ નવ ગ્રહોને ફરવાના માર્ગરૂપ બાર રાશિઓ છે. તે એક રાશિરૂપ માર્ગને એ ગ્રહો નિયમિત કાળનું અતિક્રમણ[2] કરે છે. ત્યાં શનિશ્ચર તો આશરે અઢી વર્ષે એક એક રાશિને ઓળંગે છે, અને રાહુ તથા કેતુ તો દોઢ વર્ષે પોતાના રાશિમાર્ગને ઓળંગે છે, તથા સૂર્ય તો આશરે એક એક માસે એક એક રાશિને ઉલ્લંઘન કરે છે, અને ચંદ્રમા તો સવાબે દિવસમાં એક એક રાશિને ઓળંગે છે, તથા દેવતાઓના ગુરુરૂપ ગણાતા બૃહસ્પતિ એટલે ગુરુ તો તેર તેર મહિને જ એક એક રાશિને ઓળંગે છે. એ જ પ્રમાણે મંગળ, બુધ અને શુક્ર પણ પોતાના સરાસરી નિયમિત કાળે જ રાશિમાર્ગે ચાલી જાય છે, વળી દિવસ અને રાત્રિ પણ નિયમથી જ થયા કરે છે. શિયાળો, ઉનાળો,

1 ઠરાવેલા વખતપ્રમાણે. 2 ઓળંગે છે.

ચોમાસું એ પણ નિયમપ્રમાણે ચાર ચાર મહિનાનાં જ હોય છે, હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, અને શરદ્ એ છ ઋતુઓ પણ નિયમથી બે બે માસની જ આવ્યા કરે છે; તથા ઉત્તરાયણ અને દક્ષિણાયન, એ બે પણ આશરે છ છ માસના નિયમમાં જ આવ્યા કરે છે. હે બહેન! આ ગ્રહો વગેરેની વાત ઘણા વિચારની તથા સમજવા જેવી અને કઠણ છે, માટે તને કોઈ વખત તારી સારી સમજણ થયા પછી વિસ્તારથી કહી બતાવીશ. હમણા તો તને આ જગત્ નિયમથી ચાલનાર છે એટલું જ જણાવવાસારુ મતલબ-જેટલું કહું છું તોપણ આ વાત ધ્યાનમાં રાખવા જેવી નથી એમ તું જાણીશ નહિ. હે દીકરી! એ વગેરે મોટા જ નિયમમાં વર્તે છે એમ નથી, પણ છેક નીચાં પશુઓ પણ નિયમિતપણે વર્તતાં દેખાય છે. તેનો દાખલો જો! આ આપણા ઘરમાં આવનારાં બિલાડાં છે, તેને જો એક વખતે આપણા જમવાના સમયે ખાવાનું નાંખીએ છીએ, તો બીજે દિવસે તે જ વખતે ગમે ત્યાંથી પણ આવી પહોંચે છે. તે જ પ્રમાણે કુતરાં પણ આવે છે. હવે ખરું જોતાં કાંઈ એમની પાસે આપણા જેવાં કાળના માપને જણાવનારાં ઘટીયંત્ર[1] નથી; તેમ છતાં પણ નિયમિત સમયે નિયમિત વ્યવહારમાં તેમને તૈયાર થતાં આપણે જોઈએ છીએ. તે જ પ્રમાણે આ ઘોડીને દાણા ખાવાનો સમય રોજ થાય એટલે ઘણુંએ ઘાસ નાંખીએ છીએ તોપણ બુમો પાડે છે, અને તેના નિયમપ્રમાણે દાણા ખાય છે ત્યારે શાંત થાય છે, તેથી એ જનાવરો પણ નિયમે જ ચાલે છે વળી પક્ષીઓ પણ નિયમે જ ચાલતાં જણાય છે. કારણ કે આ વનવાગોળો, જે દિવસે ઝાડઉપર ઉંધી લટકે છે તે સંધ્યાકાળના આરંભે રોજ પોતાનો ચારો મેળવવા જાય છે, તે આપણે જોઈએ છીએ તથા કાગડા વગેરે, સવારમાં રાત્રીનો અંત થયા પહેલાં વિશેષે કરીને શબ્દ કરતા પોતાના માળામાંથી ઉડે છે, તથા આપણને પણ સવાર થયાની વાત સૂચવે છે. એ પણ રોજ તે જ નિયમે આપણે જોયા કરીએ છીએ, વળી મરઘાં, કુકડાં વગેરે પણ તે જ પ્રમાણે કરે છે. એ વગેરે નાનાં મોટાં સર્વ પ્રાણિઓ નિયમથી જ ચાલે તો સુખ મળે એવો સંકેત[2] જગત્પતિનો કરેલો જ જાણે નહિ હોય એવું દેખાય છે. માટે હે સુવિચારવાળી સરસ્વતિ! તું સઘળી રીતે આ જગતમાં વર્તવાના બાંધેલા નિયમને સારી પેઠે જાણજે, તથા તે નિયમને વિચારી તને અનુકૂળ પડતા નિયમને પાળવા તું સાવધ રહેજે.

૧ ઘડિયાળ. ૨ ઇરાદો.

હવે કેટલાએક આપણા દેશકાળને અનુકૂળ આહારાદિ[1] વ્યવહારના નિયમને હું કહું છું, તે તું ધ્યાનમાં રાખજે.

હે દીકરી! આહાર એટલે ખાવુંપીવું વગેરે. ત્યાં ખાવાના તથા પીવાના પદાર્થો નિયમિત કાળે અને નિયમિત પ્રમાણમાં લેવાય તો વધારે સારું છે, કારણ કે તેમ કરવાથી આપણું શરીર નીરોગ રહે છે, અને શરીરને સુખ રહેવાથી સર્વ સુખ ગમે છે, અને શરીરે જ્યારે દુઃખી થવાય છે, ત્યારે સઘળું સુખ પણ દુઃખજેવું થાય છે. માટે ખાવા પીવા વગેરેમાં ખરેખરા નિયમથી ચાલવું. સવારમાં પહેલો પહોર છોડીને પછી બીજા પહોરમાં રોજ જમવાનો વખત રાખવો. અને બીજી વખત રાત્રિના પહેલા પહોરમાં જમવાનો વખત રાખવો. આ-હાર છે, તે પ્રાણીને સંતોષ ઉત્પન્ન કરે છે, દેહને ધારણ કરી રાખે છે, તથા બળ, આયુષ, વર્ણ[2], તેજ, શોભા, સત્ત્વ[3], તથા સ્મૃત્તિ[4] વગેરે શક્તિને આપે છે, માટે આહાર પ્રાણીના જીવવામાં મુખ્ય આધાર છે, તેથી રોજ સાંજસવાર દેશ અને કાળનો વિચાર કરીને જમવું સારૂં છે.

હે દીકરી! ભોજનશાળા વગેરેના નિયમો પૂર્વે મેં તને કહ્યા છે, તો પણ કેટલાક શારીર શાસ્ત્રને અનુકૂળ વિચાર કહું છું હે સ્વરસ્વતિ! માણસે ભોજન તથા મળત્યાગ બનતાં સુધી એકાંતે કરવા વિચારવું, કારણ કે તેથી સામર્થ્ય[5] અને સુખ વધે છે. તેમ છતાં પણ જમવાના વખતે માબાપ, વૈદ્ય, પાકના કરનાર, હંસ, મોર, સારસ તથા ચકોર એમની દૃષ્ટિ પડે તો તે સારી જાણવી: અને હલકાં ક્રૂર સ્વભાવનાં, ભીખારી, ભૂખ્યાં, પાપી, રોગી, પાખંડી, સર્પ, કુતરાં વગેરેની દૃષ્ટિ સારી નથી. પ્રથમ [6]પ્રહરમાં દિવસે જમવું નહિ. કારણ કે તે વખતે પેટમાં, ગયે દિવસે ખાધેલા અન્નનો રસ સારી રીતે થાય છે. જો બીજા પ્રહરમાં ભોજન ન કરે તો તેથી બળનો નાશ થાય છે, માટે નિયમિત સમયે જમવાનો અભ્યાસ રાખવો. જો ભૂખ લાગ્યા છતાં આપણે ન ખાઇએ તો જેમ લાકડાં મળ્યાવિના અગ્નિ ટાઢો થઇ કજળાઇ જાય છે, અથવા રાખ થઇ જાય છે, તેમ ખાવાવિના આપણા પેટમાં રહેનારો જઠરાગ્નિ મંદ થઇ જાય છે, અને મંદ થઇ જાય છે એટલું જ નહિ પણ ખાવાની ભૂખ છતાં ન ખાય તો પ્રથમ તે અગ્નિ કફાદિક દોષોને બાળે છે, પછી ધાતુઓને બાળે છે, ને પાછળથી પ્રાણને નિર્બળ કરી પોતે મંદ થાય છે. માટે ભૂખ લાગે ત્યારે બનતાં સુધી ગમે તે પણ ખાવું; પરંતુ એક જ પ્રહરમાં

૧ ખાવા વગેરે. ૨ રંગ. ૩ વીર્ય. ૪ યાદદાસ્તિ. ૫ જોર. ૬ પહોરમાં.

એ વખત જમવું નહિ; તેમ જ ભૂખકરતાં વધારે અથવા ઓછું જમવું નહિ. વધારે જમવાથી આળસ, જડપણું અને પેટમાં ગડગડાટાદિ શબ્દ વગેરે થાય છે, અને ઓછું જમવાથી શરીર સૂકાય છે, અને બળનો નાશ થાય છે. ભોજનનો નિયમિત સમય હોય તે પહેલાં જમે તો શરીર દુર્બળ થાય છે, અને બીજા પણ ઘણા રોગો થાય છે, અને તે રોગ ઉપાયથી ન મટે તો આખરે મરી પણ જવાય છે. જમવાનો વખત થઈ ગયા પછી જો ભોજન કરીએ, તો વાયુનો કોપ થઈ અગ્નિ મંદ થાય છે. અને ખાધેલું અન્ન દુઃખે કરીને પચે છે, તથા ફરી સુખરૂપ ભોજનની ઇચ્છા થતી નથી. હે દીકરી ! આપણા પેટનું પ્રમાણ વિચારીને તેના ચાર ભાગ રાખવા, તેમાં બે ભાગ પૂરાય એટલું જમવું, એક ભાગ પાણીથી પૂરવે, અને ચોથો ભાગ વાયુને ફરવા માટે ખાલી રાખવો.

વળી હે પ્રિય પુત્રિ ! ઘણું પાણી પીધાથી અન્ન વહેલું પચતું નથી, માટે અગ્નિને વધારવા થોડે થોડે અંતરે થોડું થોડું પાણી પીવું સારું છે. તેમાં પણ ભોજન કરવા વખતે તરત પહેલેથી પાણી પીવું નહિ, કારણ કે તેથી અગ્નિ મંદ થાય છે, અને શરીર સૂકાય છે જમતાં વચમાં પાણી થોડું પીએ તો અગ્નિ વધે છે, અને ભોજન કરીને અંતે તરત જ પાણી વધારે પીવામાં આવે તો તેથી શરીર ભારે લાગે છે અને કફ પેદા થાય છે. ભૂખ લાગી હોય અને જમ્યાવિના પાણી પીએ તો જળોદરનો રોગ થાય છે, અને ખરેખરી તરસ લાગી હોય ને તેને પ્રથમ પાણીથી નરમ પાડ્યાવિના જો જમે, તો પણ ગોળાનો રોગ થાય છે. માટે કદાચિત્ બહુ તરસ લાગે તો સહજ પાણી વગેરેથી શાંત થઈને ઘડી બે ઘડી પછી જમવું, એ સારું છે. વગર સમયે થોડું અથવા વધારે ખાવું તેને વિષમાહાર કહે છે; તે પણ ન કરવું એ સારું છે. હે સરસ્વતિ ! આ વિનાના બીજા પણ કેટલાક નિયમો છે તે આગળ તને કહીશ. હમણાં તો કેટલીક બીજી નીતિ કહું છું તે ચિત્ત દઇને સાંભળી સ્મરણમાં રાખજે.

હે શાણી સુતા ! નીતિવાન્ માણસ જ આ લોકમાં સુખી થાય છે, માટે સંસારવ્યવહારની નીતિ તથા ધર્મની નીતિઓ આપણે જાણવી જોઇએ. ત્યાં આ જગતમાં ઘણું કરીને પ્રાણિઓના એકબીજા સાથેના સંબંધ પાંચ પ્રકારના જણાય છે: (૧) સેવ્ય એટલે ઉપરિપણાનો, જેવો કે શેઠનો, માબાપનો, ધણીનો, ગુરુનો, ઈશ્વરનો વગેરે. (૨) સેવક એટલે નીચાપણાનો અથવા તાબેદારાનો, જેવો કે, ચાકરનો, પુત્રપુત્રીનો, પત્ની એટલે ધણીયાણીનો, શિષ્યનો, ભક્તનો,

વગેરે. (૩) સખાપણાનો એટલે સરખાં વય, તથા સરખાં તન, મન, ધન, કુળ, રૂપ, ગુણ વગેરે મળતા સ્વભાવ હોવાથી પરસ્પરસાથે સ્નેહવડે બંધાઈ મિત્ર ગણાય છે તેનો. (૪) સામાન્ય સંબંધ એટલે સંસારવ્યવહારના કામમાં વખત બેવખત લેવડદેવડ અથવા બોલવા ચાલવાથી તથા ઘડી સાથે બેસવા ઉઠવાથી ઓળખાણ થાય છે તે, તથા પાડોશી વગેરેનો. (૫) ઉદાસીન એટલે એકને બીજાની ગરજ હોય પણ તે બીજાને કોઇની પણ ગરજ નહિ હોય એવા નિઃસ્પૃહી[1] માણસસાથેનો ગરજવાળાનો જે સંબંધ તે; જેવા કે સર્વ પ્રકારની ઇચ્છાથી રહિત મહાત્મા, તથા આપણી સ્પૃહાથી[2] રહિત થયેલો સેવ્ય વગેરે. આ પાંચ પ્રકારના સંબંધમાં સઉનો સમાવેશ થાય છે; તો તે દરેક પ્રકારના સંબંધને આખરસુધી અડચણવિના નીભાવવાની જે કળા અથવા યુક્તિઓ તેને આ ઠેકાણે નીતિ કહી છે. તે સઘળી નીતિઓ તારે જાણવાની જરૂર છે, કારણ કે આપણાથી વડિલની સાથે તો આપણે સેવકની નીતિથી ચાલવું જોઇએ; અને આપણા તાબામાં રહેનાર માણસની સાથે આપણે ઉપરિપણાની નીતિઓ પાળી રહેવું જોઇએ. તે જ પ્રમાણે જેનો જેવા પ્રકારનો સંબંધ છે, તેની સાથે વર્તવાની તે તે નીતિઓને આપણે ન જાણતાં હોઇએ તો તે સઘળાની પ્રીતિ આપણે મેળવી શકતાં નથી, અને આપણી સાથે સંબંધવાળાં માણસોની પ્રીતિ આપણે રુડે પ્રકારે નહિ મેળવી શકીએ તો તેમના સાથે આપણો ઘડી ઘડીનો સંબંધ હોવાથી તે અપ્રીતિવાળું માણસ આપણને કોઇ વખત મોટું નુકસાન કરી નાંખે. તેથી દરેક સંબંધીની આપણા ઉપર પ્રીતી મેળવવાના ઉપાયની નીતિને સારી રીતે જાણી લેવી એ બધાં માણસોનું કામ જ છે, હે સુપુત્રિ! મેં તને એવી નીતિઓનો થોડો થોડો ભાગ ગયા બે દિવસોમાં કહ્યો છે તોપણ એવી ઝીણી બાબતો વિસ્તારથી અને વારંવાર સાંભળવાથી મનમાં ઠરે છે, તેથી વળી ખુલાસાવાર તને સમજાવું છું તે તું ધ્યાનમાં રાખજે.

હે સરસ્વતિ! આ સંસારમાં પુરુષને તો માતા, પિતા, ગુરુ, સદ્‌ગુરુ, ઈશ્વર, જેના તાબામાં ચાકરી કરી પૈસો મેળવવો હોય છે તે, તથા તે વિનાનાં વડિલ બંધુ. વૃદ્ધ સંબંધિ, તથા સાસુસસરા વગેરે સેવ્ય એટલે સેવા કરવા યોગ્ય છે; અને સ્ત્રીજાતિને તો માતા પિતા, ગુરુ, સદ્‌ગુરુ, પતિ, ઈશ્વર, સાસુ, સસરા, તથા પોતાના પતિને સેવા કરવા યોગ્ય હોય તે સઘળા, સેવા કરવાયોગ્ય ગણાય

૧ ગરજવિનાનો. ૨ આશા, ગરજ.

છે. તોપણ તને સંક્ષેપમાં મુખ્ય સેવા કરવાયોગ્ય કોણ છે અને તે સઘળાસાથે સાધારણ રીતે કેમ વર્તવું એ વગેરે વાર્તા કહી સંભળાવું છું તે પ્રીતિવડે સાંભળ.

હે દીકરી ! આ જગતમાં સ્ત્રીજાતિએ સઉથી પહેલાં જન્મના આપનારાં માબાપની સેવા ઉઠાવવી ઘટે છે, કારણ કે આ શરીરનાં માલિક માબાપ છે. માતા નવ માસ ઉદરમાં રાખે છે. તે વખતે આપણને દુઃખ ન પડે તેટલા માટે તે માતા ઉત્તમ પ્રકારના ખાવાના પદાર્થોને પણ નુકસાન કરનાર જાણી ત્યજી દે છે, તથા રાત્રિદિવસ આપણાવડે થનારી પીડાઓને પ્રીતિથી સહન કરે છે; અને આપણો જન્મ થયા પછી તો તે માતા ઘડી ઘડી આપણી ફિકરમાં રહીને આપણને વારંવાર ખવાડવા, નવાડવા, સુવાડવા, વગેરે કામમાં રોકાય છે, અને પોતાના ખાવાપીવા, ફરવાહરવા, બેસવાઉઠવા વગેરે કામમાં ઉંચા જીવે પ્રવેશ કરે છે. આ પ્રમાણે આપણને સમજણ આવતા સુધી પોતાના સુખનો નાશ કરીને માતા આપણને સુખ આપે છે. આપણે ન ઘટે એવા શબ્દો બોલીએ છીએ તે સહન કરે છે, ન મળી શકે એવા પદાર્થો આપણે હઠ કરી માગીએ છીએ તો તે બનતાંસુધી આપણને ગમે ત્યાંથી પણ લાવી આપે છે, અને નહિ બને તો આપણને બીજી ગમે તે વસ્તુ આપીને આપણું મન મનાવી સમાધાન કરે છે. જ્યારે બાળક છેક આડે રસ્તે ચાલે છે ત્યારે આગળ તેનું ભલું થાય એટલા સારુ. તેને ભય તથા પ્રીતિના ઉપાયો કરી સારી સમજણ આપી સીધે રસ્તે વાળે છે. બાળક બીજાનું નુકસાન કરી આવે ત્યારે, અથવા બીજાં બાળકસાથે વઢી આવે ત્યારે તે માતા બીજાં માણસોનાં ન સહન કરી શકાય એવાં કઠોર વચનો સાંભળી સહન કરે છે, અને છોકરીની માતા તો જીવતાં સુધી વખતો વખત સંભાળ રાખતાં છતાં ભયમાં ને ભયમાં જ રહે છે, અને પુત્રીનાં સાસરિયાંનાં કઠોર વચનો સાંભળ્યા કરે છે, અને જોગજોગે દુઃખી ઘરમાં છોકરી દીધી હોય તો તેની ઘટતી સંભાળ રાખવી પડે છે. દુર્ભાગ્યથી જો પુત્રી વિધવા થાય છે તો તે કુળવતી માતા જીવતાં મરણસમાન દુઃખને માને છે, અને જીવતાં સુધી અગ્નિથી અધિક તાપથી બળ્યા જ કરે છે. આ વગેરે ઘડીએઘડીએ વ્યવહારમાં દીકરાંના તરફનાં દુઃખને ઘણે ભાગે ભોગવનારી માતાના ગુણનો બદલો કોઇ ઉપાયથી પણ વાળવાને છોકરી સમર્થ નથી. તેથી આ સંસારમાં છોકરીને સઉથી પહેલાં સેવવાયોગ્ય માતપિતા છે. તેમાં પણ સઘળી વાતે અનુકૂળ હોવાથી છોકરી માતાની સેવામાં વધારે

ઉપયોગી છે, અને છોકરો પિતાની સેવામાં વધારે ઉપયોગી છે. પરંતુ સામાન્યપણે તો પુત્ર તથા પુત્રી બંનેનો માતાપિતાની સેવા કરવાનો હક્ક છે.

હે સદ્‍ગુણી પુત્રિ ! માતાપિતાના ગુણનો ખરો બદલો તો કોઇથી વાળી શકાવાનો નથી જ, પણ સારી રીતે સેવા કરનાર પુત્ર પુત્રી તેમનાં દુઃખનો ભુલાવો કરે છે. તેથી તે બદલો વાળ્યા સમાન જ ગણાય છે. હવે તે સેવાની રીત વગેરે ટુંકામાં કહું છું.

જ્યાંસુધી છોકરી સમજણવાળી થાય એટલે કામકાજ કરવાને તથા હરેક બાબત શીખવાને યોગ્ય આશરે આઠ વરસના વયની થાય, ત્યાં સુધી તો માતાપિતા તેને તેની શક્તિપ્રમાણે દરેક બાબતની રીતભાત વગેરે હલકાં કામકાજમાં સાથે રાખી દેખાડે છે, તથા સહેજસાજ કામ કરાવે પણ છે; અને આઠ વર્ષની થાય ત્યારે તો તે છોકરીને હોંસથી દરેક કામમાં દોરાવાની ટેવ પાડવા યત્ન કરે છે. અગિયાર વર્ષની થાય ત્યારે તો તે છોકરી શીખવાજોગ ઘરનાં સઘળાં કામ શીખીને પોતાની માને દરેક વખતે મદદ કરે એવી થઇ શકે છે. હે સુબુદ્ધિવાળી સુતા ! જ્યાંસુધી તે છોકરી પોતાની મેળે સમજીને ઘરના વ્યવહાર અથવા ધર્મના વ્યવહારને કરી શકતી નથી, ત્યાંસુધી તો માતાપિતાવડે શીખવાયેલા સઘળા નિયમોપ્રમાણે ન ચાલવાથી તે વધારે દૂષિત ગણાતી નથી, પણ સમજ્યા પછી પાળવાજોગ નીતિ ન પાળે તો તે છોકરી પાપી થાય છે, અને તે પાપનું ફળ તે જાતે જ ભોગવે છે, તથા તેનાં માબાપ અને પતિને પણ તેના પાપનું ફળ નડે છે; તેથી સમજણમાં આવતાં છોકરીએ રોજ સવારમાં પાછલી રાત્રે ચાર અથવા પાંચ વાગતાં ઉઠીને પોતાનું નિત્યકર્મ, મળત્યાગ, દાતણ તથા સ્નાન વગેરે કરવું, અને માતાના દરેક કામમાં આપણાથી બનતું કામ તો કરી મૂકવું. ત્યાં સવારનાં કરવાજોગ કામોને પણ યાદ રાખવા ચોકસ કરીને કહું છું. આપણા ઘરમાં નોકર નહિ હોય તો સવારમાં ઉઠી મોઢું સાફ કરીને, પાણી ગરમ કરવાનો ચૂલો હોય તેને પ્રથમ ધોઇ સાફ કરીને, એટલે માંહિ જીવજંત ન હોય એની તપાસ કરીને, પછી અગ્નિ સળગાવવો. પછી પાણી ઉનું કરવાના વાસણમાં પાણી ગાળીને ભરવું, તથા તે વાસણઉપર ઢાંકણું ઢાંકીને ચૂલે ચઢાવવું. ત્યાર પછી ઘરમાં તથા આંગણાના કચરા વાળીને પછી નાહ્યા પહેલાં કરવાનાં, સઘળા લોટાવગેરે વાસણ અજવાળવાના કામથી પરવારીને પછી નહાવું, અને નાહ્યા પછી પીવાના પાણીની જગા જેને આપણે પાણીઆરું કહીએ

છીએ. તેને અડકવું. ત્યાં આગલા દિવસે ગાળીને ભરેલાં માટીનાં ગોળા વગેરે વાસણોને, તેમાંનું પાણી બીજાં વાસણમાં કાઢી લઇને માંહીંથી તથા બહારથી સાફ કરવાં. કારણ કે રોજ પાણી ભરવાનાં માટીનાં વાસણોને માંહેથી મેલ થાય છે. તેને જો રોજ સાફ ન કરીએ તો બે ત્રણ દિવસે તે મેલની અસર પાણીને થાય છે. તેથી તે પાણીમાં નઠારી વાસ આવે છે, એટલું જ નહિ પણ તે ગંદું પાણી પીનારને ઘણા રોગ પેદા થાય છે. માટે રોજ પાણી ભરવાનાં માટીનાં વાસણને માંહેથી સારાં ધસીને ધોવા વીંછળવાની આળસ કદી પણ રાખવી નહિ આ પ્રમાણે માટીનાં વાસણોને સાફ કરીને પછી પાણીઆરાની ઉપર નજર કરવી અને જો ઉપરના ભાગમાં માળ અથવા છાપરાસાથે જીવડાંને રહેવાનાં ઘર અથવા કરોળિયા વગેરેનાં જાળાં અથવા કચરો હોય તો તેને ઝાડીને સાફ કરવો તથા તે જાળાં પાડ્યા પછી પાણીઆરાને પાણીથી ધોઇ સાફ કરી પાછાં ગોળી વગેરે વાસણોને સ્વચ્છ કરી ગોઠવવાં, અને તેમાં એક જાડા કપડાના ચોખ્ખા ગળણાથી ગાળીને પાણી ભરવું. ગાળ્યા વગરના પાણીમાં કચરો તથા પોરાવગેરે જીવ પેદા થાય છે. તે જો આપણા પીવામાં આવે તો શરીરમાં વાળા, કરમિયા વગેરે બીજા ઘણા રોગોને પેદા કરે છે. માટે પાણીને ગાળવામાં જરા પણ આળસ કે ગફલત રાખવી નહિ. એ જ પ્રમાણે માટીવિનાનાં બીજાં તાંબાપીતળનાં વાસણો જેમાં પાણી ભરી રાખતા હોઇએ તે સર્વને પણ રુડી રીતે ખરાશ વગેરે દઇને અજવાળી સાફ કરી પીવાના ઉપયોગનું પાણી તેમાં ભરવું. કારણ કે તેમાંથી પણ કાટ તથા મેલ થઈ પાણીને બગાડે છે.

હે દીકરી ! પાણીઆરાને સાફ કર્યા પછી રસોઇનાં સાહિત્યને તૈયાર કરવાં. તેની પણ થોડી વિગત સાંભળી યાદ રાખવા કહું છું. રસોઇ કરવાનાં તપેલાં હોય તેને સઉથી પહેલાં, ચોખ્ખી માટી પલાળીને બહારની સઘળી બાજુએ પાતળો લેપ કરવો, તેને આપણા લોકો કટેવાળો કહે છે. તે લેપ કર્યો પછી તેના ઉપર કોરી રાખ અથવા રાખ ન હોય તો ચોખ્ખી કોરી ભગરી માટી અથવા ધૂળ ભરભરાવવી. અને પછી માંહિથી પાણી નાંખી કચરો ન રહે તથા કટેવાળો ધોવાઈ ન જાય એવી રીતે વીંછળી નાંખવા અને ચૂલાઉપર અથવા રસોડામાં મૂકવાં. એ રસોઇને માટે સાફ કરેલાં વાસણોને ઉઘાડાં મૂકવાં નહિ. તેના ઉપર થાળી અથવા લોઢી ઢાંકી મૂકવી કે માંહે કાંઈ કચરો વગેરે પડે નહિ. આ સઘળું કર્યા પછી દાળ, ચોખા,

લોટ વગેરે અનાજને વીણી સ્વચ્છ કરી રસોડાઆગળ તૈયાર રાખવાં. અને અડચણ ન હોય તો ચૂલો તપાસીને સળગાવવો, તથા પ્રથમ દાળના સુમારપ્રમાણે તપેલામાં પાણી ભરી તેને ચૂલે ચઢાવવું. એને આપણાં લોકો આધરણ મુકવાનું કહે છે. આ સઘળું તૈયાર કરવું, એ પણ માતાની સેવામાં જ ગણાય છે. કારણ કે આપણે એ કામ ન કરીએ તો એ સઘળા કામનો બોજો તે માતાને શિર પડે છે.

હે સરસ્વતિ ! આ કામ કરતાં છતાં આપણાથી નાનાં ભાઇ-બહેન હોય તેમને પણ ઘટતી રીતે નહાવાનું પાણી આપવા વગેરે કામમાં ગફલત રાખવી નહિ. આ વિનાનાં જે જે કામ માતાને કરવાનાં હોય તે તે સઘળાં કામોમાં જેટલું આપણાથી થઇ શકે એવું હોય તે આપણે કરી આપવું. એ કામ કરવામાં આપણું શરીર કસાય છે. એવા એવા ઘણા ફાયદા એમાં રહેલા છે. એક તો આપણો સેવકધર્મ સચવાય છે, તથા આપણા ઉછરતા શરીરના દરેક અવયવો રોજ વપરાયાથી બળવાન્ થાય છે; તેથી આપણો ખોરાક પણ સારી રીતે પચે છે; જેથી આપણને ઝાઝા રોગ પણ થતા નથી. અને આયુષ્ વધે છે. મતલબ કે આપણે ઘણાં વરસસુધી સુખથી જીવીએ છીએ. જો બહેન ! પહેલા વયમાં કામ કરવાથી શરીર મજબુત થાય છે એ બીજો ફાયદો છે, અને ત્રીજો લાભ એ છે કે દીકરીની જાતને સાસરે [1]પરાધીનપણે રહેવાનું ઘણું હોય છે, તેથી તેને દરેક માણસની મરજી સાચવવા ઘરનું વારંવાર ઘણું કામ કરવું પડે છે. તેથી પહેલેથી કામ કરવાનો અભ્યાસ પડ્યો હોય તો પછી તેને અણગમો કે આળસ થતી નથી, અને કામ કરવાની હોંસ રહે છે. તેથી જેના કામમાં મદદ કરીએ તેની આપણા ઉપર દયાની નજર રહે છે. આપણા લોકમાં એ જ કારણથી એવી કહેવતો કહેવાય છે કે 'જેણે કામ કર્યું તેણે કામણ કર્યું.' 'કામ વહાલું છે, કાંઇ ચામ વહાલું નથી.' આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ઉદ્યમી અને કામમાં ચકોર એટલે ચતુરાઇથી કામ કરનાર માણસ સઉનું માનીતું થાય છે. કહેવત છે કે 'વનો[2] વેરીને વશ કરે.' તેથી કામગરું માણસ સઉની પ્રીતિ મેળવે છે, એ ત્રીજું ફળ છે. વળી ચોથું ફળ એવું પણ છે કે, જો આપણા પીએરમાં સારી સ્થિતિ હોય અને મૂળથી કામકાજ કર્યું ન હોય, અને સાસરું ગરીબ હોય તો પાછળથી જ્યારે આપણે સઘળું કામ કરવું પડે છે, ત્યારે આપણે ત્રાસ પામીએ છીએ, અને રાત્રદિવસ દુઃખથી ખેદ કરીએ છીએ અને

૧ પારકાને તાબે. ૨ વિનય.

રડીએ છીએ; તોપણ કામ કર્યા વિના ચાલતું નથી. તેથી આખરે આપણે ખરૂં સંસારનું સુખ પણ મેળવી શકતાં નથી. માટે મૂળથી જ કામ કરનાર મહેનતુ માણસને ગરીબ અવસ્થામાં ઘણા કામના બોજાથી દુ:ખ પામી અકળાવું પડતું નથી. તેથી તે ગરીબ ઘરમાં પણ સુખથી દહાડા કાઢે છે.

હે દીકરી! આ સંસાર કેવો છે તેની હજુ તમને કાંઇ ખબર નથી. અમે તો તાપછાંયડા જોયા છે, એટલે બધુંએ સારી રીતે જાણીએ છીએ. ઘણાંએ માણસો જન્મથી પૈસાદાર હોવાથી પૈસાના મદમાં છાકી જઇને આગળપાછળનો વિચાર કર્યાવિના મોજશોખમાં પડી અભિમાની અને આળસુ થએલાં, પણ પાછળથી તેમને રહેવા ઘર કે ખાવાનાં વાસણ તથા પહેરવાનાં લૂગડાં પણ બરાબર મળતાં નહોતાં, અને અભિમાની તથા આળસુ થએલાં તેથી તેમનાથી કશો ઉદ્યમ પણ થતો નહિ. આખરે એવાં ઘણાંને અમે ભીખ માગતાં જોયાં છે. તે ભીખ પણ એવાં મૂરખ માણસને કોઇ આપતું નથી, જેથી દુ:ખ પામી પામીને મરતાં તેમને દીઠાં છે, માટે આ સંસારમાં જન્મીને આજે છે તેવું કાલ રહેશે એવો પણ ભરોંસો રાખવો નહિ. સુખદુ:ખ વારાફરતી આવ્યા જ કરે છે. જેમ દિવસ પૂરો થાય છે એટલે રાત આવે છે, તેમ સુખને છેડે દુ:ખ આવશે જ, એવો વિચાર કરી રાત્રિદિવસ અભિમાન તથા આળસ છોડીને શરીરને કસોટી આપતા જવું. આપણા ઘરમાં ઘણું કામ ન હોય તો ગમે તે પણ કામ કાઢીને બેસવું, કારણ કે જ્યારે કાંઇ પણ કામવિના આપણે નવરાં બેશી રહીએ ત્યારે આપણને હજાર સારાનઠારા વિચારો આવે છે, અને તેથી બીજા દુર્ગુણ આપણામાં આવતા જાય છે; જેથી અંતે આપણી ખરાબી થઇને પરમેશ્વરથી તથા આ લોકથી પાછાં પડી નીચ લોકના દુ:ખીઆરા અવતાર ભોગવવા પડે છે. માટે આપણી શકિત વધારતા જવું, અને નિરંતર સારાં સારાં કામ નજર પહોંચાડીને કરતાં જવું, એથી અગણિત લાભ થાય છે.

હે સુલક્ષણિ! હવે સાંભળ. રસોડામાં રસોઇનો સઘળો જોઇતો સામાન એટલે થાળી, કડછી, તાવેતો, પેણી, વાડકા, ભુંગળી, સાણસી વગેરે જૂદી જૂદી જાતનાં ઉપયોગી વાસણો તથા હીંગ, મેથી, હળદર, રાઇ, મીઠું, ધાણાજીરૂં, આદુ, મરચાં, કોથમીર, ગરમ મસાલો, તેલ, ઘી વગેરે સઘળો સામાન રસોઇ કરનારને લેવો સુગમ પડે એવી રીતે ચોખવટથી મુકી રાખવો. પછી માતાપિતાએ સ્નાન કર્યું હોય તો તેમનું ચંદન તથા ફૂલથી પૂજન કરવું, અથવા ખરી

અડચણ હોય તો એકસો નમસ્કાર કરવો. પછી કરેલું કામ માતાને કહેવું, અને બીજું કાંઇ આપણો અજાણમાંનું હોય તો પૂછી જોવું. જ્યારે માતાને રસોઇ કરવાની અડચણ હોય ત્યારે આપણે નહીને પવિત્ર ધોવાએલાં વસ્ત્ર પહેરીને રૂડી રીતે સંભાળથી સ્વાદવાળી રસોઇ કરવી; અને જો માતા રસોઇ કરવા બેસે તો આપણે પાસે હાજર રહેવું, અને જે જે પદાર્થો માગે તે તે લાવીને તરતાતરત આપતા જવું. તેનો કંટાળો કરવો નહિ. જ્યારે રસોઇ તૈયાર થાય ત્યારે પિતા, ભાઇ વગેરે જમનારને માટે પાટલા તથા પાણીના લોટા વીંછળીને સ્વચ્છ પાણી ભરી ઉપર નાનું પવાલું કે લોટી ઢાંકીને, આગળ તને જમવાના વિધિમાં કહ્યું છે તે પ્રમાણે, સુઘડતાથી મુકવાં. પછી ભોજન કરનારને પ્રિય તથા વિનયવાળી વાણીથી જમવા બોલાવવા. જ્યારે તે જમવા બેસે ત્યારે તેમની થાળીઉપર નજર કરી સામે અથવા નજીક બેસવું નહિ, પણ નજર ન પડે એવી રીતે આજુબાજુ બીજું કાંઇ કામ લેઇ બેસવું, અને કાંઇ વસ્તુ માગે તો તરત ઉઠીને આપવી. આ રીતે પુરુષના જમ્યા પછી આપણા કુટુંબનાં આપણાથી નાનાં સર્વની તપાસ કરી પછી ભુખ્યાં હોય તેમને સાથે લઇ જમવા બેસવું. ત્યાં જમવામાં પણ ચતુરાઇ રાખવાની છે, તે પણ જાણવી જોઇએ, માટે હમણાં જ કહુ છું, તે સાંભળી લે.

જમવા બેશીએ ત્યારે મનમાં ક્રોધ રાખીને ખેદ રાખતાં અથવા શોકવાળાં થઇને જમવું નહિ. જમવાનો વખત થયા પહેલાં જ જો કોઇ ખરા કારણસર અથવા આપણી ખોટી સમજણથી ખેદ, ક્રોધ કે શોક વગેરે મનમાં પરિતાપ દેનારા બીજા દુર્ગુણ પેદા થયા હોય, તો તેને સારા વિચારવડે અંતરમાંથી દૂર કરીને પછી પ્રસન્ન ચિત્તથી હસતાં બોલતાં જમવા બેસવું, કારણ કે ખેદ, ક્રોધ, શોક વગેરેથી તપેલું અંતઃકરણ વાત, પિત્ત, કફ વગેરે દોષોને વિષમ[1] અવસ્થામાં લાવે છે. તેથી પ્રથમ તો સારી રીતે રૂચિથી જમાતું નથી, અને જમાય છે તો તે ખાધેલું અન્ન બરાબર પચતું નથી. તેથી સઘળા શરીરને પુષ્ટ કરનારા ધાતુઓ શુદ્ધ પેદા થતા નથી, પણ વિકારવાળા થાય છે; અને ત્રણે દોષ વધે છે. તેથી અનેક રોગો થાય છે. માટે આનંદસહિત જમવું ઘણું સારૂં છે

જમતી વખતે આપણી થાળી તથા તેમાંના પદાર્થોઉપર નજર રાખી જમવું. આડીઅવળી નજર કરવી નહિ, અને આડી બાજુ નજર કે લક્ષ રાખી જમવું નહિ. કારણ કે દાળ વગેરે પાતળા

૧ રોગ પેદા કરે એવો.

પદાર્થોમાં માંખી, મગતરાં વગેરે ઉડતાં પ્રાણીઓ અચાનક આવી પડે છે, તથા થાળીમાં પણ કીડી, કિલ્લાં, ચેળ વગેરે જંતુઓ ચઢી આવે છે. અને તેના વખતમાં આપણે આડું કે ઉંચું જોઇ જમતી હોઇએ તો પેલાં જીવજંતુ વખતે આપણા ખાધામાં આવે છે, અને તેથી ઘણા રોગ થઇ આપણે દુઃખી થઇએ છીએ. માટે થાળી-ઉપર નજર રાખી સાવધાનતાથી જમવું, એ સુઘડપણું તથા ચતુરાઇ જણાવનાર લક્ષણ છે. વળી જમવામાં જૂદા જૂદા પદાર્થોને સ્વાદ લેઇ જમવા. પણ શેળભેળ કરી ગંદવાડ કરવા નહિ. હાથમાં કોળીઓ લઇને મુખમાં મૂકતાં કેટલાંક મૂર્ખ માણસ અર્ધું પાછું નીચે તથા થાળીમાં વેરે છે. તેથી પાસે બેશી જમનાર સુઘડ માણસને ઘણી ચીડ ચઢે છે. માટે આપણા મુખમાં સુખપૂર્વક રહી ચાવી શકાય એવડો ગ્રાસ ( કોળીઓ ) લેવો અને તેમાંથી પાછું જરા પણ વેરાવા ન દેવું, એ સુઘડનું જમવું છે. વળી હે શાણી સુતા ! ઘણી ઉતાવળથી ન જમવું, કારણ કે તેમ કરવાથી અન્ન બરાબર ચવાતું નથી; તેથી તેને પચતાં વાર લાગે છે; તથા કોઈ વખતે એમ ઉતાવળથી જમતાં તે અન્ન વાયુની નળીમાં ઉતરી પડે તો તેથી ભયંકર પરિણામ નીપજે છે. એ જ રીતે છેક ધીરે ધીરે પણ આળસ કરી ન જમવું. કારણ કે ઘણીવાર સુધી ફેંદીને પછી તે ટાઢું અન્ન વાર કરી ખાનારને કફનો કોપ થઇ બરાબર રુચિ રહેતી નથી; જેથી તે માણસ સુખથી સારી રીતે જમી શકતું નથી. માટે ઘણું ધીરૂં અથવા ઘણું ઉતાવળું જમવું નહિ. જમતી વખતે હાથનો ભોંયઉપર ટેકો મૂકી અથવા એક બાજુએ શરી-રને નમાવી અથવા બીજી કઢંગી રીતે જમવા બેસવું નહિ. જમેલું અન્ન સુખે કરી પેટમાં અન્નની નળીના માર્ગે જાય એવી રીતે પલાંઠી વાળી અથવા ફાવતી રીતે સીધાં બેશી જમવું. પાસેના માણસને સૂગ ચડે એવા અપશબ્દો એટલે ગંદી વસ્તુઓનાં નામ અથવા મલિન ક્રિયાની વાત વગેરે ન કરવું, તથા બીજું કાંઇ પણ તેવું અપચિહ્ન કરવું નહિ. હે દીકરી ! એ વિના પણ આજુ-બાજુ બેશી જમનાર સુઘડ માણસોની નીતિ જોઇને તે પ્રમાણે શીખીને ચાલવું.

આ પ્રમાણે આપણા કુટુંબના સર્વ માણસો જમી રહ્યા પછી આપણી માતાને કષ્ટ ન પડે માટે તે રસોડું સ્વચ્છ કરવા તથા વાસણ માંજવાનું કામ જેને આપણે એંઠવાડ કાઢવાનું કહીએ છીએ તે કરવાને સાવધ થવું. જમીને મુખવાસમાં સોપારી અથવા કાંઇ

પણ વસ્તુ હાજર હોય તે અને કંઇ ન હોય તો તુળસીનું પત્ર મોંમાં મૂકી થોડો વખત વિરામ લઇને પછી ચોખવટથી એંઠવાડ કાઢવો. પછી આપણા જાણવામાં ઘરનું કરવા જેવું કામ હોય તે કરવું અને આપણા જાણવામાં ન હોય તો માતાને પૂછવું, અને પછી જો કામ ન જ હોય તો શીવવા, ભરવા અથવા બીજા કામમાં બેસવું અથવા નીતિધર્મનાં પુસ્તક વાંચતાં આવડતું હોય તો વાંચવાં; અને ન આવડતું હોય તો વ્યવહારનીતિ અથવા ધર્મની બાબતમાં આપણને જાણવાજોગ હોય તે વિષે માતાને વિવેકથી પૂછવું અને તે જે કહે તે સાંભળીને ધ્યાનમાં રાખવું. આપણી માતા જે જે કામ કરવાની આજ્ઞા કરે તે ક્રોધ, આળસ, કે રોષ રાખ્યા વિના કરવા માંડવું. ન સમજ પડે તો પૂછીને શીખીને કરવું પણ ના પાડવી નહિ. જેમ માતાની આજ્ઞાપ્રમાણે કામ કરવું તેમ પિતાની આજ્ઞા પણ જરૂર પાળવી. આ માતાપિતાનું કામ કરવું તથા આજ્ઞા પાળવી એ તેમની સેવા ગણાય છે. માટે દરેક સેવકરૂપ છોકરીએ વિશેષે કરી માતાની અને છોકરાએ વિશેષે કરી પિતાની કામ કરવા તથા વચન પાળવારૂપ સેવાને જરૂર કરવી. એથી તેમનું આ લોક તથા પરલોકમાં કલ્યાણ થાય છે, હે સરસ્વતિ ! આજે અહિં સુધી ધ્યાનમાં રાખજે. આથી વધારે વળી કાલે કહીશ.

મનોહર કહે છેઃ આ પ્રમાણે તે લક્ષ્મી માતા તે શાણી છોકરીને બોધ કરી પાછાં પોતાના કામમાં ગુંથાયાં. બોલો ‘ શ્રીસદ્‌ગુરુદેવકી જય. ’ ( સઉ બોલો છે. )

બાળમુકુંદ૦—બોલો સીદવાડકાંઠીસકી જે. બોલો હુડા હુડા મ્હાહાડેવ ( સઉ બોલે છે. )

વિઠુલ૦—ધન્ય છે દાસ તમને પણ; તમારો કથામાં પ્રેમ જોઇને હું બહુ સંતોષ પામું છું.

દાસ—જુવો વિથ્થલજી ! ખડું પૂછો ટો હન ટો પેલી દોસીને કે જેને આપની છોકડિયોને લાખ લાખ તકા લી એકેક વાટ સમજાવી છે. ને વલી કહીએ ટો હન છે આપના ભતજી મ્હારાજને કે આવી કપડી કકા જીભને અમડે કડી છે. હું ટો એનલું જાનું છું કે આપના એ'લાનું ટો સું, પન આખા સેહેડનું નસીબ ઉઘરયું છે. કેમ વિથ્થલજી ! ખોટું કહું છું ?

વિઠુલજી—એ વાત તો સાચી જ છે. હજુ તો આ ઘરના વેહેવારની સમજણ આપે છે, પણ હજુ આગળ ભારી સમજણની વાતો આવશે એમ જણાય છે. કારણ કે દરેક ઝીણી વાતને પણ

લક્ષ્મીમાતા ભૂલતી નથી, અને વળી કારણોસહિત સઘળી નીતિઓનો બોધ કરે છે. આ સઘળું બૈરાં જાણે અને એવી ચતુરાઇથી વર્તે તો પછી ઘરમાં જ વૈકુંઠપુરી અને કૈલાસ જાણવાં.

ચંચળા—ભટજી! તમે કાલે કહ્યું હતું કે તમને ભજન ગાવા જેવાં શીખવીશ, તે કે દહાડે શીખવાડશો? (આમ બોલી પછી ફક્ત બૈરાં જ સાંભળે એમ ધીમે સાદે) મને તો રાંડને બધી વાતની ઉતાવળ. મારા મનને તો એક વાત સાંભળી એટલે તે કારે થાય એમ થયા કરે છે. કેમ ભાગીરથી! તમને એમ થાય ખરું?

ભાગીરથી—ના બા, છેક એમ તો નહિ; પણ હવે મને એમ લાગે કે આ વાત તો આપણું ભલું કરનારી છે અને તે થઈ શકે એવી છે, તો બનતી ઉતાવળ કરીને તે કરું, ત્યારે મને જંપ વળે, એટલું તો ખરું. બાકી જે કામમાં ઘણી મહેનત હોય ને તેથી આપણું ભલું થવાને બદલે ભુંડું થાય એવું હોય તો તે કામમાંથી તો હું જીવને કાઢી નાખું છું. પછી એ સારી ટેવ છે કે નઠારી, એ તો પરમેશ્વર જાણે. કેમ વિજયાલક્ષ્મી! તમારો શું મત છે?

વિજયા—હા, તમે કહ્યું એ ટેવ તો સારી જ છે, પણ આપણને એમાં વહેમ પડતો હોય કે આ ટેવ સારી છે કે નઠારી તો આપણો પતિ પરમેશ્વર જ છે માટે તેને પૂછી ખુલાસો કરી લેવો. તે જો સારી ટેવ કહે તો તે રાખવી, તે નઠારી ટેવ કહે તે ટેવ છોડવી એમાં આપણું ભલું થાય છે, એટલું હું તો જાણું.

દાસ—(કાન માંડી કાંઇ એક સંભળાયાથી) કેમ બીજકોડ બતાની (જરા અચકાઇને) અડે ભુલું છું. કેમ વિજયાલખમી! ટમાડે સી કઠા ચાલી છે?

ચંચળા—કથા શેની હવે! એ તો ખાનગી વાતો. ભાયડાએ બૈરિયોની વાતમાં પૂછ્યા વિના શીદ બોલવું પડે!

દાસ—હા, એ પન સટ્ટડઆના વાટ કહો છે. ચાલો હવેડી વલી ટેમ. કેમ વિથ્થલજી!

વિઠ્ઠલજી—હા શેઠ! એ વાત તો ખરી કહી, તેની ના નહિ કહેવાય.

ચંચળા—કેમ ભટજી! મારી વાતનો કંઇ જવાબ દીધે નહિ ને આ તો આડી કથા ચાલી, ને સઉએ ઉડવા માંડ્યું.

ભટજી—મારે શી વાર છે! શીખનારને બળ જોઇએ. હું તો તમે કહો તેવું ભજન શીખવું. સવારમાં ગાવાં હોય તો પરભાતિયાં શીખો ને બીજી વખતે ગાવાં હોય તો ગરબી, ગરબા અથવા જે તમને ગમે તે શીખો. મારે કંઇ લેવા જવાનું છે!

ચંચળા—એ તો ખરું. પણ હવે એક વારે રડયું સાંભળ્યાવનું કેમ જણાય કે સારું કયું ને નઠારું કયું ? અમારી બૈરાંની જાતનો તો એવો સ્વભાવ કે જે સારું લાગે તે શીખીએ. તો એવું હોય તો આજે તમે અમને ગાઇ સંભળાવો, પછી મને ગમશે તે કહીશ ને શીખીશ.

દાસ—હા ભતજીબાવા ! એ વાટ ટો પંચપડમાન છે. કેમ વિથ્થલજી ! બોલ્યા નહિ.

વિઠ્ઠલજી—હા, એ વાત તો સાચી છે. ભટજી મહારાજને અનુકૂળ હોય તો કૃપા કરીને કહે.

દાસ—હા હા ભતજી મ્હાડાજ ! એતલી કિડપા ટો ઠવી જ જોઇએ. ( પછી મોટેથી સર્વને ) સઉ બેસજો કે ભાઇઓ ! હજી કિડટન દાય છે.

સર્વે બૈરાં—( માંહોમાંહે ) હા, આ તો બહુ સારું. રડી આડી અવળી વાતો કરીને ઘેર જઇએ તે કરતાં ભજન ગવાય ને પછી ઉઠીએ તો નઠારાં સમણાંએ ના આવે.

મનોહર—સઉની મરજી છે તો આજે બે મુખપાઠ છે, તે ગરબીઓ કહી સંભળાવું છું. સઉ ધ્યાન રાખી ઝીલજો. બોલો શ્રી સદ્‌ગુરુદેવકી જય. ( સઉ જય બોલે છે. પછી ભટજી ગવરાવે છે ને બીજાં સઉ બોલે છે. )

### પદ. ગરબી.

પ્રથમ નમું પરમેશ્વર તમને, જગતપતિ સુખદાતા જી,
વેદ ને શાસ્ત્રપુરાણ મળીને, રાત્રદિવસ ગુણ ગાતા; બુદ્ધિ આપો જી.
યોગ ઋષિ મુનિ ને તપસી જે, વનમાં જઇને રહેતા જી,
તે પણ સિદ્ધ ધારી મનમાં, નામ તમારૂં લેતા; બુદ્ધિ આપો જી.
હું સંસારી અબળ ગણાઉં, યોગધ્યાન ના જાણું જી,
નામ તમારૂં હરખ ધરીને, સમરું વાતાં વહાણું; બુદ્ધિ આપો જી.
પાપવડે મારી આ બુદ્ધિ, દુર્બળ થઇ છે બાપ જી,
પાપતણું ફળ આ દુઃખ ભારે, દે છે મુજને તાપ; બુદ્ધિ આપો જી.
દુર્ગુણ સઘળા છૂટે મારા, સર્વ શમે પરિતાપો જી.
કરી કરુણા સત્વર પ્રભુ મુજને, ચરણસમીપે સ્થાપો; બુદ્ધિ આપો જી.

### પદ. ગરબી.

વિશ્વાધાર વિનતિ ઉર ધરજો, દયા ધરી દિલ આજ જી,
દિનદિનપ્રત્યે દુઃખ રોતાં તો, આવે મુજને લાજ, દુઃખડાં કાપો જી.
ધન વિદ્યા તન બળ નથી મારે, નથી સગાંનું જોર જી,
આશ્રય તો નથી અવર કોઇનો, તમપર રાખું તોર; દુઃખડાં કાપો જી.

આતઃ થતાં ચિંતા પેસે છે, અન્ન વસ્ત્રની મોટી જી,
બીજા પણ સઘળા વિષયોની, ઇચ્છા ઉપજે ખોટી; દુઃખડાં કાપો જી.
રંકરાય સઉને આપો છો, નથી એ વાત અજાણી જી,
તો પણ અણુવિશ્વાસવડે હું, હાય હાય વદું વાણી; દુઃખડાં કાપો જી.
હરઘડીએ આ વાત વિષયની, મન આણી દુઃખ પામું જી,
વિશ્વપતિ સંતોષ દિયો હું, ચરણે મસ્તક નામું, દુઃખડાં કાપો જી.

મનોહર—(ગરબી પૂરી થતાં જ) બોલો શ્રીસદ્‍ગુરુદેવકી જય.

વિઠ્ઠલજી—વાહ ભટજી મહારાજ! અતિ ઉત્તમ સુબોધની ગરબીઓ કહી છે, અને સઘળાં બૈરાંએ શીખવાજેવી છે. કેમ હવે આજ્ઞા છે? બારનો સુમાર થવા આવ્યો છે. રોજ કરતાં આજે વિશેષ મોડું થયું છે. (એમ કહી ઉઠે છે)

દાસ—(ઉભા થતાં) બોલો સીગોડઢનનાઠકી જે. કેમ પાડવટી કાકી! ગડબીઓ કેવી? આપના આખા સહેડની રાંદો ગડબા ગાય છે પન આવી કોઇ ડા'રો સાંભલીટી? ઢન છે ભતજી! આવી ને આવી નિડંટડ સંભલાવવા કિડપા કરજો. (ભટજીને પગે લાગી જાય છે)

પારવતી—જો ભાઇ બાલુ! હવે તારી વહુ શીખશે એટલે આપણા મો'લામાંનાં બૈરાંને ભટજીની શીખાડેલી ગરબીઓના બીજી ગાવા ના દેવી. આમાં તો ગાનારનું ને સાંભળનારનું બંનેનું કલ્યાણ થાય એવું છે. (પછી સઉ સઉને ઘેર જાય છે.)

મનોહર—(વિજયાને) કેમ હવે શા મનસુબા છે? ઉંઘ આવે છે કે નહિ?

વિજયા—(હસતે મુખે) હજી ઉંઘ આવી તો નથી. પણ હવે સુવાનું મન થાય છે, પછી આપની આજ્ઞા હોય તેમ કરું. મેં તો પથારીઓ ને પાણીના લોટા ભરી સઘળી તૈયારી કરી રાખી છે.

મનોહર—ચાલો ત્યારે રાત્રિ વધારે ગઇ છે તેથી પરમેશ્વરનું સ્મરણ કરતાં સુઇ જઇએ. (સુઇ જાય છે:)



# दिवस ૫.

મનોહરના ઉઠ્યા પહેલાં પોતાના નિયમપ્રમાણે વિજયાલક્ષ્મી ઉઠી પતિને પગે લાગી નીચેનું પ્રભાત ગાતાં ગાતાં પોતાના કામને કરે છે.

## પ્રભાત.

શ્રીસદ્‌ગુરુ ભજ ભાવે પ્રાણિ! શ્રીસદ્‌ગુરુ ભજ ભાવે રે,
વિશ્વેશ્વર તે વિઘ્નવિનાશક, ભક્તતણે વશ કહાવે રે; શ્રીસદ્૦
કુટિલ હૃદયે યુગ ધ્યાન ધરે પણ, સ્વપ્ને નાથ ન આવે રે,
સરળપણે ધરી પ્રેમ ભજે તો, સત્વર આવે દાવે રે; શ્રીસદ્૦
અનંત નામતણા પતિ તદપિ, નામાતીત સુહાવે રે,
હરિહર બ્રહ્મ ગુરુ પરમેશ્વર, સ્મરીએ જે મન ફાવે રે; શ્રીસદ્૦
અધિક અધિક ધરી પ્રીત પ્રભુશું, ભજીએ જેમ જેમ તાવે રે,
જગપત્પતિ વળતાં કરુણા કરી, દુઃખ ટાળી સુખ લાવે રે; શ્રીસદ્૦

મનોહર પથારીમાંથી બેઠાં થતાં જ હે સદ્‌ગુરો! હે ભગવન્! હે પરમાત્મન્! હે સચ્ચિદાનંદ! એવા પવિત્ર શબ્દોને બોલતા આવીને બારીઆગળ બેસે છે.

દાસ પથારીમાંથી ઉઠીને બારીએ આવી ઉભા રહીને જરા મોટેથી 'હે સીનાઠજીબાવા! સીઆચાડજી મ્હા પડભુજી! હે ગોકુલમઠુરાંના વાસી! વિસંભડનાડ! માડા મા ને બાપ! ટમાડો આસડો છે! આવાં વચનો બોલીને પાછા ઘરમાં જઇ ચંચળાને કહે છે, કેમ હજુ નિડડાવસ છો કે? ગુલાબિયા ઉંઘ વાનાના પ્હોડમાં આવટી હસે! ફિકડ નહિ! હજુ ખુને ખુને રાટ છે. સાંભલો છ, આ મનોડભત બોલાવે છે, કેહે છ કે સેથાની સુ કડેછ?

ચંચળા—( આંખો ચોળતી ) બળ્યું. આ કામ તમારૂં સારું નથી, તમને એ શી ટેવ પડી છે વારુ? રાંડનું બે પહોર રાત ગયા પછી સૂતાં ને અતારમાં તે શી ઉઠવાની ધાડ આવી છે! ને આપણે ઉઠ્યા તો છાનામાના બેશી રહીએ, બીજાને શીદ પજવીએ! પછી હું રાંડ બોલું તારે તમને ચટકો લાગે ને લોકમાં મારી ફજેતી થાય.

દાસ—સો જે ઠયું ટે ઠયું. હવેડી ટમે કો'છો ટેમ. માડો ટો એ સભાવ છે કે ભુલા ટાંઠી ફડીને ગનવું. કાલઠી ટમને દુઃખ ડઉં ટો કહેજો. પન મેં જાન્યું કે ટે ડા'રે કડામાં વે'લાં ઉથવાનું કહ્યું હું

તેને ટમે પન કેહેટાં'ટાં કે કાલકી આપને ડા'રો ઉગટાં પહેલાં નાહીને ભાગવડસમડન કડીસું ટેકી. નહિ ટો પો'ર ડા'રો ચરટા સુધી ટમે ઉંઘસો ટો આપને એકનું બે કે'વાના નકી; સમજ્યાં કેની ? આ વાટનું ડુખ ના માનસો. ચાલો હું ટો જાઉં છું. વલી ભતજી બાવા કહેસે કે સેથાનીને જોવા ગયા ટે સેથ પન સૂટા કે સું ? (એમ કહી જાય છે.)

ચંચળા—( વિચાર કરે છે ) હું રાંડ એમને ઠપકો દેવા આડું અવળું બોલી તે ખોટું થયું. હજુ મારો સભાવ ફર્યો નહિ. એમણે ના ઉઠાડી હોત તો કયારેય ઉઠત, ને પછી સઉ જાણત તો મારે શરમાઇ મરવું પડત. જો! ગુણના ભાઇ દોષ ! મેં ઉલટા બે છણકા કર્યા ! ભલા ભગવાન ! એમનો સભાવ સારો છે એટલે બધું નીભે છે. પણ હવે મારે સમજવું જોઇએ; નહિ તો 'કથા સાંભળીને ફુટયા કાન, તોએ ન આવ્યાં આતમજ્ઞાન ' એ કહેવતજેવું થવાનું. ( એમ કહી ઉઠીને લગાર હસતું મોં કરી બારીએ આવે છે અને મનોહરને ) ભટજી મહારાજ ! જેસીકૃષ્ન.

મનોહર—જે શ્રીકૃષ્ણ. કેમ ઉઠયાં કે શું ? આજે તો તમારા પહેલાં શેઠ ઉઠયા હતા !

ચંચળા—( જરા હસીને ) એમને તો ઉંઘ બહુ થોડી છે. હું પણ જાગતી તો હતી પણ મને રહી આળસ બહુ છે. હશે, પણ હવે ધીરે ધીરે એ આળસ મટશે, કેમ ભટજી ! નહિ મટે !

મનોહર—નહિ કેમ મટે ! એ તો એમ જાણો કે આઠ દસ દહાડામાં મટી. તમે કાળજી રાખજો ને.

વિજયા—[ પોતાનું સ્નાનસુધીનું સઉ કામ કરીને પછી દાદરે ચઢીને ] હવે આપ પધારશો ? ગરમ પાણી તૈયાર છે. જો વિલંબ હોય તો હું બીજા કામમાં પ્રવેશ કરૂં.

મનોહર—ના, હવે મને કશો વિલંબ નથી. ચાલો તમારી પાછળ આ આવ્યો.

ચંચળા—( મોટેથી ) હેં વિજયાલક્ષ્મિ બેહેન ! તમે તો નાહીને પરવાર્યાં કે શું ! હું તો રાંડ ફુવડજેવી હજુ આંખ ચોળતી ઉભી છું. ઐરાંની જાતને તારા છતાં રોજ ના'વાનું કહ્યું છે, પણ આ દહાડો તો ઉગવા આવ્યો છે. દાતણ કરતાં સોરો દહાડો ઉગશે ચાલ બહેન ! હુંએ ઉતાવળ કરૂં.

મનોહર—હા હા. જલદીથી પરવારી લો. એ નીચે ગઇ છે એટલે હું પણ નહાવા જાઉં છું. [ પછી નાહીને પોતાના નિત્યકર્મમાં બેસે છે. ]

ચંચળા—[ દાતણ કરતાં કાવેરીને ઓટલે આવેલી જોઇને ]

કેમ કાવેરી બેહેન ! શું થાય છે ? નાહ્યાં કે શું ?

કાવેરી—હા, નાહીને દીવો કરીને જે આપણાથી બની તે બે માળા ફેરવી ને આ તુળશીએ પાણી રેડવા આવી છું. હવે ઘરમાં જઇને રસોઇનું હાર પાડુ છું. બહેન ! તમે તો સુખીયાં છો તે પહોર દહાડે નાહો તોએ ફિકર નહિ.

ચંચળા—અરે બળ્યાં એ સુખ ? પહોર દહાડે નાહે ત્યારે ભાગ્યશાળી કે સુખિયાં ગણાતાં હોય તો વળી કેટલાં ગરીબ લોક તો બીજે પહોરે કે ત્રીજે પહોરે નાહે છે, તે શું વધારે સુખી ગણાય કે ? એ તો કેહેવાની વાતો. આ જગતમાં ખરો સુખિયો તો તે છે કે જેને ખાવાનું ને લુગડાં મળ્યાં એટલે વધારે લોભ છોડીને ભગવાનનું ભજન કરે, એ જ સાથે આવવાનું છે. બીજું તો બધું હજાર ગાડાં સુખ હશે તે અહિં ને અહિં પડી રહેવાનું છે. કેમ કાવેરી બહેન ! ખોટું હોય તો કહો.

કાવેરી—ખોટું કેમ કેહેવાય ? એ જ ખરું છે. આ બીજી તો બધી મિથ્યા માયાની જંજાળ છે. આપણે મારું મારું કરીને રાત-દહાડો તેમાં ને તેમાં જાત તોડીએ છીએ, પણ મરતી વખત એ બધુંએ ત્યાંનું ત્યાં રહેવાનું. એક વાલની વીટીએ હશે તો કાઢી લેશે. બહેન ! બધુંએ જાણીએ છીએ પણ પાછાં આ મોહની જાળમાં પડીને ભુલી જઇએ છીએ. ભલા ભગવાન ! કોઇ દહાડો આમ કરતાં કરતાં મરવું છે, માટે જેમ કાંઇ ચેતીને ચલાય તેમ સારું છે; નહિ તો પછી કશુંએ થવાનું નથી. જેવાં આવ્યાં તેવાં જવુ છે. કેમ બહેન ! ખોટું કહું છું ?

ચંચળા—ના, સાચી વાત છે; અને વળી ખરૂં પૂછો તો આવ્યાં તેવાંએ જવાનું નથી બહેન ! આવ્યાં તો બાંધી મૂઠીએ ને જવાનું તો ઉઘાડે હાથે; તેથી હાથે તે સાથે. જે કર્યું તે ખરૂં ને કરીશું એ ખોટું. ચાલો બેહેન ! તમે બધાં પરવારીને બેઠાં છો, ને હું તો હજી પહેલાં પગરણમાં છું. ( એમ કહીને જાય છે. )

વિઠ્ઠલજી—( ભાગીરથીને પૂજા વગેરેથી પરવારીને ) કેમ ક્યાં ગઇ ? હવે કેટલી વાર છે ? મારે જવાનો વખત થવા આવ્યો છે. પછી તડકો ચઢશે ને ઘણું મોડું થઇ જશે હોં.

ભાગીરથી—મારે તો તમારી વારે વાર છે. આ પાણીપાત્ર ને પાટલો મૂકી છાંડ્યો છે. થાળ પીરસું જો આપ પધારો તો. મને ઠપકો મળશે એ ધાકથી તો મેં મારે બધું જલદીથી કરી લીધું છે. કેમ શી આજ્ઞા છે ત્યારે, થાળ પીરસું ?

વિઠ્ઠલજી—હા હા, મારે હવે કશો વિલંબ નથી, આ આવ્યો. (એમ કહી જાય છે ને જમે છે.)

દાસ—(પહોર દિવસ ચઢયા પછી ઉઘરાણી કરીને ઘરમાં આવી) કેમ કાં સુઠી? આજ કઇ સપાતાબંઢ કામ લીઢું જનાય છે. કહો હવે કેતલી વાડ છે?

ચંચળા—(લગાર મોં મલકાવતાં) કરવા બેઠાં એટલે વાર શી? આ દાળ તો ચઢી ગઈ છે. હવે ગોખા ઓસાવીને દાળ ઉકાળું છું: ને રોટલી તો તમને, બેસશો એટલે ઉની ઉની કરતી જઇશ ને મુકતી જઇશ, કેમ ઠીક કેની?

દાસ—હા, આજ ટો ટમને ઇનામ આપવા જેવું છે ખરૂં. ભલે ઢીડે ઢીઠે બદ્ધુંએ ઠસે. ટમાડો ગડમ સભાવ છે ટે છુટી જસે. તે બસ જાડે જોઇએ ટાડે હસટે મોરે ડેખીસ એતલે પછી માડી હાડના છે ટે પડમાને તમને ખુસ ડવા જેવું ઇનામ મલસે. કેમ ઢ્યાનમાં આવ્યું કેની?

ચંચળા—(લગાર હસીને) હવે વળી છૂટવામાં શી બાકી છે જે? ઇનામ લાવવાનું હોય તે લાવો. ફરીથી જો ગુસ્સો કરૂં તો વળી પાછું લેજો. કેમ આજે દુકાનેથી આવતી વખત લાવશો કેની!

દાસ—(એમ હસીને હે હેં હેં), ટમાડે ટો ઉપનું ટાડે લીપનું. એમ ટાટે ધાએ બને છે? એ ટે કંઇ ખાવાની ચીજ છે કે બજાડમાંડી લેટો આવું! પન એટલું ખડૂં કે હવે જેમ બને ટેમ ટાકીડ કડીસ. કેમ થીક કેની!

ચંચળા—હશે, હવે ચાલો. પછી આ રોટલીઓ ટાઢી પડી જશે ને વળી તમે કહેશો જે ચીવડ પડી.

દાસ—માડે સી વાડ છે? આ બેથો, ચાલો પીડસો. (જમે છે ને પછી દુકાને જાય છે. પછી એઠાંઅબોટ વગેરેના કામથી પરવારીને ચંચળા ભાગીરથીને ઘેર જાય છે.)

ભાગીરથી—આવો ચંચળ બહેન! આજે કંઇ બહુ જલદી બપોરમાં જ પરવારીને આવ્યાં. કહો શી ખબર છે?

ચંચળા—આજે તો હું વહેલી રસોઇ કરી પરવારી, ને એ પણ ઉઘરાણીથી વહેલા આવી જમીને દુકાને ગયા, એટલે હું પણ કામ આટોપીને અહિં આવી. તમે પણ આજે વહેલાં પરવાર્યા કે શું?

ભાગીરથી—હા, એમને આજે પાસેના ગામમાં જવું હતું, તે વહેલા જમીને ગયા, એટલે વહેલું થયું. (આ પ્રમાણે વાતો કરતાં ભાગીરથીની સાથે ચંચળા પણ ચોખા વીણવા લાગી. એટલામાં તેનો પાડોશી ગોકળ બહારથી આવ્યો તેની વાતચીત સાંભળવાને

આતુરતાથી કાન માંડી ચંચળા બોલતી બંધ રહી, એટલે ભાગી-રથી પણ મૌન ધરી બેશી રહી.)

ગોકળ—(બહારથી આવતાં કમળાને) કેમ શું કરે છે, સાંભળ્યું ?

કમળા—પોતાને માટે આગલા દિવસના ઠરાવપ્રમાણે કલ્લાં લાવશે એવા ભરોંસાથી જરા રાજી થઇને) એ હું તો રસોડીમાં છું. કંઈ કામ છે ? હોય તો આવું. આ દાળ ઉભરાય છે તેથી જરા રહીને આવું છું, નહિ તો તમે જ અહિં આવોને.

ગોકળ—(પાસે આવીને) કેમ શું થાય છે ? રસોઇની બહુ વાર છે ? પાછું મારે જવાનું છે.

કમળા—હવે બહુ વાર નથી, તમે નાહી લ્યો એટલી જ વાર છે. કેમ આજે કંઇ ઉતાવળ છે ?

ગોકળ—હા. આ બે જોડા કલ્લાં તારે માટે લાવ્યો છું, તે તું જો. તને ગમે તો પછી ચોકસીને ત્યાં અંકાવીને રાખીએ. ધરધરાઉ છે, ને તેને નાણાંની ઘણી અગત્ય છે.

કમળા—(જરા હસીને) કાલે મેં આટલું કર્યું તો કેવાં આજે ને આજે આવ્યાં !

ગોકળ—અરે તું તો ગાંડી છે. તું ના બોલત તો મને કાંઈ તારી ફકર નહોતી ? તું તો રોજ એની એ ફકરમાં હતો. જો આ.

કમળા—(હાથ ધોઇ ચૂલો નરમ પાડી પાસે મૂકેલાં કલ્લાંને જુએ છે ને) આ બાજરી ભાતનાં છે તે સારાં તો પણ બહુ હલકાં છે, ને આ મક્કાઇ ભાતનાં છે તેની ભાત બહુ સારી નથી પણ ધાટમાં ઠીક છે. (બન્ને પગમાં પહેરીને જુએ છે ને) પેલાં ધઉં ભાતનાં નહોતાં ?

ગોકળ—અરે દસ દુકાને ફર્યો ત્યારે આ બે જોડા મળ્યા. મેં કહ્યું આજે ને આજે જોઇએ. તે કહે છે કે જણસ લેવાનું કામ ઉતાવળનું નથી. ઉતાવળીઓ છેતરાય છે. તેમ છતાં બહુ અગત હોય તો આ બે દાગીના તાકીદના છે. એના ધણી પાકી રહ્યા છે, તે ઠીકમાં આવશે, ત્યારે એ બે લાવ્યો છું. પાંચ દહાડા પછી મળે, પણ તે શા કામનાં ? મેં તારા સમ ખાધા છે તેથી આજે જ નક્કી કરવું, એવો મારો વિચાર છે. તેથી જો આમાંથી ગમે તો સારું, નહિ તો પાંચ દસ દહાડા નીકળી જશે.

કમળા—હશે તારે. આ મક્કાઇ ભાતનાં રાખો. વળી આગળ ઉપર થઇ પડશે. એ કંઇ જનમ પોહોંચવાનાં છે ?

ગોકળ—ઠીક છે ત્યારે. થાળી પીરસ. હું જમીને જઇને એનું નક્કી કરી લાવું. (પછી જમીને બહાર જાય છે.)

કમળા—( જમી રહીને બારીએ આવીને પોતાના ઘરની સામાં રહેનારી ચંદન નામની સ્ત્રીને બારીએ ઉભેલી જોઇને ) કેમ અલી ચંદન ! જમી કે? બારીએ ઉભી રહીને કોની વાટ જુએ છે ?

ચંદન—( મનમાં ખેદ પામીને ) જરા વિચારીને બોલીએ તો કોઇને દુઃખ ના લાગે. જુઓ કમળાબહેન ! બોલવાનું કેવું છે કે મીઠું બોલીએ તો આપણું મોં શોભે છે. અને સામાનું મન રાજી થાય છે. એટલે તેનું પણ મોં શોભે છે. આપણા કરતાં નાનાં માણસને પણ માન આપીને બોલાવવું એ રીત ઘણી સારી છે. તોછડાપણથી બોલવા કરતાં ન બોલવું એ સારું છે. મારાથી ખરું કહ્યા વિના રહેવાયું નહિ માટે કહું છું. જો બહેન કમળા ! તમે મનમાં દુઃખ માનશો નહિ. તમને હર વખતે એવું બોલવાની ટેવ છે, માટે આજે કહ્યું છે.

કમળા—અલી ! મેં તને એવકું શું ખોટું કહ્યું જે આવકું ચોળીને ચીકણું કરે છે ? બાઈ, વાતનું વતેસર કરતાં તો તમને ભણેલી-ઓને આવડે ! અમે તો અમારે ભોળે ભાવે બોલીએ. ના ના, તેં મને આવકું કહ્યું તેનું મને દુઃખ ના લાગે ? પણ તારામાં બહુ ડહાપણ છે તારે એવું તું કેમ બોલી કે 'બોલતાં આવડે તો બોલીએ, નહિ તો ના બોલીએ.' તો હું રાંડ વીસ બાવીસ વરની બાયડી થઇ: મને હજી બોલતાં ના આવડે; અને તું મારા જેવડી હઇશ કે વળી વરસે નાની મોટી હઇશ તે તું એટલામાં ભલી બોલતાં શીખી ગઇ ! જા મારી બાઇ ! પરોઢીએ ઉઠીને મોં જોવું, ને લગાર આંખમાં શરમે નથી. ખરું પૂછાવે તો મેં તને શી ગાળ દીધી છે તે કહે.

ચંદન—માફ કરજો બહેન ! મારો જીવ ઠેકાણે નથી, તે મારાથી કાંઈ વત્તું ઓછું બોલાઇ ગયું હશે, તો મેં મારા વિચારમાં ને વિચારમાં તમારી વાત બરાબર સાંભળી નહિ હોય ને આડુંઅવળું બોલાઇ ગયું હશે. (એમ કહી ઘરમાં જાય છે.)

કમળા—[ ઘરમાં જતાં બડબડે છે ] ઓહોહો ! મોટી અફ-લાતુનની દીકરી ! જાણે બધું રાજ તો એને જ ઘેર આવી ગયું છે તો ! આવડો છક કોના ઉપર ! મોટી એના ઘરની ! ના બોલે તો પેંજારે મારી ! જાની, તને બોલાવવાએ કોણ નવરું છે જે ! તારા જેવી તો છપ્પનસેં મારા લેખામાં નથી, ખબર છે ?

આ સાંભળીને તેની બીજી બાજુની પાડોશણ વિજળી ઘરમાંથી બોલી, કેમ અલી કમળા ! ઓ કમળા ! આજ વળી કોના ઉપર સપાટો ચાલ્યો છે ! આજે તો સવારની છેક હમણાં જ બોલતી સંભળાઇ છે ! મેંકું કંઇ પીયરભણી ગઈ છે કે શું ? શું હતું જે આવકું બોલવું પડયું ?

કમળા—અરે જોને બહેન ! મારો કંઇ વાંક નહિ, વિસાત નહિ ! રાંડનું છીંકતાં છીંડું પડે એ શું ?

વિજળી—કોની વાત કરે છે ? આજ કોઈ જોડે થયું કે શું ?

કમળા—અરે ! પેલાં સુભલખ્યા નથી ! આ સામે બારણે રોજ પિયર ને સાસરું કરનારાં ! આ હમણાં વળી પગ બાંધીને રહ્યાં છે તે ! એમને જરા એટલું જ પૂછ્યું કે 'કેમ જમ્યાં કે ? કંઇ બારીએ ઉભાં છો.' એટલામાં તો એને વાંકું પડયું, તે મરજાદવની ફાટેલી બોલેછ શું કે 'બોલતાં જ તને તો આવડતું નથી ! બરોબર બોલતાં આવડે તો બોલવું, નહિ તો બોલવું નહિ.' લે મારી બઇ ! મોટી રોઝ જેવી થઇ પણ એટલું સમજતી નથી કે કોઈ બોલાવે તેને આમ છેક તરછોડી ન ખાય ? ના ના, સાચું બોલજે વિજળી ! પેલી પાતરોની પેઠે ચાપી ચીપીને બોલ તે ડાહી ને બીજી બધી ગાંડીઓ ! આવો સક્રો બજાવશે જશે તો નોહ્ઞામાં બધે હડધૂત થશે. કોઇ એની સાથે બોલશે નહિ ને કોઇ એને પાસે બેસાડશે નહિ. સમજી કેની ? રડયું સામે મોંઢે રહેવું ને છેક આમ કરશે તે ચાલવાનું છે ! હજુ મારા ઘરમાં તો બચારાને ખબર નથી, નહિ તો એ તો વળી એવા છે કે ભલા ધનંતરનોએ ધૂળ કાઢી નાંખે, સમજી કેની ?

વિજળી—અલી દેખાતી તો બહુ ગરીબ જણાય છે ને તારી સાથે એમ કેમ થયું ? બાકી એ તો મરતાને મેર કહે એવી જણાતી નથી, પછી તો બાવા કોણ જાણે.

કમળા—અલી એ તો ઢાંકયા રતનજેવી છે. સમજી કેની ? ઉપરથી તો ડાહી ડમક પણ છેક નીચેથી ઉતરડ ગબડાવે એવી છે ! પણ કંઇ ફિકર નહિ. હુએ એના માથાની છું, મને છેડીને એ કયાં જનાર છે ? કાલ સવારને પહોર એ પણ જાણશે કે મને પણ કોઇ માથાની મળી'તી.

વિજળી—હશે બચારી ગરીબ હોય તો એને ઝાઝું સતાવીશ નહિ. હશે જે કરશે તે ભરશે.

કમળા—કેમ અલી ! તારે એને બહેનપણાં છે કે શું ? મેર રાંડ ! તુંએ વળી એના ગમીનું બોલે છે ? એ તે વળી ગરીબ શેણે છે ? શું એના માથામાં આંગળો ખુંચે છે ? એ તો તને ને મને વેચીને ચણા ખાય એવી છે. તેનો ધણી તો બીચારો બકરી જેવો છે. એના આગળ કશું ચાલતું નથી. જે એ કહે તે સાચું માને, ને એના કહ્યા પ્રમાણે ચાલે. બીચારો ઢોલામારુ જેવો છે.

વિજળી—અલી સાચાબોલી સાસરે ના સમાય. જો ખરું બોલ્યાવનું રહેવાતું નથી; વળી મારી જોડે વઢીશ નહિ. એને કહે

છે પણ તારા ઘરમાંએ તારૂં જ કર્યું થાય છે કેની? બીચારા ગોકળ તો ગાયજેવા છે. તું તેને વજ્જરજેવા બોલના ઘા મારે છે, પણ કેવા નીચું જોઇને સાંભળે છે! એ તો બધુંએ ઠીક જ છે. ઘેર ઘેર કાદવના ચૂલા છે.

કમળા—અલી તને એનું બહુ દાઝતું દેખાય છે તો! એનું ઉપરાણું લઇને મને મહેણું મારે છે તે જરા લાજતીએ નથી! તારો ભાયડો તે કયો છચોક છે જે મોં કાઢીને બોલે છે? બેશી રહેને છાનીમાની. વળી મને રાંડને બોલાવીને સાર કાઢવાની નથી. પણ જો! એ તો સામી ઓળે રહે છે એટલે એને આપણે તો ઓછો વહેવાર છે પણ આપણે તો સાખ પડોશી છીએ એટલે માથાસાથે કાન જડયા છે તેથી વિચારીને બોલ.

વિજળી—અલી કમળી! તું કંઇ બોલતાં બહેકી કે શું! મારો ધણી છચોક નથી તો ચાલ્યું, તારો તો છચોક છે કેની? કરજે તું પેટીમાં ઘાલીને પૂજા તારા ધણીની. મારે શો ઘશી ચોપડવા કામ આવશે જે. સઉને પોતપોતાનું માણસ લાખનું છે, પોતાની માને કોણ ડાકણ કહેનાર છે! તું તારા ધણીને પજવે છે તારે એ બીચારો મારા ઘરમાં આવીને પોશ પોશ આંસુએ રડે છે. તને કંઇ તેની લાજે આવે છે? બીચારાની લગાર દયા પણ લાવતી નથી, ને વળી ડહાપણમાંથી તો હાથ કાઢતી નથી! દાયણઆગળ પેટ છુપાવે તે રાંડનું કેમ ચાલે! હું તો તારી જડબોમિયણ છું, ખબર છે કેની!

વિજળીને જોરથી વઢવા જેવું બોલતી સાંભળીને તેની પાડોશણ પ્રાણકોર, વિજળીના ઘરમાં આવીને હસતાં હસતાં કહે છે, કેમ અલી વિજળી! વળી કોની સાથે ઝપકારો માર્યો? તનેય દહાડામાં એક વાર વઢયાવિના કળ પડતી નથી તો! કહે, આજ વળી કોણ મળ્યું છે?

વિજળી—( પ્રાણકોરના સામે જરા મોં મલકાવી આંખમીચામણાં કરીને પછી પાછી આંખો ચઢાવીને ) જો તો ખરી મારી બઇ! આ તે કોઈ માણસ છે કે કોણ છે? પાધરૂં કહેવા જતાંમાં તો નાક ફુલાવીને ધુરકિયાં કરવા માંડે છે! કહેવત છે કેની કે હુરામી ભાગું ભૂત નાસે, તેમ એને કોણ છેડે! બધાને એ પૂરી પડે, પણ મને હજુ જાણતી નથી. તું વીંછણ છે તો હું કાળી નાગણ છું. હું તો વળી ઠેઠ પહોંચાડીશ, સમજણ પડી કેનો! જો અલી પ્રાણકોર! મેં એને રીતની વાત કહી એટલામાં તો મારી જોડે જ

બાઝી પડી ! ( એમ કહી ચંદનસંબંધી વાત ધીરે ધીરે કહી સંભળાવે છે ને પછી ) કહો, હવે મારો વાંક છે ?

પ્રાણકોર—મરો રાંડો ! પારકી વઢવાડ ઘરમાં શીદ ઘાલો છો ? કંઇ કામધંધો સુજે છે કે નહિ ? અલી કમળા ! તુએ સમજતી નથી ? બંને સરખી થાઓ છો ! બળ્યું વગરલેવેદેવે આપણે માંહેમાંહે શીદ વઢી મરીએ ! ચાલો થયું. હવે કોઇ કશું બોલશો નહિ. જે મ્હોડે પાન ચાવીએ તે મહોડે કોયલા ના ચાવીએ. કંઇ સમજણ છે કેની ! મેં રાંડે તમને વઢતી સાંભળીયો ત્યારે મેંકું ચાલ એ વાત કહી આવું. રાંડનું છેક માલવનું લઢવું એ તે શું ?

કમળા—જુઓ પ્રાણકોર ! મારો વાંક હોય તો મને ખાસડું કાઢીને મારજો. મેં એને કહ્યું કે અલી આપણે તો માથાસાથે કાન જડયા છે તે કંઇ છુટવાનું નથી; તોએ પણ વત્તું ઓછું બોલ બોલ કરે છે. ત્યારે મેકું બોલ બઇ ! તને બોલવાનું જોર હોય ત્યાં સુધી મને કંઇ એવડું જોર નથી.

વિજળી—જો પ્રાણકોર ! એ પહેલેથી મને આકું બોલીને બાઝી નહિ હોત તો મારે આવડું બોલવાનું શું કારણ હતું ? મારૂં કામ તો કેવું છે કે મળે તેને માથું આપું, ને ના મળે તેનાં મૂળ કાપું ! હું તો છંછેડયા સાપજેવી છું. મારો સભાવ આગનો ભભુકો છે. હું તો ખરું કહેવાની.

પ્રાણકોર—( તેનો હાથ ઝાલીને ) લે હવે છાની મેર. મોંએ આવ્યું તે બોલ્યાં. તેનો વિચાર કરવો કે નહિ ? લે અલી કમળા ! અહિં આવ. હું તમારે બેનો મેળાપ કરાવીને જાઉં. ખબરદાર હવે કોઇ કંઇ વત્તું ઓછું બોલશો નહિ. ( કમળા વિજળીના ઘરમાં જાય છે ને ત્રણે જણ હસી બોલી વેરાઇ જાય છે. )

ચંચળા—ભાગીરથી બહેન ! ખરું પૂછો તો હુંએ રાંડ આ કમળાની પેઠે વા જોડે વઢું એવી હતી, પણ જે દહાડાથી આ કથા સાંભળી છું તે દહાડાથી હવે કોઇ લઢતું હોય તોએ મને ગમતું નથી. મારો પાછળનો સભાવ સંભારીને હું લાજી મરૂં છું. ભલા ભગવાન હવે સારી બુદ્ધિ આપજો.

ભાગીરથી—હવે આપણે નવરાં થયાં છીએ, તે જો તમારી મરજી હોય તો હજી સાંજ પડવાની ઘણી વાર છે, તો બે ઘડી વિજયાલક્ષ્મીપાસે જઇને બેશીએ, ને એમણે કંઇ સારું ગાવાનું શીખી લીધું હોય તે સાંભળીએ ને શીખીએ. સાચું પૂછો તો મને પણ હવે એ વના બીજા કાથાકબલા તમારી પેઠે ગમતા નથી. કેમ ત્યારે ચાલીશું !

ચંચળા—હા હા ચાલો. બહુ સારું થયું; મને તો આજ સવારથી જ એવો વિચાર હતો. (બંને જણી વિજયાપાસે આવે છે.)

ભાગીરથી—( દાદરઉપર ચઢતાં વિજયાને જોઇ ) વિજયાલક્ષ્મિ! શું થાય છે ? કાંઇ ખાનગી કામમાં તો નથી બેઠાં ?

વિજયા—( બંનેને જોઇ ) આવો, કંઇ ખાનગી નથી; ને તેમ હોય તો પણ વળી તમે ને ચંચળબહેન ક્યાં લોક છો ?

ભાગીરથી—[ બેશીને ] આજે તો તમને મહેનત આપવાનો વિચાર કરીને જ અમે આવ્યાં છીએ.

ચંચળા—મેહેનત તો ખરી પણ ગમે તેમ કરીને લેવી પડશે; કંઇ ચાલવાનું નથી. ( જરા હસે છે. )

વિજયા—મારાથી થઈ શકે એવું જે કાંઇ કામ હશે તે હું જરુર કરીશ. કહો શી મહેનત છે ?

ભાગીરથી—મને મન થયું છે કે કંઈ પણ સારી શીખામણ મળે એવું ગાવાનું તમારી પાસે સાંભળીને શીખવું છે.

વિજયા—ઘણું સારું. એમાં મહેનત શાની ! જો તમારી મરજી હોય તો આપણે નાનપણમાં સામસામા બેશીને ગાતાં, એવા રાગનાં ઉપદેશી ખાંયણાં એમણે હમણાં બનાવીને મને શીખવ્યાં છે. જો તમને પસંદ પડે તો પહેલેથી તે શીખો. એ ઘણાં સારાં છે.

ચંચળા—મારા સમ વિજયાલક્ષ્મિ ! તમે ગાઇ સંભળાવો. મને તો એવાં ખાંયણાં ગાવાની ઘણી જ હોંસ છે. મને તો રાંડને હજી કશુંએ આવડતું નથી. પણ ભલા, મહાદેવમળનો સાંઢીઓ પૂજાય, તે ભાગીરથી ! તમારે લીધે મારાથી પણ શીખાશે. હા બહેન હવે કહો, અમે સાંભળીયે છીએ.

વિજયા—( ધીમે રાગે ગાય છે. )

**ખાંયણાં.**

શાણી શીખામણ હેતે સમજી રહીએ,
સાંભળે તેને કહીએ, આ સંસારમાં. ૧
માત, પિતા, પતિને નિત્ય વા'ણું વાતાં,
હરિગુરુના ગુણ ગાતાં કે નમવું પ્રીતથી. ૨
જે કોઇ પૂછે આપણને જે રીતે,
ઉત્તર દઇએ પ્રીતે, કે સુખ બહુ ઉપજે. ૩
કઠોર વેણ ન આણો મુખમાં કદીએ,
નમ્ર વચન બહુ વદીએ,[1] કે સર્વ સ્તુતિ[2] કરે. ૪

૧ બોલીએ. ૨ વખાણ.

છો કોઇ ગાળો આપણુને દે દાઝી,
તો પણુ સામા બાઝી, ન વઢીએ આપણે. ૫
ખાવું, પીવું ને મિથ્યા હરવું ફરવું,
કુકર્મો કરી મરવું, તે કામ ન આપણું. ૬
આ રે જગતમાં એક જ મોટી ખોડ,
સરખે સરખી જોડ, ન દીઠી કોઇની. ૭
હરતાં ફરતાં હરિગુરુ સંતને સ્મરીએ,
દુર્ગુણ સઉ પરહરીએ[1], કે સુખને પામવા. ૮
જન્મી જગમાં જગજીવન[2] ના જાણ્યું,
મિથ્યા ધુંસરુ તાણ્યું કે ઘરકુટુંબનું. ૯
આ રે શરીરનો જાણુ ભરોંસો ખોટો,
જેમ જળના પરપોટો, કે વાર ન ફુટતાં. ૧૦
આ રે જગતની માયા સર્વે જૂઠી,
એકલાં જાવું ઉઠી, કે સંગ ન કોઇનો. ૧૧
સંગ કરો તો સદ્‌ગુરુકેરો કરજો,
માનમમત પરહરજો, તો સુખ બહુ પામશો. ૧૨
આ રે શરીરે જ્ઞાનનો શણગાર સજીએ,
સદ્‌ગુરુબ્રહ્મને ભજીએ, તો જન્મ સફળ થયો. ૧૩
આ સંસારમાં જન્મીને શું મરવું,
એવું સાધન કરવું, કે જન્મમરણ મટે. ૧૪
આ રે શરીરમાં મન છે શત્રુ મોટો,
ગુરુજ્ઞાનનો સોટો, કે લઇને મારીએ. ૧૫
આ રે શરીરમાં તમોગુણુની ટાટી,
બુદ્ધિને નાંખી દાટી, કે સર્વે જીવની. ૧૬
આ રે શરીરમાં પાપણી છે એક સુર્તી,[3]
પાડી જગતની મૂર્તિ, કે સઉના ઉરમાં. ૧૭
આ રે શરીરમાં ક્રોધકુકર્મી દીસે,
ક્ષમાખડ્ગ લઇ રીસે, કે સત્વર મારીએ. ૧૮
સત્ય વચન વદવું એ તપ છે મોટું,
બીજું છે એથી છોટું, કે સર્વ વિચારજો. ૧૯
જૂઠાં વેણુ સખી કદીએ ના ભાખો,
હરિગુરુનો ભય રાખો, કે નિત્યે હૃદયમાં. ૨૦

---

૧ છોડી દઇએ. ૨ જેના વડે આ જગત જીવે છે તે. ૩ ઇંદ્રિયોવડે જે જે અનભવમાં આવ્યું હોય તેને યાદ રાખનાર વૃત્તિ.

જે જીવ મોહે પરવસ્તુને[1] જોશે,
સુકૃત સર્વે ખોશે, કે જન્મોજન્મનાં. ૨૧
આ સંસારે લોભ જ પાપનું મૂળ,
મુખપર પડશે ધુળ, જો તે નવ છોડીએ. ૨૨
આ રે શરીરમાં મોટી પીડા આધિ[2],
એથી સર્વ વ્યાધિ,[3] કે આવે દેહમાં. ૨૩
આ રે જગત્માં સઉ જન ના કહે રુડું,
છો કહે રુડું કે કુડું, સત્યે ચાલવું. ૨૪
જીવદયા અંતરમાં રાખી રહીએ,
નિર્દયતા ના ગ્રહીએ, કે જન્મી જગવિષે. ૨૫
શત્રુમિત્રને સમદૃષ્ટિથી[4] જોઇએ,
રાગદ્વેષને ખોઇએ, કે સત્ય વિવેકથી. ૨૬
આપણે મુખે આપણી સ્તુતિ ન કરવી,
નિંદાબુદ્ધિ ન ધરવી, કે અંતર કોઇની. ૨૭
જેહ મળે તેમાં સંતોષે રહેવું,
માગી ન કોઇનું લેવું, કે સુખની આશથી. ૨૮
લાભ થવાથી મન હરખી ના જઇએ,
અંતર દુઃખી ન થઇએ, હાની[5] થયા થકી. ૨૯
સંકટમાં પણ હરિનું સ્મરણ ના ત્યજવું,
શુભ આચરણ જ સજવું, કે સુખસંપત્તિમાં. ૩૦
સત્યાચરણે[6] દુઃખ પડે તો સહેવું,
દુરાચરણે ન વહેવું, કે જો સુખ સાંપડે. ૩૧
સંસારસાગર મોહજળેથી ભરિયો,
એ સમ દેખ્યો ન દરિયો, કે પૂર્વાપર[7] કદી. ૩૨
ભવસાગરમાં અન્ય નાવ ના ચાલે,
સદ્ગુરુચરણ જો ઝાલે, તો જન સહજે તરે. ૩૩
ભવરણમધ્યે ભય ઝાઝેરો લાગે,
સદ્ગુરુમોમિયો આગે,[8] ન હોય તો લુંટાઇએ. ૩૪
ઘરમાં રહો કે જંગલ જઇને મા'લો,
સન્માર્ગે[9] જો ચાલો, તો સુખ અતિ પામશો. ૩૫

૧ પારકી વસ્તુને. ૨ મનનું દુઃખ. ૩ રોગ. ૪ સરખીનજરથી. ૫ નુકસાન. ૬ સદાચરણે ૭ આદિકાળથી તે અંતકાળસુધી. ૮ આગળ ૯ સારે રસ્તે.

જોજો વિચારી ઘરને, તો નથી ત્યજવું,
મમત્વભાવે ભજવું, એ દુઃખનું મૂળ છે. ૩૬
દુઃખના ભયથી ઘર છોડીને ભાગે,
સમજીને ના ત્યાગે, તો સુખ કમાંથી મળે ? ૩૭
ઘરમાં રહીએ ને દુઃખસુખ સર્વે સહીએ,
નિત્યાનંદે વહીએ, તો જન્મ સફળ થયો. ૩૮
કુટુંબ આપણું આખા જગતને જાણો,
છો હોય રંક કે રાણો, પિતા પ્રભુ એક છે. ૩૯
જેના આધારે જગત્ સઘળું થાયે,
જેમાં રહે ને જાયે, તેને બ્રહ્મ જાણજો. ૪૦
આ રે શરીરને પંચભૂતનું જાણો
આપણું ના પરમાણો,[1] તો ક્લેશ શમી જશે. ૪૧
હું ને મારૂં જે જન કરતા રહેશે,
દુઃખના ભારા વહેશે, તે જન્મોજન્મમાં. ૪૨
દુષ્ટ જનોનો સંગ સદા પરહરીએ,
અંતર નિર્મળ કરીએ, ગુરુશરણે જઈ. ૪૩
અસત્ય જગને સત્ય કરીને જાણે,
અધોમુખ[2] થઇ ખાણે.—કે પડશે નરકની. ૪૪
નરકવિષે પડી અનંત કાળ ગમાશે,
તોપણ મુક્તિ ન થાશે, કે પાપી જીવની. ૪૫
અધર્મી તમે અધર્મે શું ચાલો,
સત્યના માર્ગને ઝાલો, કે યમના ત્રાસથી. ૪૬
યમરાજા તો મૃત્યુને તમે જાણો,
મોજમજા ઘણી માણો,[3] તો અંતે વિમાસશો[4]. ૪૭
અનેક જન્મમાં કીધી સુકર્મકમાણી,
ભોગવી સુખ તે પ્રાણી કે સ્વર્ગસદન[5] જશે. ૪૮
મારૂં ને તારૂં કરતાં કરતાં મરવું,
ફરી ફરીને ફરવું, કે ભવના ફેરમાં. ૪૯
ઋદ્ધિ ને સિદ્ધિ મેળવીને શું કરીએ,
કાળ થકી ન ઉગરીએ, સદા એ ત્રાસ છે. ૫૦
પાપનો પૈસો દશ સંવત્સર[6] પહોંચે,
આખર અંતર શોચે[7] કે દુઃખદારિદ્રયથી[8], ૫૧

૧ માનો. ૨ ઉંધે માથે. ૩ ભોગવી. ૪ પસ્તાશો. ૫ ઘર. ૬ વર્ષ. ૭ પરિતાપ પામે ૮. ગરીબીથી.

સુખને અંતે દુઃખ મળે આવીને,
દુઃખ જાશે લાવીને, સુખ નિજ અંતમાં. ૫૨
ધૂપ ને છાયા વારા ફરતી આવે,
સુખદુઃખ તે પણ લાવે, કે પ્રારબ્ધ[૧] સર્વનાં. ૫૩
પૈસો ને પદવી અખંડ કો નથી રહેતું,
સર્વ જુએ છે વહેતું, તોએ નથી ચેતતા. ૫૪
આ સંસાર તો પરમેશ્વરની માયા,
એમ કહે જન ડાહ્યા, તે સમજી માનવું. ૫૫
સંસારમાં શું પ્રીત ઘણેરી બાંધો,
હરિશું[૨] મનને સાધો, જો સુખ હોય પામવું. ૫૬
આ જગજનશું પ્રીત કરી ન મ્હોવું.
આખર અંતર રોવું, કે દુઃખના ભાનથી. ૫૭
સુખ ચાહો જગમાં સખિ! તો આ કરજો,
એક પ્રભુ ઉર ધરજો, ને તરજો દુઃખથી. ૫૮

**વિજયા**—( ગાઇ રહીને ) સદ્‌ગુરુદેવકી જય. આ વિના પણ બીજાં ઘણાં છે. પણ તે જરા અઘરાં છે, એટલે ધીરે ધીરે શીખાશે.

**ભાગીરથી**—વાહ ! શું મઝેનાં ખાંયણાં છે જો ! નર્યો ઉપદેશનો ભંડાર જ ને ! રોજ સમજીને સવાર, સાંજ, બપોર ગાયા કરે, તો તેના મનના મેલ બધાએ ધોવાઇ જાય. કેમ ચંચળ બહેન ! ખોટી વાત છે ?

**ચંચળા**—અરે બહેન ! ખરુંખોટું જાણવાની મને રાંડને શી ગતિ છે જો ! તમારા બેના આગળ હું તો જાણે જંગલમાંનું રોઝ આવ્યું હોય તેવી છું. આટલા દહાડા તો હું મારા મનમાં જાણતી હતી કે મારા ડહાપણનો પાર નથી. કોઇ ગમે તેવું આવે તો તેને હું લેખામાંએ ગણતી નહોતી. પણ હવે રડયું સમજાય છે કે હું જ કશા લેખામાં નથી. ખરું પૂછો તો નાનપણમાં હું ખાયણાં ગાતી'તી પણ તે કેવાં ખાંયણાં ! આવાં: ' હોડીવાળા હોડીવાળા તારી હોડીમાં ખજુર, ફલાણા છે મજુર, કે મારે બારણે '. તે ફલાણાની જગાએ જમાઇનું, બનેવીનું, ભાઇના સાળાનું અથવા બહેનના દિયર કે જેઠનું નામ દઇએ, એમ ખોટા ખોટા લખનારા કરતાં. હાય હાય ! આવાં ખાંયણાં ગાયાં હોય તો તો કાયાનું કલ્યાણ જ થાય તો ! પણ અરે ! વિજયાલક્ષ્મિ ! આજથી મને રોજ બબ્બે ચચ્ચાર ખાંયણાંના બોલ આપતાં રહેજો. એ તો ફરતાંફરતાં, કામ કરતાં ગાવા-

૧ નસીબ. ૨ સાથે.

જેવાં છે. મારા ઘરવાળા તો સાંભળીને ગાંડાઘેલા થઇ જશે. એમને એવું કંઇ ગાઇએ તે બહુ ગમે છે. ( પછી બંને જણીઓ ખાંપણાંના બોલ લઇ ગોખતી ગોખતી ઘેર જાય છે. )

સઉ સાંજ પડવાથી પોતપોતાના ઘરમાં રાંધવાખાવાની તૈયારી કરવા લાગ્યાં. બહારથી પુરુષો આવ્યા એટલે પરવારીને કથાનો સમય થવા આવ્યો એટલે એકડએકડ આવવા માંડયાં. મનોહર તથા વિજયા પણ પરવારીને બેઠાં હતાં.

બાળમુકુંદ૦—( સઉથી પહેલા આવીને જુએ છે તો કોઇ નથી આવ્યું તેથી ) ભતજી મ્હાડાજ ! હજુ કોઇ આવ્યું નડી ? ચાલો હું હોકાડો કડટો આવું છું. આપને હવે પડવાડીને બેથા છો કે હજુ વાડ છે ?

મનોહર—ના. હું તો પરવાર્યો છું. પણ સારું થયું તમે એકલા જ છો. મારે તમને એક વાનું કહેવાનું છે. બેસો. જુવો દાસ ! તમારી બુદ્ધિ સારી છે. તમારાં વાણી બોલવાનાં સ્થાન[1] બધાં સાબુત છે, તે છતાં તમે ત ની જગાએ ટ બોલો છો. ને ટ ને બદલે ત બોલો છો; તે જ પ્રમાણે ડ નો ર ને ર ની જગાએ ડ, થ નો ઠ ને ઠ ને સ્થાને થ વગેરે બોલો છો. એ મને બહુ સારું લાગતું નથી. બીજાને તો હસવાજેવું થતું હશે, પણ તે ઠીક નથી. તેથી તમારી વાણી સુધારવા તમે રાજી છો કે નહિ ? જો તમે પોતે ધારશો તો તરત સુધરી જશે. બોલો જોઇએ મો...ટો...બો...ટું...બે...ઠો.

દાસ—( અચકાતાં અચકાતાં ) મો...ટો...બો...ટું...બે...ઠો.

મનોહર—હા, હવે કેવું બોલાયું ! માટે એ પ્રમાણે હવે સંભાળીને બોલતા જજો, એટલે ધીરે ધીરે સુધારો થશે. બહુ દિવસનો અભ્યાસ પડચો છે, એટલે એકદમ તો નહિ જાય, પણ કાળજી રાખજો.

દાસ—કાલજી તો રાખું છું પન સાલું આ...ડ...ત...પડી...છે તે બોલી જવાય છે.

મનોહર—ફિકર નહિ. આ વખત જ તમે ઘણું સુધારીને બોલ્યા છો. એ તો જલદી સુધરી જશે. જાઓ ત્યારે સઉને હોકારો કરી આવો, એટલે જલદી આવે; પછી રાત્રિ જાય છે (દાસ જાય છે.)

વિજયા—તમે તો ધણી ધણીયાણી બંનેનો સુધારો કરવા માંડયો—ને શું ? પણ ખરે, એ બચારાને બોલ્યા વિના રહેવાનું નથી. ને, બોલે છે ત્યારે બોબડું, તે સઉને હસવું તો આવે છે; પણ એમને બંનેને ખોટું લાગે માટે દાબી રાખીએ છીએ. પણ હવે આપની

1 ઠેકાણાં, અવયવ.

કૃપા થઇ છે એટલે ધીરે ધીરે બધો સુધારો થઇ જશે, ચંચળનો સ્વભાવ તો આ ચાર દિવસમાં ખરૂં પૂછો તો બહુ જ સુધરી ગયો છે હો: તોપણ બળ્યો બહુ દહાડાનો પડેલો સ્વભાવ છુટવો બહુ જ કઠણ છે.

મનોહર—( જરા હસતાં ) એ બધાંનો સુધારો થવાનો છે, પણ તારો સુધારો થતાં થતાં આંખમાં પીયા આવવાના છે. હજુ તું બોલે છે તે વખતે તારો બળ્યો સ્વભાવ ઝટ આવીને ઉભો રહે છે.

વિજયા—( હસીને ) જુઓ આપ એમ કહો છો, પણ આજે ત્રણ ચાર દહાડે એ શબ્દ બોલી હઇશ. ને એમ વારુ છેક એક દહાડે તે બધું શી રીતે મટે ? તમે તો જાણો એક ઘડીમાં મટે તો સારૂં !

મનોહર—અરે એ વિના પણ તારાં બોલેલાં વાક્યોમાંએ એક સરખો ઢંગ ક્યાં હજી આવે છે ! તોપણ હુ તો કહું છું, શાબાશ છે તને કે આજ પાંચ દિવસમાં તારા ઘણા દુર્ગુણો તેં છોડ્યા છે, અને હજુ છોડવા ઉપર તારો પ્રયત્ન પણ જારી છે.

વિજયા—હું આપની કૃપાથી બોલવામાં ઠરીને બોલું, તો તો હઠું નહિ. પણ આપ મારૂં હાસ્ય કરી કાઢો છો, અને ઉપરાઉપરી મારા દોષ કાઢો છો, ત્યારે હું ગભરાઇ જાઉં છું, તેથી ઠામઠેકાણા-વિનાનું બોલી જવાતું હશે. પણ હવે ધીરે ધીરે સુધરીશ. કેમકે આપ ઘડી ઘડી મારા દોષ કાઢો છો, તે હું ધ્યાનમાં રાખું છું; અને વળી એકલી બેસું છું ત્યારે પણ હું મારા દોષને મારી મેળે શોધી કાઢું છું. આટલું કરતાં જ્યારે સુધારો નહિ થાય, ત્યારે પછી નસીબનો વાંક ! કેમ ખરૂં કે નહિ !

મનોહર—નસીબનો વાંક તો ઠીક જ છે, પણ ખરો વિચાર કરીને કાળજીથી ચાલે, તો તેનો સુધારો થયા વિના રહે જ નહિ. મને આશા છે કે બે ચાર માસમાં તારો સારો સુધારો થશે. તું તારા દોષને રોજ જોતી રહેજે. અને કોઇ તારો દોષ દેખાડે, તેનો રોષ રાખીશ નહિ, એટલે થયું; સમજણ પડી કેની !

વિઠ્ઠલજી—( દાદરે ચઢતાં ) કેમ ભટજી મહારાજ ! શું થાય છે ? પરવારીને બેઠા છો કે વાર છે ?

મનોહર—પધારો, હવે કાંઇ વિલંબ નથી. દાસ સઉને તાકીદ કરવા ગયા છે, તે આવે એટલે આરંભ કરીએ. ( એટલામાં ભાગી-રથી, ચંચળ વગેરે સ્ત્રિયો તથા પુરૂષો આવે છે. )

દાસ—( આવીને બેસતાં ) હે વિસંભડ નાડ ! (બેસીને) કેમ વિઠ્ઠલજી ! સી ખબર છે ?

વિઠ્ઠલજી—તમ દીઠે વધારે ખુશીમાં છીએ. કેમ, સઉ આવી ચુક્યાં કે વાર છે ?

દાસ—આવનાડ ટો સઉ આવી ચુકું છે. એ ટો પેલા ડવાડકાને ને હુડજીવનને કહેટો આવ્યો. સાલાઓની ઘડમાં બેથાં બેથાં બુદ્ધિ બીગડે. કહ્યું કે અક્કડમીયો ! બબ્બે ઘડી આવટા જાઓ. મઢમાખીની પેથેમ સંસાડમાં સું વલગી રહ્યા છો ? ટારે બોલ્યા કે આવીએ છીએ. મેં કહ્યું, ટમારી ઢાંન પોંચે ટો આવજો બાવા ! અહિં કંઇ જોર જૂલમ નહી. કેમ ભતજી ! બોલ્યા નહિ ? ખોટું કહ્યું ? જુવો વિથ્થલજી ! એ ટો સઉ ભગવટનો ખેલ છે. ને મનમાં કારન છે. આ ટમારો પરોસી બેટીનો બાપ ગોકલ, માંચીમાનો માંકન, ગદ્દાવૈટરૂ કરીને મરે છે, પન એક ડહારો સુખે બેથેલો મેં જોયો નહી. સું ટમને વાટ કહું ! હું ટો એતલું જોનુંછ કે ' જબ ડીનોનાથ કીરપા કડે, ટબસબ બની આવે.' કેમ વિથ્થલજી ! બોલ્યા નહિ ?

વિઠ્ઠલજી—ખરી વાત છે. પણ જુઓ દાસ ! શરીર, મન અને વાણીવડે બીજાનું ભલું ઇચ્છવું એવો સઉનો ધર્મ છે, માટે એને કહ્યું એટલે તમારો ધર્મ તમે બજાવ્યો. હવે તેના ભાગ્યમાં હશે તો આવશે. આવા કામમાં આવવું એ કાંઇ સહેલું નથી, પૂરાં પુણ્ય હોય તો બને છે. હશે, હવે આપાણું ચલાવવા દો; આપણો વખત નકામો જાય છે.

દાસ—હા ભાઇ ! બોલો ' સડગુરુડેવકી જે. ' [ સઉ જય બોલે છે. દ્વારકાદાસ, હરજીવનદાસ, તથા ધીરજભુખણદાસને આવ્યા જોઇ ] આવો ધીરજભુખનદાસ ! ટમે પન ખડા ભાગ્યેગસાલી છો, ટમને પન મેં બુમ પાડીટી, પન કોઇ બોલ્યું નોટું. બેસો ભાઇ સઉ; આવો વખટ ફડી ફડીને નહી આવવાનો. કમ સેઠ ! બોલ્યા નહિ?

*હરજીવનદાસ—જુઓ તમને કહું શેઠ ! આ સંસારનું તમને કહું કેવું કામ છે જો, તમને કહું મરતાં સુધી પન તમને કહું ઉચું આવવાનું નથી, સાલો 'સઈનો દીકરો જીવે તાં સુધી સીવે ' તમને કહું, જુઓ આ સાસતર પુરાન તમને કહું તે પણ બામનો રાત દાહાડો વાંચે છે તમને કહું, પન સઉ નસીબપરમાને સમજે છે, તમને કહું, કેમ દવારકા ! ખોટું છે ?

દ્વારિકાદાસ—હા, જે છે તે કહેવતવાલી વાત. 'નર ડેસ ગયો

*હરજીવનદાસને વાક્યમાં ઠેકાણે ઠેકાણે ' તમને કહું ' એવું બોલવાની, તથા દ્વારિકાદાસને ' જે છે તે ' બોલવાની અને ધીરજભુખણદાસને ' તઇયાડી ' ( તહોંબગડી ) બોલવાની કુટેવ છે.

પરદેસ ગયો, પન ભાયગવના કોડી ના પયો ' જે છે તે. પરમેસરની કિરપાવિના જે છે તે હજાર ઉપાય કરો. પન જે છે તે પથ્થર-ઉપર પાની. અરે, આ જુવોની જે છે તે આ પાંચ ઘરનું છેટું નથી. પન જે છે તે પાંચ દહાડાથી કથા જે છે તે ચાલે છે, પન આજે સેઠે આવીને કહ્યું તારે જે છે તે જાણ્યું. કહ્યું ચાલો બચ્ચા ! સેઠ જે છે તે કહેવા આવ્યા તો જવું જે છે તે. કેમ બીજભુખન ! મેં જે છે તે તમને એ જ કહ્યું કેની ?

બીજભુખણદાસ—હા જ તો. તમે તંઇઆડી મને બૂમ પાડી તારે મેંકું તંઇઆડી જવું જ જોઇએ. આપી તંઇઆડી હું હમના જ વાલુ કરીને તંઇઆડી ઉઠ્યો. મેંકું ચાલ તંઈઆડી તંબાકુ ખાઇને જાઉં, તંઇઆડી. જ્યાં પંચ તાં પરમેસર છે જ. બાકી આજે તંઇ-આડી આખો દહાડો રખડપટ્ટી તહીયાડી પોંકી છે. પન કહ્યું, ધરમનું તંઇઆડી કઠાનું નામ સાંભલ્યું કે તંઇઆડી કહ્યું ગયા પાકી તંઇ-આડી ના ચાલે. કેમ સેઠ ખરૂં કે ખોટું ?

દાસ—આમ જુવો, એ બહુંએ ખકું, પન સેઠ માડા, ધડમાં એથાં બુદ્ધિ ધટે છે; માતે આ ભતજીબાવાજેવા સટપુડસનું ડડસન કડવું, ને ટેમના મોંના બે બોલ સાંભલવા, ટેમનો સમાગમ કરટા જવું. આ માડા જેવા સાલા બણુચકપાસે બેસીને સી કમાની ડવાની છે ? લોકનાં કડમખંઢન ટો છે ટેડી કહું છું કે જુઓ ' સાય ઘડી ધડકી ને બે ઘડી હડકી ' સમજ્યા કેની ? અહિં ટો પોટપોટાનું ટપાસવા ની વાત છે ! જુવો, જ્યાં સુઢી આપના ડુડગુનને સોઢીને મેડાન મૂકયા નડી, ટાંસુઢી સોલે સોતકી કાચી જાનજો. કેમ ડવા-રકા ! સમજન પરી કેની ?

દ્વારિકા૦—હા, જે છે તે સેડ ! તમે જે છે તે ખરૂં કહો છો.

દાસ—બોલો સી કુંજબિહાડીલાલકી જે. માપ કડજો, ભતજી મ્હાડાજ ! મેં' આતલી આડકઠામાં સઉનો વખટ ગાલ્યો ટે.

મનોહર—કાંઇ ચિંતા નહિ. પાંચ માણુસ મળે ત્યાં એમ પણ હોય છે. બોલો ' સદ્‌ગુરુદેવકી જય. ' ( સઉ બોલે છે. ) કહો વિઠ્ઠલજી ! કાલે કયાંથી રહ્યું છે ?

વિઠ્ઠલજી—' દરેક છોકરીએ વિશેષ કરીને માતાની તથા છોક-રાએ વિશેષ કરીને પિતાની આજ્ઞા પાળવી, તથા બીજી સઘળી યોગ્ય સેવા કરવી; જેથી તેનું આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થાય છે ' ત્યાંથી રહ્યું છે.

મનોહર—લક્ષ્મી માતા પાછાં બીજે દિવસે કામથી પરવારીને પોતાની છોકરીઓને પાસે બેસાડી મોટી છોકરી સરસ્વતીને કહે છે.

લક્ષ્મી કહે છેઃ હે દીકરી સરસ્વતિ ! મેં તને ગઇ કાલે માબાપની સેવા છોકરીએ કરવાવિષે ટુંકામાં કહ્યું છે. હવે કહું છું કે જે પ્રમાણે છોકરીએ પોતાના પીએરમાં રહીને માબાપની સેવા કરવી, તેજ પ્રમાણે વિશેષ કરીને સાસરામાં રહીને સાસુસસરાની સેવા કરવી. તેમાં છોકરાએ પોતાના બાપની સેવા કરવી વિશેષ યોગ્ય છે. વહુએ પોતાની સાસુની સેવા માતાંના પ્રમાણે કરવી. તે સાસુ આપણા ઉપર માતાના જેટલું હેત ન રાખે, તોપણ આપણે તેનો દોષ જોવો નહિ. કારણ કે સાસુ તથા સસરો એ ધર્મનાં માબાપ છે; માટે તેમના દોષ જોવાથી પાપી થવાય છે.

હે શાણી છોકરી ! માબાપ, તથા સાસુ સસરાવિના બાળપણુમાં છોકરીને ગુરુ પણ સેવવા યોગ્ય કહ્યો છે. ત્યાં એવી નીતિ છે કે ઘણું કરીને તો માબાપ છોકરીને વિદ્યા ભણાવવી તથા દરેક કામને શીખવવું, તેથી તે ગુરુપણું પણ માબાપને વિષેજ ઘટે છે પણ કદાચિત્ માબાપથી તેમ નહિ બને, તો એ છોકરીને કોઇ વિદ્વાન્ ધર્મ તથા નીતિને જાણનાર વૃદ્ધ અથવા ઉત્તર વયના[૧] બચરવાળ[૨] બ્રાહ્મણને સોંપી વિદ્યા અપાવવી. પણ પ્રથમ અવસ્થાવાળા તથા નીતિધર્મથી રહિત વિદ્વાન્ પુરુષપાસે વિદ્યા ભણવા સોંપવી નહિ. જ્યારે છોકરીને દશ પૂરાં થઇ અગિઆરમુ વર્ષ પ્રવેશ થાય, તે સમયે તો માતાપિતાએ અનેક અગત્યનાં કારણસર પણ પોતાની પુત્રીને અન્ય પુરુષના સહવાસમાં[૩] ન રાખવી. બનતા સુધી તો મૂળથી જ કોઇ ભણેલી તથા ગૃહસ્થનાં ધર્મકર્મને જાણનારી સાધ્વી[૪] સ્ત્રીપાસે જ છોકરીને વિદ્યા વગેરે બાબતોની કેળવણી અપાવવી જોઇએ. તે કોઇ ઉપાયથી નહિ જ મળી શકે, તો પુરુષપાસે વિદ્યા અપાવવી; અને અગિયારમું વર્ષ બેઠા પછી તો જરૂર જણાયાથી કુલવંતી પતિવ્રતા સ્ત્રીની સાથે વિદ્યા વગેરે સ્ત્રીનાં અનેક ધર્મકર્મને જાણવા તેનો સંબંધ કરી આપવો. જ્યાં સુધી છોકરી ભણતી હોય ત્યાં સુધી તેણે પિતાની પેઠે ગુરુની આજ્ઞા પાળવી, તથા તેમના ઘરનાં સામાન્ય[૫] કામકાજમાં પડયેથી બનતી સેવા કરવી. અગીયારમું વર્ષ થયા પછી તે લૌકિક વિદ્યાના[૬] આપનાર ગુરુની એકાંતદેશમાં રહીને સેવા કરવાનો અધિકાર નથી. માત્ર આપણી માતા તથા સાસુની સમી[૭] રહી તેમની

---

૧ ઘરડા. ૨ છોકરાંછૈયાંવાળા. ૩ સોબતમાં. ૪ સારા ગુણવાળી. ૫. સાધારણ. ૬ વ્યવહારની વિદ્યાના. ૭ પાસે.

આજ્ઞાપ્રમાણે ચાલવુ. વૃદ્ધ ગુરૂની પિતા તથા સસરાની પેઠે ઘટિત સેવા કરવી.

હે સારાં લક્ષણવાળી ! હવે સ્ત્રીજાતિને આ લોકમાં સેવવા યોગ્ય સર્વથી શ્રેષ્ઠ પોતાનો પતિ છે, તેની સાથે કેમ વર્તવું, એ વાર્તા મેં ઘણાં વખતે તને પાછળ કહી છે, તોપણ ઘણી અગત્યની બાબતને ફરી ફરી કહેવાથી વધારે દૃઢ થાય છે માટે, અને તે આ પ્રસંગને લગતી હોવાથી ટુંકામાં કહું છું, તે તું જરૂર ધ્યાનમાં રાખજે. બીજી સઘળી બાબતકરતાં આ વાર્તા ઘણી જ ઉપયોગની છે. જ્યારથી સ્ત્રીજાત પતિને સ્વાધીન થાય ત્યારથી તેણે પોતાના ધણીને ઈશ્વરજેવા જાણી તેને વિધિથી પુજવાનો અભ્યાસ રાખવો. ત્યાં ઘણા અકુશળ મનુષ્યોનું એવું મત છે કે " સ્ત્રીએ પોતાના ધણીઉપર મનમાં પ્રીતિ રાખવી, તેની મરજી સાચવવી, અને તેની આજ્ઞા પાળવી એ જ સેવા છે, જેથી ફૂલચંદન વગેરે સાધનથી પૂજા કરવાની જરૂર નથી. " પણ આ તેમનું મત પુખ્ત વિચારનું નથી.માત્ર કાચી બુદ્ધવાળાં માણસનો આ વિચાર છે. તેથી કુળવાન્ વિચારવાને એ મતને પ્રમાણ[1] અથવા કિમતી જાણવો નહિ અને વિધિથી પૂજા કરવાનો દરેક કુળવતી સ્ત્રીએ નિયમ રાખવો. હવે સરસ્વતિ ! એ વિધિથી પૂજા કરવામાં જ લાભ છે, તે પણ ટુંકામાં કહું છું તે તું લક્ષમાં રાખજે.

સર્વથી પહેલાં તો પતિની સમીપ જઇ પૂજા કરવાથી તે પતિનો મનમાં ડર હોય છે, તે ભાગી જાય છે, તથા ધીરે ધીરે પરસ્પરને બોલવાનો મહાવરો થાય છે, તથા એક બીજાના ઉપર મૂળથી જ પ્રીતિની દૃષ્ટિ બંધાઇ જાય છે, તથા એક બીજાના ગુણદોષની સમજણ પડે છે, તથા ધણીનો તથા સ્ત્રીનો કેવો અને કેટલો નજીકનો સંબંધ છે તે જણાય છે, તથા પૂજા કરનાર સ્ત્રીની વૃત્તિઓ રોજ ધણીના અભિમુખ[2] રહે છે; તેમ જ કોઇ કારણસર એક બીજાને બોલચાલ થઇ હોય અને તેથી એક બીજાને ક્રોધ ચઢ્યો હોય તોપણ, 'પૂજા કરીને ખાવું, નહિ તો નહિ' એવો તે સ્ત્રીનો નિયમ હોય છે, માટે તે સ્ત્રીને પૂજા કરવાની તથા તે પતિને કરાવવાની જરૂર પડે છે. અને જ્યારે તે સ્ત્રી પૂજા કરે, ત્યારે તેણે અંતમાં પોતાના ધણીને વિનયથી પગે લાગવું પડે છે, તે વખત સ્ત્રીનો જબરો રોષ સ્ત્રીએ મુંકવો પડે છે; અને વિનયથી નમનાર તે અબળાઉપરનો તે કુળવાન્ પતિનો પણ ક્રોધ ઉતરી જાય છે, કારણ કે ગરીબીથી આ

[1] ખરો. [2] તરફ.

જગતમાં સઉને વશ કરી શકાય છે. વળી હે સરસ્વતિ ! પૂજા કરવાના નિયમથી તે સ્ત્રીપુરુષની એકબીજા તરફ દોરાએલી વૃત્તિઓ રહેવાથી ધીરે ધીરે એકબીજાના સ્વભાવ મળતા આવે, એવો ગુણ બંધાતો જાય છે; જેથી પાછળથી તેમનો મજબૂત થયેલો પ્રેમ કોઇ દિવસ પણ તુટતો નથી. 'પૂજા નહિ કરવી' એવા મતના ઓછી બુદ્ધિના માણસોનો વિચાર ભૂલભરેલો છે. કારણ કે મૂળથી તો આપણા લોકના રિવાજપ્રમાણે ચોક્સ વિચાર કર્યા વિના છોકરા છોકરીને પરણાવવામાં આવે છે તેથી તેમ જ તેમનું પુખ્ત વય થતાં સુધી એકબીજાને મળવા અથવા બોલવાનો પણ અભ્યાસ હોતો નથી તેથી, તેમની વૃત્તિઓ નિકટ સંબંધથી બંધાતી નથી: અને પાછળથી સહવાસ થાય, ત્યારે બંનેના ગુણ, પ્રકૃતિ[1] તથા કેળવણી જુદી હોવાથી એકબીજાને અનુકૂળ ભાગ્યે જ પડે છે, અને ગુણ તથા પ્રકૃતિ મળતાં આવતાં નથી, તેથી એકબીજાને વારંવાર વિરોધ[2] થાય છે; અને વિરોધ થવાથી પરસ્પરને બોલવાનો પ્રસંગ આવે છે. તેમાં પુરુષની સત્તા પોતાના ઘરમાં હોવાથી બળવાન્ છે, અને પારકા ઘરમાં આવેલી તે સ્ત્રીની સત્તા નિર્મળ છે. તેથી તે પુરુષ અબળાને મારે છે, તથા કઠોર વચનો કહે છે, તથા ન સહન થાય એવી ગાળો પણ દે છે; જેથી ઉપાયવિનાની તે સ્ત્રી સહન કરે છે, પણ તેનું મન મૂળથી એકતાને નહિ પામેલું હોવાથી તેના ઉપર રોષ રાખે છે: અને એક વાર મન ખેદ પામે છે, તેનો વિરોધી સંસ્કાર[3] તેના મનમાં બંધાઇ જાય છે; જેથી વારંવાર તેવો વિરોધ થવાનો પ્રસંગ આવે એટલે તેના મનમાં પડેલી છાપ પાકી થતી જાય છે. હે દીકરી ! આ જગતમાં મોટામાં મોટા પડેલા ઘા ઓસડથી રુઝે છે, પણ કડવા વચનથી પડેલો ઘા કોઈ ઉપાયથી રુઝાતો નથી. તેથી રોજ કઠોર શબ્દો તથા ગાળ ખાનારી અબળા પોતાના મનમાં ઘડી ઘડી ખેદ કરે છે, એકાંતમાં રડીને શોક કરે છે, તથા પોતાના પતિનું ભુંડું ઇચ્છીને તેના ઉપર વૈર બાંધે છે. પછી તે વૈર અનેક કારણથી વધે છે, એટલે એકબીજાની પ્રીતિ છેક ઓછી થતાં એક બીજાસાથે ક્રોધમાં આવીને અણઘટતા શબ્દો બોલે છે. તેથી તે પતિ ગુસ્સે થઇને આખરે તે સ્ત્રીને મારે છે; અને એ પ્રમાણે અનેક વાર માર ખાનાર સ્ત્રી નિર્લજ્જ[4] તથા નિર્ભય[5] થઇ જાય છે. તેથી તે પોતાની મરજી પ્રમાણે નઠારે રસ્તે ચાલે છે, જેથી પરિણામે

---

૧ સ્વભાવ. ૨ લડાઈ. ૩ મનમાં રહી ગયેલી છાપ. ૪ લાજવિનાની. ૫ બી વિનાની.

તે પુરુષ તેને પોતાના ઘરમાંથી મારીને કાઢી મૂકે છે. આવી લોકમાં બંનેની ફજેતી થાય છે, એટલું જ નહિ પણ બંને જણ નઠારે રસ્તે ચાલનાર થવાથી બંને કુળનાં સઘળાં માણુસો આ લોકમાં [1]અપકીર્તિને પામે છે, અને મુઆ પછી નરકમાં પડે છે. માટે હે દીકરી ! હું એ જ કહું છું કે કુળવાનની છોકરીએ તો પોતાના ધણીની વિધિથી પૂજા કર્યાવિના સાસરે રહેતાં સુધી જમવું નહિ એવો નિયમ રાખવો જોઇએ. જ્યારે આપણો પતિ દૂર દેશ કે ગામ હોય ત્યારે, તથા આપણે પૂજા કરવાને અયોગ્ય અવસ્થામાં હોઈએ ત્યારે માત્ર પૂજા કર્યાવિના મનમાં આપણા પતિને સંભારીને તેને મનથી પગે લાગીને જમવું, પણ પાસે હોય ત્યાં સુધી તો ગમે તેમ થાય પણ પૂજા કર્યાવિના જમવું નહિ. હે સરસ્વતિ ! બાપુરુષનું મૂળથી જ સરખા વિચાર તથા રૂપગુણનું જોડું તો સંસારમાં લાખે કે કરોડે એકાદ ભાગ્યે જ મળી આવે છે. તેથી સઘળાં બૈરાંને મૂળથી ધણીઉપર મનમાં પ્રીતિ રાખવા વગેરે ઉત્તમ ગુણો આવતા જ નથી. માટે તેમણે પૂજા કરવાનો નિયમ રાખવો જરુરનો છે. વળી જે ધણી પૈસાવાળો હોય, શરીરે સુખી હોય, સ્ત્રીને ઉંચા પ્રકારનાં લુગડાં ઘરેણાં વગેરેથી સુખ આપતો હોય, તથા સ્ત્રીની મરજી સાચવતો હોય તેના ઉપર સ્ત્રીની પ્રીતિ જણાય એમાં કાંઇ નવાઇ નથી. કેમકે પોતાની મરજીપ્રમાણે પૂરૂં પાડનાર પતિઉપર તો સઘળી સ્ત્રી પ્રીતિ કરે છે. પણ જ્યારે તે જ પતિ એ સ્ત્રીની ઇચ્છાપ્રમાણે સુખ આપી શકતો નથી, ત્યારે તે સ્ત્રીના કુળવાનપણાની તથા પ્રીતિની પરીક્ષા પડે છે. આ લોકમાં કેટલાક કાચી બુદ્ધિના પુખ્ત તથા કાચા વયના પુરુષો પોતે સ્ત્રીને અનુકૂળ ચાલે છે, તેથી તે સ્ત્રી જ્યારે તેમના ઉપર પ્રેમ દેખાડે છે, ત્યારે તે અવિચારી માણુસ એમ મિથ્યા માની લે છે કે મારી સ્ત્રી મારા કહ્યા પ્રમાણે ચાલે છે, અને મારા ઉપર પ્રીતિ રાખે છે. એ માનવું કેવું છે કે જેમ સૂકું હાડકું કૂતરું દાંત મારીને ચાવવા જાય છે, ત્યારે તે કૂતરાના પોતાના મુખમાંથી લોહી નીકળે છે, તે લોહીનો તે સ્વાદ લે છે, અને હાડકાને વારંવાર ચાવે છે, અને એમ માને છે કે આ હાડકામાંથી લોહી મને મળે છે. આ જેમ સૂકા હાડકાને ચાવનારું કૂતરું પોતાના લોહીને ચાટી સુખદાતા માને છે, તેમ આ મૂર્ખ માણુસ પોતે સ્ત્રીને અધીન[2] ચાલીને પ્રીતિ દેખાડીને અનેક દુઃખ સહન કરે છે, અને ભૂલથી એમ માને છે કે મારા હુકમમાં રહીને પ્રીતિ રાખે છે, આ પ્રમાણે માનનાર પુરુષ જ્યારે તેની ઇચ્છા—

૧ બેરઆબરૂને. ૨ તાબે.

પ્રમાણે ચાલવા શક્તિવાન્ નથી હોતો, ત્યારે તે માથે ચઢાવેલી મૂર્ખ સ્ત્રી એને ન સહન થાય એવાં અનેક પ્રકારનાં દુઃખ દે છે, તથા અપ્રીતિ દેખાડે છે; તોપણ એ મૂર્ખ ચેતતો નથી, અને કદાચિત્ ચેતે છે, તોપણ પહેલેથી બગડેલી કેટલીક વાતનો પછી દુઃખે કરીને પણ સુધારો થતો નથી. આખો જન્મ પસ્તાવો કરીને તે મોતને જ પામે છે, અને તેની સ્ત્રીઓ પણ અનેક પાપ કરે છે, તથા અનેક દુઃખો ભોગવી મરણપછી પણ નરકમાં દુઃખને જ ભોગવે છે. માટે હે કુળદીપક[1] દીકરી! તું તો જ્યાં સુધી પતિના સમીપ હોય ત્યાં સુધી તેમની પ્રસન્નતાપ્રમાણે વિધિથી અથવા તો ટુંકામાં પણ રોજ પૂજા કરજે. ત્યાં વિધિથી એટલે પાટલો વગેરે ચોખ્ખું આસન તથા સઘળો સામાન તૈયાર કરીને પતિની અનુકૂળતાપ્રમાણે તેમને વિનંતિ કરી બોલાવવા, તે આસનઉપર બેસાડીને પ્રથમ જમણા પગનો અંગુઠો ધોઇને તે જળ પીવું, પછી ચંદનને પગે, મસ્તકે અથવા કપાળે વાવું,[2] તથા ફૂલને ચઢાવવાં. ધૂપ અને દીવો તો પહેલેથી તૈયાર કરી જ મૂકેલા જોઇએ. પછી પૂજા થઇ રહી કે જમવાની થાળ આગળ મૂકી પ્રીતિથી જમાડવા. જમાડ્યા પછી મુખવાસ એટલે પાનસોપારી વગેરે જે હોય તે આપવું, અને પછી તેમના [3]ઉચ્છિષ્ટસહિત તેમની આજ્ઞા માગીને પ્રસન્ન ચિત્તથી જમવું. હે દીકરી! જ્યારે પતિની પ્રકૃતિ અનુકૂળ ન હોય, અથવા કામની ઉતાવળ હોય તો ચંદન, પુષ્પ, ધૂપ, દીપ વગેરેની કાંઇ વધારે જરુર નહિ રાખવી. માત્ર ચરણોદક[4] લેઇને થાળ જમવાની મૂકીને નમસ્કાર કરવો, અથવા ખરી અડચણે દૂરથી માત્ર નમસ્કાર કરીને પછી આજ્ઞા માગી જમવું. આ ટુંકામાં પૂજનનો વિધિ જાણવો.

હે સદાચરણવાળી! આ સંસારમાં આપણે અબળા જાતિને પતિવિના સઘળા વ્યવહારસુખનું કારણ, બીજું કાંઇ જ નથી. માટે પરમાર્થસુખના સાધક[5] સદ્‌ગુરુ તથા પરમેશ્વરને જે જે પ્રકારે સેવવામાં આવે છે, તે પ્રમાણે આપણે વ્યવહારસુખના સાધકે[6] પોતાના ધણીને ઘણી પ્રતિથી સેવવા જોઇએ. ધણીએ પોતાના સેવકરૂપ સ્ત્રીસાથે કેમ ચાલવું, વગેરે વાર્તા આગળ પતિના સેવ્યના ધર્મમાં કહીશ. પણ હમણાં તો તારા ધર્મને તું બરાબર જાણીને તેને પાળનારી થજે, નહિ તો આ અમારી કરેલી સઘળી સેવા ફોકટ જઇને તું અધોગતિએ એટલે દુઃખને આપનારા નીચ લોકને પામીશ, એટલું

૧ કુળના દીવારૂપ. ૨ લગાડવું. ૩ એંઠું. ૪ ચરણ ધોએલું પાણી. ૫ સાધી આપનાર. ૬ સાધનારે.

જ નહિ, પણ આખા કુળને લાંછન લગાડનાર થઇશ. માટે હે સુપુત્રિ! તું સાવધ રહી આ મારા વચનોને ત્યજીશ નહિ.

રોજ સવારમાં ઉઠીને પતિને પગે લાગીને સાસુ હોય તો તેની મરજી પ્રમાણે કામમાં પ્રવેશ કરવો, અને સાસુ ન હોય તો આપણે સ્ત્રીજાતિએ કરવાનાં સઘળાં કામને કરવાં. ત્યાં સૌથી પહેલાં પોતાના કેશને સમારી બીજા કામમાં લાગવું. આપણે સ્ત્રીજાતિએ ચોટલો છૂટો મૂકીને કદાચિત્ પણ ફરવું નહિ. કારણ કે છૂટો ચોટલો મૂકી ફરનાર સ્ત્રીના મસ્તકઉપર યમના દૂતનો વાસો રહે છે. વળી છૂટા ચોટલામાંથી વાળ ખરે છે, તે વખતે પાણીમાં, લોટમાં, કે બીજા ખાવાપીવાના પદાર્થોમાં ઉડીને પડે છે, અને તે માણસના ખાવામાં આવે છે, તો પ્રસંગે ગળામાં ખાંસી વગેરે રોગોને પેદા કરે છે. તેથી ચતુર સ્ત્રીએ તો અંબોડો વાળ્યાવિના ઘરમાં કે બહાર ફરવું જ નહિ. છૂટે ચોટલે ફરવાની ચાલ નીચ લોકને કદાપિ રુચે તો ભલે પણ આપણને ઘટતી નથી. વળી હે દીકરી! આપણો સ્ત્રીઓનો એવો સ્વભાવ છે કે જ્યારે માથું ચોળાએ છીએ ત્યારે જ્યાં સુધી વાળ ભીના હોય છે ત્યાંસુધી સુકવવાના વિચારથી તેને છૂટા મૂકી ફરીએ છીએ; પણ તે વધારે સારું નથી. નાહ્યા પછી એક સ્થળે બેશીને અથવા ઉભાં રહીને કોરા વસ્ત્રથી સારીપેઠે વાળને લુછવા, અને પછી તરત એક લટને ગાંઠ બાંધી રાખવી, અને જ્યાં સુધી તે જગાથી આઘાં પાછાં ન જઇએ, ત્યાંસુધી સઘળા વાળ છૂટા મૂકવા. પણ જ્યારે આજુબાજુ કામમાં પ્રવેશ કરીએ, ત્યારે પોચો અંબોડો વાળી ફરવું, અને એક છૂટી લટને ગાંઠ બાંધી રાખવી. વળી એક જગાએ બેશીએ, ત્યારે કેશને મોકળા કરી સૂકવીએ. આ રીત સારી છે. પણ આખો દિવસ છૂટે ચોટલે ઘરમાં ફરવું તથા સઘળું કામ કરવું, એ રીત બહુ જ નઠારી છે. માટે હે દીકરી! તું સંભાળીને ચાલજે.

પોતાનાં શરીરનાં દાતણપાણીવગેરે કામથી પરવારીને ચોકસીથી કચરા વાળવા, વાસણ માંજવાં, પાણી ગાળવાં, રસોઇ કરવી, સર્વને જમાડવાં વગેરે સઘળાં કામ તને પાછળ કહ્યા પ્રમાણે ઉત્તમ રીતે કરવાં; અને જો આપણું ગરીબ સાસરું હોય, તો દળવું, ખાંડવુ વગેરે મહેનતનું કામ પણ કરવાનો અભ્યાસ રાખવો. એથી પણ શરીર કસાઇને મજબુત થાય છે. એ પ્રમાણે ઘરનાં સઘળાં કામ કરતાં છતાં વારંવાર આપણા ધણીની પ્રીતિ શી રીતે વધારે થાય, એવા વિચારને કરતા જવું; તથા પતિને જોઈતાં જરૂરના કામને તેમની મરજીપ્રમાણે કરી આપતાં જવું; આળસ તો બિલકુલ રાખવું નહિ.

નવરાશનો વખત મળી શકે એમ હોય તો પતિપાસે બેશી પ્રીતિનાં વચનથી તથા અનેક ઉપાયથી તેમનું મન આનંદ પામે એવી રીતે કરવું, કારણ કે પુરુષને ઘર ચલાવવામાં જેવું સંકટ છે, તેવું બીજા કોઇને નથી. સઘળા સંસારતાપથી તપેલા તે આપણા પતિને દરેક વાતમાં ધીરજ આપતાં તેને અનુકૂળ રહીને હાસ્યવિનોદ એટલે પ્રીતિવડે હસી બોલીને તેમનું મન સંતોષને પમાડવું. આ જગત્માં પ્રીતિપાત્ર[1] સ્ત્રી તથા બાળક, પુરુષના મનના સઘળા જુજ પરિતાપને મટાડી શાંતિનાં આપનાર છે. માટે તેમને સુખ ઉપજે તેમ જરુર કરવું. કેટલીએક મૂર્ખ સ્ત્રીઓનો એવો સ્વભાવ હોય છે કે પોતાના પતિને દુઃખના સમયમાં ઘણો તિરસ્કાર કરે છે, તેની પાસે પ્રીતિથી બેસતી નથી, અને તેને થતી પીડા મટાડવા પ્રીતિથી ઉપાય પણ કરતી નથી, તથા તેના કમાએલા પૈસાને પણ પોતાને કબજે રાખીને તેને દુઃખના વખતમાં તે પૈસામાંથી બિલકુલ ખરચ કરવા દેતી નથી, તથા તેના પરિતાપને શમાવનારાં પ્રીતિનાં વચનો પણ બોલતી નથી, તથા તેની મરજી સાચવી સેવા પણ કરતી નથી; પણ ઉલટી તે પાપણી પોતાના મનમાં એવા વિચાર કરે છે તથા તેને મુખે આવી કહે છે કે જુઓ, આ તમારો મંદવાડ તો કેમે કર્યો મટતો નથી. આટલા આટલા દહાડા થયા, પણ એવું ને એવું. રડયો આવો મંદવાડ તો કોઇનો જોયો નથી ! તમે તો જનમના માંદા રહ્યા તે જરાસુધી[2]. તમારા મંદવાડનો કંઇ પાર આવવાનો નથી. આ બે મારી જણસો છે, તેએ બળી, એમાં ને એમાં પૂરી થવાની ને ચારે દહાડે તમારું માથું દુખ્યું તે દહાડે આ છોકરીની ને મારી રાંડની માઠી વલે છે ! ના, ના, ઘરમાં તે કંઇ પૈસા વિયાય છે ? એક વરસે પૂરું કમાવાનું નહિ ને ચાર વરસ ખાટલે પડીને ખાવું, એ તે રાંડનું શી રીતે પહોંચે ? આ છોકરાનાંએ નસીબ ફુટેલાં છે. કોઇ શું કરે ? આ ઘરમાં ફલાણું નથી, ઢીકણું નથી, વગેરે દુષ્ટ વચનો—દુઃખનો વધારો થાય એવાં—બોલે છે, પણ તેને ધીરજ આપતી નથી. વળી કેટલીક દુષ્ટ સ્વભાવની ભામિનીઓ તો આથી પણ એવાં કઠોર વચનો બોલે છે કે આ તું તો મરવા પડયો છે, તે તને કંઇ આગળ પાછળનું ભાન છે કે રાંડને આ કરતાં કેમ થતું હશે? કંઇ તારી પછાડી અમારે સઉને મરવાનું નથી ! તું જનમનો માંદો તે મારી છાતીએ બળતી હૈયાસગડીજેવો ! મુઓ મરતો નથી ને માંચો મુકતો નથી ! કમાવા જવું પડે એટલે માંદા થઇને પડયા. પણ આ ઘરમાં હોળી ઉઠી છે, તેનું કંઈ ભાન છે ?

---

૧ પ્રીતિ કરવા યોગ્ય. ૨ ઘડપણ.

ધણીઓ માંદા પડે છે, પણ આવા રડયા રોજના માંદા તે કેમ ખમાય? મરે તોએ છૂટકો થાય કે સુખે બેઠીએ તો ખરાં. આ વગેરે છાતીતોડ વચનો બોલીને તેના સામું પણ જોતી નથી, તો સેવા કરવાની શી આશા? હે દીકરી! આવી દુષ્ટ સ્ત્રિયોને સાપણી જાણવી. તેને ઘરમાં રાખીને પાળવી પણ ન જોઇએ. તોપણ બિચારો સંસારભારને વહેનારો બળદિયાસરખો પુરુષ તેના ઉપરથી મમતાને મૂકતો નથી, અને પાછો મજુરી કરીને મરતાં સુધી સુખને સ્વપ્નામાં પણ જોતો નથી. ધિક્કાર છે એવાં સ્ત્રી તથા પુરુષોને! એમના કરતાં તો પશુનો જન્મ પણ સારો કે ઝાઝું કરીને એક બીજાને અજવાળની કાળજી રાખવાની નથી. આવાં સ્ત્રીપુરુષ સંસારમાં હોય છે, તેનું કારણ સારી કેળવણી નહિ એ જ છે, બાકી જે છોકરો અથવા છોકરી સઉથી પહેલાં ઉત્તમ માબાપના હાથથી કેળવાયાં છે, તથા ગુરુના હાથથી કેળવાયાં છે, તથા પછી સદ્‌ગુરુને શરણ થયાં છે, તેમનામાં આવા વિચાર સ્વપ્ને પણ ઉઠતા નથી, અને પોતપોતાના ધર્મ જાણી પરસ્પર પ્રીતિથી રહી આખો જન્મ સુખમાં અને આનંદમાં જ કાઢે છે; પછી તે ગરીબ હોય કે પૈસાદાર, પણ મરતાંસુધી પોતાના ધર્મને છોડતાં નથી. એવાં માણસો પરમેશ્વરની પ્રીતિ મેળવીને આ દુઃખના ભરેલા સંસારદરિયાને તરી જાય છે. માટે હે દીકરી! આ મારાં શીખામણનાં વચનને મરતાં સુધી ભૂલીશ નહિ, અને પતિને ઈશ્વરની પેઠે પ્રીતિથી પૂજજે.

માત્ર પૂજા કરવી એ જ પતિની પ્રીતિ મેળવવાનો ઉપાય છે એમ નથી, પણ સર્વ પ્રકારે તેમની મરજી સાચવવી. તેમનું મન કદી પણ નારાજ થાય એવું કરવું નહિ. પતિએ શરીરથી કરવાનું કામ કહ્યું હોય, અને આપણું શરીર સારું ન હોય તો ઘણી નમ્રતાથી તેમને કહેવું કે 'મારા શરીરને આજ અસુખ છે, માટે આ કામ મારાથી થઇ શકતું નથી. તે આપ ક્ષમા કરજો.' અથવા એ જ પ્રમાણે કામ ન થવાનું બીજું જે કાંઇ કારણ હોય તે કારણ જણાવીને દીનતા[1] દેખાડવી. પણ કુળવતી અબળાએ પ્રાણ જતાં સુધી પણ પોતાના ધણીઉપર ક્રોધ કરવો નહિ. તથા રોષ રાખીને તેમના સામે મોં ચઢાવવું નહિ, તેમ જ વિરોધ મનમાં રાખવો નહિ, અને ઉપર દેખાડવો પણ નહિ: કારણ કે આપણા સર્વ વ્યવહારસુખને આપનાર પતિને ઈશ્વરની પેઠે જાણ્યા છતાં જો તેમના ઉપર આપણે વિરોધભાવ દેખાડીએ, અથવા મનમાં ધરીએ, તો

૧ ગરીબી.

આપણી કરેલી પૂજા વગેરે સેવા ફોકટ જાય છે, અને અપરાધી થઈએ છીએ. માટે હે શાણી સુતા ! સઉથી અગત્યની વાત પતિની દરેક મરજી સંભાળવી એ છે. તેમાં તું આળસ કે અભિમાનથી કોઈ દિવસ પણ ચૂક કરીશ નહિ.

આ પ્રમાણે ધણીની સેવા કરતાં છતાં તે ધણીના દોષ કે અવગુણ આપણા જાણવામાં આવે તો તેથી તેને અપરાધી ગણી તિરસ્કાર કરવો નહિ, પણ બને તેવી યુક્તિઓ રચીને તે પતિના દુર્ગુણ છૂટે એવો પ્રયત્ન કરવો. પણ તેનાથી વિરોધ કરીને અધર્મથી સુખ મેળવવાની પાપરૂપ ઇચ્છા આપણે સ્વપ્નમાં પણ રાખવી નહિ. કારણ કે પાપબુદ્ધિનાં માણસ કદાપિ તરત સુખને દેખે અથવા માની લે, તો પણ થોડા વખતમાં તે પાપીને પાપનું ફળ દુઃખ આવે છે તે જન્મસુધી હઠતું નથી, એટલું જ નહિ પણ જન્મોજન્મ નડે છે, માટે રોજ સવારમાં ઉઠીને પરમેશ્વર તથા પતિપાસે એ જ માગવું કે મને માઠી બુદ્ધિ આપશો નહિ. આવી રીતે ચાલનાર સેવકરૂપ સ્ત્રી જરૂર પતિની પ્રીતિપાત્ર થાય છે.

હવે હે દીકરી ! જ્યારે આપણને પ્રજા થાય, ત્યારે તે છોકરા તથા છોકરીરૂપ પ્રજાસાથે વર્તવાના માબાપના ધર્મને પણ ટુંકામાં કહું છું. ત્યાં છોકરાંપ્રતિ માતાપિતાનો ધર્મ એવો છે કે જ્યારે છોકરાં સમજવાયોગ્ય વયનાં થાય કે તરત તેમને પોતપોતાના ધર્મને અનુસરીને ચલાવવા માંડવાં. ત્યાં કેટલીક મૂર્ખ માતા તો છોકરૂં બોલવા શીખે કે તેની પાસે તેના બાપને ગાળો દેવડાવે છે, અને કામ પડેથી તારા બાપને આમ કહે, તેમ કહે એવા ખોટા શબ્દો શીખવી બાપના સામે બોલાવે છે. તે જ પ્રમાણે ઘણા અક્કલવિનાના બાપ હોય છે તે હેત દેખાડવાનિમિત્ત[1] છોકરાંને શીખવે છે કે "તારી માને કહે કે રાંડ બોડી ! રાંડ ગધેડી !" આવા નઠારા બોલો બોલાવે છે અને એક બીજાસાથે નીતિથી ચલાવતા નથી. વળી મા છોકરાંને શીખવે છે કે 'જા તારા બાપને માર;' ને બાપ શીખવે છે કે 'જા તારી માને માર,' આમ થતાં તે છોકરાં મૂળથી જ માબાપને મારવાની કેળવણી લે છે: તે પછી મોટાં થાય છે ત્યારે ખરેખર મારે છે, અને તે મૂર્ખાં માબાપ પાછળથી રડે છે, ને છોકરાનો વાંક કાઢે છે કે આ નઠારાં ઉઠ્યાં. પણ મૂળ પોતાની ભૂલને જાણતાં નથી. વળી એ જ પ્રમાણે આડોશીપાડોશી ને સગાંવહાલાંને મારવા તથા ગાળ દેવાનું શીખવે છે, અને તે છોકરાં તેમ

---

૧ હેત દેખાડવાને બહાને.

કરે છે, ત્યારે સામાં રાજી થાય છે. આ ટેવ બહુ જ ધિક્કારવા-જોગ છે. માટે કુળવાન્ માબાપે પોતાનાં છોકરાંને આવી કુટેવ પાડવી નહિ.

હે સારી સમજણવાળી છોકરી ! કુળવાન્ માબાપે તો પોતાનાં છોકરાંને સમજણ આવવા માંડે ત્યારે માએ, છોકરાંને બોધ કરવો કે ' જા, હાથ જોડીને તારા બાપને પગે લાગ. ' લાંબો ભોંયપર સુઇને પગે લાગ.' ' હાથ જોડી પગ ઉપર માથું મુક. ' એવો બોધ જ કરવો એમ નહિ, પણ તેની પાસે રોજ સવાર સાંજ તે પ્રમાણે કરાવવું; અને બાપે તે છોકરાંને શીખવવું કે ' આ પ્રમાણે જા તારી માને હાથે જોડીને પાગે પડ. ' આમ પરસ્પરનું માન વધારીને છોકરાંના મનમાં મૂળથી જ [1]પૂજ્યબુદ્ધિનો ઉદય[2] કરવો જોઇએ; તથા બોલતાં આવડે ત્યારે તેને નઠારા શબ્દો નહિ શીખવવા, પણ પરમેશ્વરનાં નામ શીખવવાં, કે જેથી આખો દિવસ તે કલ્યાણકારી [3]શબ્દોના ઉચ્ચારથી તેની વાણી તથા મન ધીરે ધીરે સુધરીને પવિત્ર એટલે દોષરહિત થાય. એ જ પ્રમાણે માબાપે પોતાનાં સગાં તથા પાડોશી વગેરેની સાથે નઠારી વર્તણુક ન શીખવતાં તેમના દરજ્જાપ્રમાણે વર્તવા તેમને ફરજ પાડી શીખવતાં રહેવું; જેથી તેની બંધાતી બુદ્ધિ જ સારા પાયાઉપર રચાય છે, અને અંતસુધી પણ તેવા સારા જ સંસ્કારવાળી[4] રહે છે. વળી હે સરસ્વતિ ! તે છોકરાંને સમજણ આવતી વખતથી જ માએ બાપની તથા બાપે માની પૂજા કરતાં શીખવવું જોઇએ. રોજ છોકરાં સવારમાં નહાય કે તરત તેમને પૂજા કરવાની ટેવ પાડવી. પૂજા કર્યા વિના ખવાય નહિ એવો નિશ્ચય તેમના મનમાં દઢ સ્થાપવો; જેથી તેમને અભ્યાસવડે માબાપમાં ઇષ્ટબુદ્ધિ અથવા પૂજ્યબુદ્ધિ દઢ થાય છે. જો બાપે છોકરાંને કોઈ કામ કરવાનું કહ્યું અને તે આડું થાય, તો માએ તેનું ઉપરાણું લઇ બાપની આજ્ઞા ભંગ કરવાની ટેવ શીખવવી નહિ. પણ તે બાળકને શીખવી, સમજાવી, તથા ભય દેખાડી યુક્તિથી તેની પાસે તે પિતાની આજ્ઞા જરુર પળાવવી; અને તે જ પ્રમાણે માનું વચન પાળવાને પિતાએ છોકરાંને જરુર શીખામણથી કેળવવાં જોઇએ. જો માનું વચન ન પાળીને છોકરું બાપના પક્ષમાં[5] જાય, તો બાપે તેની હઠને મદદ આપવી નહિ; અને બાપના સામે થઇને છોકરુ માતાપાસે આવે, તો તેણે પણ તે છોકરાના મતને ટેકો આપવો

૧ આ પૂજા કરવા યોગ્ય છે એવી. ૨ ઉત્પન્ન કરવો જોઇએ. ૩ સુખ કરનારા. ૪ અસરવાળી. ૫ તરફેણ.

નહિ. આ સઘળું છતાં વખત બે વખત બાળક ન માને એવી હઠ કરે, તો માબાપે તેને નિર્દય થઇ મારવું નહિ, કે ગાળો દેવી નહિ; પણ જરા વખત જવા દઇને પાછું સમજાવી તે કામ કરાવવું, નહિ તો પગે લગાડાવીને માફ માગતાં શીખવવું, પણ આપણું વચન ન પાળ્યું એમ જાણી ક્રોધથી તેના ઉપર બેદરકારી દેખાડવી નહિ, તેમ જ માર તથા ગાળ દેવાની ટેવ પણ રાખવી નહિ. આ પ્રમાણે માબાપસાથે વર્તવાની ઉંચી નીતિ શીખવવી એટલું જ નહિ, પણ કાકા, કાકી, તથા મોટા ભાઇ, ભોજાઇ વગેરે વડિલની સાથે પણ સારી રીતે વર્તવાની ટેવ શીખવવી જોઇએ.

વળી આપણા લોકમાં આ કાળમાં માબાપની સેવા છોકરાં મોટપણે નથી કરતાં તેનું એ પણ કારણ છે કે છોકરાને નાનપણથી જ કેડમાં ઘાલીને મંદિરમાં અથવા દેવળોમાં લઇ જઇને તેને શીખવે છે કે પગે લાગ. આ આપણાં માબાપ છે, એ પરમેશ્વર છે. કહે કે 'મારૂં સારૂં કરજો, મારાં મા ને બાપ !' આ રીતે છોકરાંને શીખવે છે, પણ ખરાં માબાપ પોતામાં ઈશ્વરબુદ્ધિ ઉત્પન્ન થાય એવી નીતિને શીખવતાં નથી. તેથી એવો પરિણામ નજરે પડે છે કે ઘરમાં માબાપને મારે દુઃખ દે, જૂદા રહીને તેમને ખાવા પણ ન આપે, અને મંદિરોમાં જઈને ઘણા રૂપૈયા ખરચ કરે. બીજો લોકને દેખાડવા ધર્મ કરે, અને તેમાં પોતાનું કલ્યાણ માને, પણ મૂળથી ટેવ નહિ હોવાને લીધે, તેમ જ માબાપ છે એ જ આ જગત્માં આપણું ખરૂં દૈવત છે, એમ પહેલાંથી દૃઢ નહિ થએલું હોવાને લીધે ખરાં સેવ્ય માબાપ છે, તોપણ તેમને દુઃખ દઇને બીજા ઉપાયોથી આપણું કલ્યાણ માને છે. તેથી હે દીકરી ! સારી સમજણનાં માબાપે તો સૌથી પહેલાં પોતાની પૂજા કરાવી છોકરાંને કેળવવાં. પછી પોતપોતાના પાળેલા ધર્મપ્રમાણે છોકરાંને મંદિર અથવાં દેવળોમાં લઇ જવાં હોય તો લઇ જવાં. તેમાં કાંઈ વધારે વિરોધ નથી. પણ માબાપને દુઃખ દઇને તથા માબાપની સેવા છોડી દઇને લોકમાં ધર્માત્મા કહેવડાવવા જે માત્ર પરમેશ્વરની સેવા કરે છે, તેની ઉપર પરમેશ્વર પણ પ્રીતિ કરતા નથી. માટે છોકરાનું હિત વિચારનાર માબાપે તો છોકરાંને માબાપમાં જ ઇશ્વરબુદ્ધિવડે સેવા કરતાં શીખવવું; એ વિના પરમેશ્વરને પ્રસન્ન કરવાનો બાજો ઉત્તમ માર્ગ નથી.

જ્યારે છોકરાંની વાણી બરાબર ખુલે, ત્યારે તેમને ભણવા માટે શાળામાં મૂકવાં. ત્યાં આળસુ, ક્રોધી, વિદ્યા પૂરી નહિ જાણનારો, નિર્દય, લોભીઓ, કામી, વ્યવહારનીતિમાં અકુશળ, પ્રથમ શીખનાર

બાળકોને શીખવવામાં ઉપયોગી યુક્તિઓને ન જાણનાર, તથા બાળકની પ્રીતિ ન મેળવી શકે એવો, તથા મનનો મેલો, પાપાચરણમાં પ્રીતિવાળો, આ વગેરે દુષ્ટ લક્ષણોવાળો ગુરુ હોય, તેનો ત્યાગ કરીને ઉદ્યોગી એટલે એક વાર શીખવ્યા છતાં ન આવડે અને ફરી પૂછે તો તેને વારંવાર પ્રીતિથી શીખવવામાં ખેદને ન માનનાર, શાંત સ્વભાવવાળો એટલે અપરાધની ક્ષમા આપવામાં કુશળ, સારા ગુરુ પાસેથી વિદ્યાને વિધિવત્ શીખેલો, દયાવાળો એટલે છોકરાંની શક્તિનો વિચાર કરીને ભણવારૂપ ભાર મુકનારો, સંતોષી એટલે પૈસાદાર તથા ગરીબના છોકરામાં ભેદભાવને ન રાખનાર, સ્વાર્થબુદ્ધિરહિત એટલે છોકરાંપાસે જૂદાજૂદા સારામાઠા પદાર્થો માગવાની ઇચ્છા વગરનો તથા તેમને ભણવામાં વિઘ્નરૂપ પોતાના ખાનગી કામમાં રોકી રાખવાની ઇચ્છાવગરનો તથા વ્યવહારનીતિને જાણનારો એટલે માબાપે છોકરાંસાથે તથા છોકરાંએ માબાપસાથે, ગુરુએ બાળકસાથે અને બાળકે ગુરુસાથે, તેમ જ બીજા પરસ્પરના વ્યવહારના સંબંધવાળાએ એક બીજાસાથે કેમ ચાલવું એ વાર્તાને જાણનારો, વિદ્યાગુરુના કામમાં કુશળ એટલે નાનાં, મોટાં, તથા ઉત્તમ, મધ્યમ, મંદબુદ્ધિવાળાં, તથા આરંભ કરનાર અને વિશેષ ભણેલાં, તથા ગરીબ અને ઉચ્છૃંખલ[1], સદ્ગુણી અને દુર્ગુણી વગેરે છોકરાંઓનાં શરીર તથા અંતઃકરણની પરીક્ષા કરીને તેમને જૂદી જૂદી યુક્તિથી ભણવામાં જોમિયો, તથા સર્વજનપ્રિય સ્વભાવનો એટલે સઘળાં બાળકોના મનમાં મારા ઉપર ગુરુની ઘણી કૃપા છે એવો ભાવ પેદા કરનાર, તથા બીજે દિવસે છોકરાંને નિશાળે જવાની પ્રીતિ કાયમ રહે એવી બાળકસાથે પ્રેમબુદ્ધિથી સખાભાવને[2] જોડનારો, તથા મોકળા મનનો એટલે જો આ થોડા વખતમાં હું છોકરાંને ભણાવી દઇશ તો પછી મારી આવક જતી રહેશે એવું ધારી શક્તિમાન્ બાળકનો મિથ્યા ઘણો કાળ ન બગાડનારો તથા આ વિદ્યા જો હું પૂરેપૂરી શીખવી દઇશ તો પછી મારો ગુરુભાવ કાંઇ રહેશે નહિ એમ જાણી બાકી અંશ ન રાખીને વિદ્યા ભણાવનારો, તથા સ્વધર્માચરણી એટલે પોતાનું હિત વિચારી છોકરાંના હિતને ન બગાડનારો તથા ચોરી, વ્યભિચાર, જુઠું બોલવું વગેરે પાપારૂપ આચરણવિનાનો તથા માતા, પિતા, ગુરુ, ઈશ્વર અને સદ્ગુરુ એ ઇષ્ટોની પૂજા કરવારૂપ પોતાના ધર્મને જાણી પાળનારો, આ વગેરે અનેક સારા લક્ષણથી ભરેલા ગુરુને પોતાનાં છોકરાં વિદ્યા ભણાવવા કુળવાન્ માબાપે સોંપી આપવાં. નહિ તો ગમે તેવા પેટ-

૧ ઉછાંછળાં, તોફાની. ૨ મિત્રભાવને.

ભરા ગુરુને સોંપાવાથી બાળકો અનેક દુર્ગુણને શીખે છે, અવિદ્વાન્ રહે છે, તથા બીજા અગણિત ગેરફાયદા થાય છે. માટે જેવા જોઇએ તેવા સારા ગુરુપાસે બાળકોને વિદ્યા અપાવવી એ પણ માબાપોનું મુખ્ય કામ છે.

વળી હે નીતિમાન્ છોકરી! વિદ્યા આપ્યા પછી છોકરી, સ્ત્રીજાતિના દરેક ઘરવ્યવહારવગેરે જાણવાયોગ્ય કામોમાં કુશળ થઇ છે કે નહિ, એ વાર્તાની માતાએ તપાસ કરવી; તથા છોકરો પોતાનો વ્યવહાર ચલાવવા યોગ્ય વિદ્યાને રુડે પ્રકારે ભણ્યો છે કે નહિ તથા સદ્ગુણી થયો છે કે દુર્ગુણી, એ વગેરે વાર્તાની પિતાએ રુડે પ્રકારે તપાસ કરવી જોઇએ. ત્યાર પછી કન્યાનો આઠથી બાર વર્ષની ઉમરમાં વિશથી ત્રિશ વર્ષના પતિસાથે વિવાહ કરવો. મતલબ એ છે કે વિશ વર્ષની ઉમર થાય ત્યારે છોકરાનું લગ્ન કરવું. કારણ કે એટલી ઉમરમાં તે છોકરાનું રૂપ, ગુણ, સામર્થ્ય સર્વે ઉઘાડું જણાઇ આવે છે. અને છોકરીને બાર વર્ષસુધીમાં પરણાવવી. આ કાળમાં તો જ્ઞાતિની રૂઢિપ્રમાણે છોકરાને ફરી કન્યા મળશે કે નહિ એવા ભયથી છેક નાનપણમાં પરણાવે છે, અને ખોટા રૂઢિમાર્ગથી ઘણી વખતે એમ જોવામાં આવે છે કે કુળવાનના મોટી ઉમરના છોકરાને કન્યા મળતાં વિલંબ પણ થાય છે. આ દુષ્ટ રિવાજથી કેટલાંક વિચારવંત માબાપ પણ છોકરાને કન્યા નહિ મળશે એવા ભયથી નાનપણમાં લગ્ન કરે છે, અને પાછળથી વિપરીત થવાથી ખેદને પામેલાં દેખાય છે, અને છોકરીને પણ ફરી સારો વર કે ઘર મળશે કે નહિ એવા વિચારથી છેક બાળપણે ગુણ તથા દોષનો વિચાર કર્યાવિના પરણાવે છે, તથા વરનાં રૂપ, ગુણ, વય વગેરે લક્ષણોની પાકી તપાસ કર્યા વિના દીકરી આપે છે, તેથી પણ તે આપનાર, લેનાર, તથા છોકરી એ સઘળાં પાછળથી મોટા દુઃખનો અનુભવ કરી રાત્રિદિવસ અગ્નિની પેઠે પરિતાપને દેખે છે. આથી આ સંસારમાં ઘણા ગેરલાભ થાય છે. પણ ઉપાયને ન જાણનાર પ્રાણિઓ દુઃખનો ભોગ થયાવિના રહેતાં જ નથી.

હે દીકરી! આ સંસાર દુઃખનો દરિયો છે, એવું મોટા પુરુષો મૂળથી કહેતા આવ્યા છે, તેમ જ સંસાર એ સુખની ખાણ છે, એમ પણ ઘણા પુરુષો કહેતા આવ્યા છે. આ બે વાતમાં ખરું શું, અને ખોટું શું, એ વિષે સંસારના સુખદુઃખનો વધારે અનુભવ કરનારા ચતુર પુરુષો તથા સ્ત્રિયો પોતાની બુદ્ધિ તથા વિચારના પ્રમાણમાં સારી રીતે નિશ્ચય કરે છે. પણ ન્યાયથી તોલ કરવા જઇએ

તો મારા વિચારપ્રમાણે બંને વાતો બરાબર અને અનુભવસિદ્ધ[1] છે. ત્યાં સદ્વિચારને નહિ પામેલાં એવાં, તથા કુળવાન્ અને વિદ્વાન્ માબાપ, ગુરુ તથા સદ્‌ગુરુવડે નહિ કેળવાયલાં એવાં મંદમતિ પ્રાણિને તો આ સંસાર મૂળથી તે ટોચસુધી દુઃખના ડુંગરજેવો દેખાય છે; અને ઉત્તમ માતા પિતા, ગુરુ, તથા સદ્‌ગુરુવડે અનેક પ્રકારના ઉપાયથી કેળવાએલાં બુદ્ધિમાન્ પ્રાણીને તો આ સંસાર સુખની ખાણ છે, એમ લાગે છે. તોપણ આ સંસારને વિશેષે કરીને સુખરૂપ અથવા દુઃખરૂપ કહેવામાં તથા માનવામાં જે મોટાં કારણો છે, તે સમજવા સરખી તો હજી તારી બુદ્ધિ થઈ નથી; પણ સાધારણ રીતે તું સમજી શકે તે પ્રમાણે હમણાં કહું છું, તે તું એક ચિત્તથી સાંભળીને મનમાં લખી રાખજે, અને ખપ પડે તે વખત એ સમજણથી સુખી થજે. સઉથી પહેલાં તો આ સંસારને વિચારવાન્ પુરુષો દુઃખનો દરિયો શા માટે કહે છે તે સાંભળ. હે બુદ્ધિમાન્ સરસ્વતિ ! આ જેના ઉપર આપણે હરીએ ફરીએ છીએ તે ધરતી, તથા આ ઉપર આકાશમાં દેખાય છે એ સૂર્ય ચંદ્ર. તથા એ વિનાના બીજા મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ, કેતુ તથા એ વિના નાના, મોટા સઘળા તારા, તથા આ પૃથ્વીઉપર વસનારાં માણસ, પશુ, પક્ષી તથા બીજા જીવો, તેમ જ ઝાડવગેરે અનેક નાનામોટા પ્રાણીપદાર્થોનો જથો, એ સર્વે સદાકાળ રહેતાં નથી, અને પાણીના રેલાની પેઠે વહ્યા જ કરે છે, મતલબ કે જન્મ પામે છે, પછી કેટલોક કાળ દેખાય છે, અને પછી મરી જાય છે. આ પ્રમાણે નિરંતર વહ્યા કરનાર પ્રાણિપદાર્થના સમુદાયને[2] સંસાર કહે છે. એ સંસાર જેવો છે તેવો સદા રહેતો નથી, માટે એને દુઃખરૂપ કહ્યો છે. અને વહેતો છે માટે જ એનું નામ ડાહ્યા પુરૂષોએ સંસાર પાડયું છે. હવે વહેતા સંસારને દુઃખરૂપ કહેવામાં એ કારણ છે કે આ દેખાતી ચીજોમાં જે જે ચીજને આપણે જોઇએ છીએ, ને તે સાચી છે એમ આપણા મનમાં જાણીએ છીએ, તે તે વસ્તુ આપણને મળે તો સારૂં એવું આપણને મન થાય છે, અને તે મેળવવાને આપણે મહેનત કરીએ છીએ. તે મહેનત કરવામાં પણ આપણને ઘણું દુઃખ વેઠવું પડે છે. મહેનત કરતાં છતાં જ્યારે તે વસ્તુ આપણને મળતી નથી ત્યારે ફરી ઘણું દુઃખ થાય છે. અને જો મળે છે તો તેને સારી રીતે ભોગવવાની ઇચ્છાવાળાં આપણે મંદવાડ અથવા તો બીજાં અનેક કારણોને લીધે તેને ભોગવી શકતાં નથી, ત્યારે પણ તે મેળવેલા પદાર્થને જોઈ

૧ અનુભવથી નક્કી થએલી. ૨ જથાને.

જોઇને દુઃખ ભોગવીએ છીએ, અને પછી તે પદાર્થ અને આપણે બંને વહેતાં છીએ, તેથી જો આપણે તેને મૂકીને મરીએ છીએ, તો આપણે દુઃખ ભોગવતાં મરીએ છીએ અને જો તે વસ્તુનો નાશ થાય છે તો આપણે જીવતાં સુધી તેના વિયોગમાં તે વસ્તુને સંભારી સંભારીને દુઃખ ભોગવીએ છીએ. આથી એમ જણાયું કે આ સંસાર અવિનાશી[1] નથી માટે દુઃખરૂપ છે.

હવે સંસારને સુખની ખાણ કહેવામાં એવો વિચાર છે કે જેમાંથી જૂદા જૂદા પ્રકારે સુખનો જથો આપણને મળે તેને સુખની ખાણ કહીએ. ત્યાં આ સંસારમાં ઉત્પન્ન થએલાં સઘળાં પ્રાણીઓને, ભોગ ભોગવનાર ઈંદ્રિયોને પ્રીતિ ઉત્પન્ન થાય તેવા, આપણી ઈચ્છા[2]નુસાર ખાવા, પીવા, ઓઢવા, પહેરવા, તથા બીજા અનેક પ્રકારના સઘળા ભોગ મળી શકે છે તથા તે તે ભોગથી આપણને સુખ દેખાય છે, તથા મનાય છે; માટે અનેક [3]જાતિના ભોગોથી સુખનો અનુભવ કરાવનાર આ સંસાર છે, તેથી એને સુખની ખાણ માની છે. વળી આ સંસારમાંહેલાં સઘળાં પ્રાણીઓને મનુષ્યશરીરદ્વારા સદ્‌ગુરુની કૃપાથી તથા આપણને મળેલા સદ્વિચારની સહાયતાથી ક્ષણે ક્ષણે નાશને પામી જનારા આ વીષયોથી રહિત આપણા મૂળ સ્વરૂપનું સુખ મળી શકે છે. મતલબ એ કે જેવો બીજા વિષયભોગથી આપણને આનંદ આપનાર આ સંસાર છે તેવો તે આપણા મૂળ આનંદસ્વરૂપની [4]પ્રતીતિરૂપ જાણપણાના આનંદને આપનાર છે. માટે વિષયી તથા [5]નિર્વિષયી એ બે પ્રકારના સુખને જણાવનાર આ સંસાર, સુખનો સમુદ્ર છે એમ વિચારવાન્ સત્પુરુષો કહી ગયા છે, એ વાર્તા ખોટી નથી. પણ હે સારી બુદ્ધિવાળી શાણી છોકરી! જેમ આ લોકમાં આપણને મોટા દુઃખને તથા મોતને આપનાર સોમલ, અફીણ, વછનાગ, ઝેરકચોલાં વગેરે જૂદા જૂદા ઝેરી પદાર્થો છે, તથા સોનું, રૂપું, ચાંદી, તાંબુ, કલઇ, હીરા, મોતી વગેરે ધાતુરૂપ પદાર્થો છે, તે જો અવિવેક તથા અવિચારથી ખાઇએ તો મોતપર્યંતનાં [6]મહાભારત દુઃખને આપનાર થાય છે, અને એ જ પદાર્થો જો સારા વિવેક અને વિચારથી અને અનુભવી પુરુષોની સમજણથી ખાધામાં આવે છે તો મોત અથવા દુઃખને મટાડી ઉલટાં સુખને આપનાર થાય છે; તેમ આ સંસાર પણ સદ્‌ગુરુની સહાયતાવડે સદ્વિવેક અને સદ્વિચારથી ભોગવવામાં આવે તો સુખની ખાણ થાય છે, નહિ

---

૧ નાશને નહિ પામનાર, ૨ ઇચ્છાપ્રમાણે. ૩ તરેહના ૪ અનુભવરૂપ ૫ વિષયરહિત ૬ મોટાં.

તો એ જ સંસાર દુઃખનો દરિયો જણાય છે. માટે હે સરસ્વતિ ! સંસારને ભોગવનાર સઘળા વિવેકી પ્રાણિઓએ સદ્‌ગુરુની સહાયતા-વડે સદ્વિવેકને પામી સાચી યુક્તિથી સંસારને ભોગવવો, જેથી દુઃખ નહિ પામતાં અંતે સુખસ્વરૂપ પરમેશ્વરને જ પમાય છે.

હવે કેવા વરને સારાં માબાપે દીકરી પરણાવવી, જેથી છોકરી તથા માબાપ સુખી થાય એ વાર્તાને ટુંકામાં કહું છું તે સાંભળ. આપણા લોકમાં ઘણું કરીને બાર વર્ષથી મોટી કન્યા કરતા નથી; તો તેને વિશ વર્ષનો વર જોવો, અને ખરી અડચણ આવે તો ઘણામાં ઘણો ત્રિશ વર્ષનો જોવો, પણ એથી મોટો સારો જાણવો નહિ. બીજા લોકો કે જેમાં વિશ વર્ષના કન્યાઓ થાય છે, તેમણે પણ ત્રિશ વર્ષનો વર જ જોવો જોઇએ. કાંઈ બમણો અથવા અઢીગણો મોટો એટલે ચાળીશ કે પચાસ વર્ષના ન જોવો જોઇએ; કારણ કે તે અયોગ્ય વિવાહ ગણાય છે. ખરી આર્યાવર્ત્તના કાળમાં કમતીમાં કમતી કન્યાકરતાં પાંચ વર્ષ મોટો જોવો, અને ઘણામાં ઘણો પંદર વર્ષે મોટી વયનો વર જોવો. પણ એથી નાનોમોટો જોવો, એ અણઘટતું છે. ત્યાં એકલું વય જોવું એમ નથી, પણ રૂપ, ગુણ, કુળ તથા બળ એ સુદ્ધાં પાંચ વસ્તુ જોવી જોઇએ. આપણી છોકરીના રૂપથી લગભગ સમાન અથવા સારો રૂપવાળો જોઇએ તથા ગુણ એટલે વિદ્યા, વિનય, વિવેક, વગેરે સારા ગુણોવાળો અથવા તો આપણી છોકરીથી અધિક ગુણવાળો ન હોય તો સાધારણ રીતે સરખા ગુણનો હોવો જોઇએ; તથા કુળ એટલે તેનાં માબાપ તથા તેના મોસાળની આશરે ચાર પેઢીસુધીમાંના માણસો નઠારાં આચરણ એટલે પાપકર્મને કરનાર ન હોવાં જોઇએ. કારણ કે માબાપના ગુણ છોકરાંમાં થોડા ઘણા પણ હોય છે. તેથી તેના માબાપની ત્રણ ચાર પેઢીસુધીમાં અધર્મી પ્રાણી થયાં હોય, તો તેને નીચ કુળનો જાણી બનતાં સુધી તેને દીકરી આપવી નહિ; તથા બળ એટલે શરીર સારું, નીરોગ[1] જોઇએ, તથા પોતાનો વ્યવહાર ચલાવી શકે એટલું ધન મેળવવાને શક્તિમાન્ એવા બુદ્ધિબળનો પણ જોઇએ, તેમ જ માબાપ વગેરે આજુબાજુનાં સારી ચાલનાં, અને સુખી અવસ્થાનાં જોઇએ. આ સઘળું બળમાં ગણાય છે. એ સર્વ ન મળે તોપણ શરીર સારું તથા નીરોગ હોવું જોઇએ, અને વ્યવહારપુરતા પૈસા મેળવવાની શક્તિવાળો તે હોવો જોઇએ. આ વિના તે પુરુષનાં તથા કન્યાનાં સામુદ્રિક લક્ષણ એટલે શરીરના વિભાગોસહિત [2]આકૃતિ તથા તેમાં

---

૧ રોગવિનાનું. ૨ આકાર.

જન્મથી જ પડેલાં સારાંમાઠાં ચિહ્ન જોવામાં આવે છે; તેમ જ તેની જન્મકુંડળીમાં પડેલા ગ્રહોથી તેના ભૂતભવિષ્યનાં લક્ષણો તેનામાં સિદ્ધ કરી શકાય છે; તેવડે પણ માબાપે પોતાથી બનતી ચોકસી કરવી. આ સામુદ્રિક તથા જ્યોતિષને કેટલાંક માણસો ખોટા વહેમજેવાં ગણે છે. પણ બુદ્ધિમાન્ પુરુષોના મનથી તે ખોટા છે એમ નથી. તોપણ એ વાર્તા ઘણી ઝીણી સમજણની છે. માટે હાલમાં તને કહેવાની જરુર નથી. પણ કહેવાની મતલબ એટલી જ કે માબાપે છોકરીને પરણાવવા પહેલાં અનેક વાર્તાનો વિચાર કરવો, અને પછી યોગ્ય જણાય એટલે તેને વિધિવડે કન્યાનું દાન કરવું. આ પ્રમાણે પોતપોતાની [1]બુદ્ધિઅનુસાર તથા પોતાના વિશ્વાસવાળા ડાહ્યા માણસોના વિચારપ્રમાણે બંદોબસ્ત કરી કન્યાનું દાન દીધા પછી તે છોકરીનાં સાસુ, સસરા, અથવા પતિની નાની ઉમર હોય તો તેના બીજા ભરોંસાદાર રક્ષક[2] મોટા ભાઈ, ભોજાઇ, કાકા, કાકી વગેરે, અથવા પુખ્ત વયનો પતિ જે ક્ષણે તે છોકરીને પોતાને ઘેર તેડી જવાની ઇચ્છા દેખાડે, તે જ ક્ષણે ગમે તેવી ( માત્ર છોકરીના શરીરે અસહ્ય[3] પીડાવિનાની ) અડચણ હોય તોપણ તેને વિદાય કરવી; અને છોકરી શરીરે દુ:ખી હોય, અને તે લોક તેને ઔષધ વગેરે કરવાના નિમિત્તે[4] તેડી જાય તોપણ મોકલવી; અને જો રાખવી, તો તેમને ખરું કારણ દેખાડી તેમની પ્રસન્નતા હોય તો જ રાખવી, નહિ તો જેવી હોય તેવી તેમને સ્વાધીન કરવી, એ કન્યાના વડિલોના મુખ્ય ધર્મ છે. આ કાળે ઘણા મુર્ખ માબાપ વગેરે છોકરીનાં વડિલો એવાં અવિચારી અને જીદ્દવાળાં[5] હોય છે કે તે છોકરીના સ્વાર્થને બગાડે છે, અને પોતાની નજરમાં આવે છે તો જ તે છોકરીને તેને સાસરે મોકલે છે. પ્રસંગોપાત્ત[6] તેનાં સાસુ, સસરા, તથા પતિને નારાજ કરીને પોતાને ઘેર છોકરીને રાખે છે. તેથી તે પતિ અથવા તેનાં માબાપ હઠમાં આવીને તેને તેડતાં નથી, અને વખતે બીજી કન્યાસાથે લગ્ન કરે છે; જેથી આ પરાધીન ગરીબ છોકરીનો આખો જન્મ દુ:ખમાં જાય છે. જ્યાં સુધી છોકરું બાળક હોય અથવા પુખ્ત સમજણવિનાનું હોય, ત્યાં સુધી તો તેના વડિલોએ તેનું હિત[7] શેમાં છે તેનો વિચાર કરીને તે જ પ્રમાણે કરવું જોઇએ. કોઇ વેળા વગર સમજણથી છોકરી હઠ કરે કે "મારે તો હમણાં સાસરે જવું નથી.' તો માબાપ વગેરે તેની

૧ અક્કલ પ્રમાણે. ૨ રક્ષણ કરનાર. ૩ ખમી ન શકાય એવી. ૪ કારણથી. ૫ ખોટી હઠવાળાં. ૬ ઘણી વખતે. ૭ કલ્યાણ.

મરજી રાખવાને તેને મોકલતાં નથી. પણ તે વખતે માબાપે એવો વિચાર કરવો જોઇએ કે આ છોકરીનું ખરું સુખ સાસરામાં જ છે, અને જો એના ન જવાથી એનાં સાસરીયાં દુભાશે, તો પાછળથી એને જ વધારે દુઃખ સહન કરવું પડશે; માટે જેમ બાળક છોકરાને બળાત્કારે નિશાળે મોકલીએ છીએ તેમ છોકરીને પણ જબરાઈથી તેને સાસરે મોકલવી એ માબાપ તથા બીજા વડિલોનો મુખ્ય ધર્મ છે. પોતાના ધર્મને તથા સંસારના સ્વરૂપને ન જાણનાર મૂર્ખ માબાપ પોતાની પરણાવેલી છોકરી ઉપર ખોટો પોતાનો હક રાખે છે. કારણ કે તે કન્યાને સુપાત્રને જોઈ દાનમાં આપી દીધી છે. હવે જેમ દાનમાં આપેલાં ગાય, ધન, વગેરે પ્રાણિપદાર્થ ઉપર તે દાતાની કશી સત્તા રહેતી નથી, તેમ છતાં જો તે દાનમાં આપેલા પદાર્થ ઉપર સત્તા કરીને હક બજાવવા જાય છે તો તે દાનનો આપનાર મોટો પાપી ગણાય છે, તેમ આ છોકરીને દાનમાં આપ્યા પછી હક કરનાર માબાપ પણ પાપી જ ગણાય છે. માટે હે સરસ્વતિ ! છોકરીનાં વડિલોએ ઠેક લગ્ન કર્યાં પહેલાં તેનાં સાસરિયાંની યોગ્યતા જોવી જોઇએ; અને જ્યારે આપણી છોકરાને કોઇ પણ પ્રકારે દુઃખ થવાનો સંભવ નથી એવું અનુમાન નક્કી થાય, ત્યારે પછી પુત્રીને દાનમાં આપવી, અને દાનમાં આપ્યા પછી આપણો હક રાખીને તેનાં સાસરિયાં સાથે વારંવાર જુજ કારણસર લઢી વઢી વેર બાંધી આપણી છોકરીને દુઃખ ઉભું થાય એવી ખોટી નીતિ વાપરવી, એ કુળવાન્ માબાપનું કામ નથી. માટે છોકરીનાં સાસરિયાં નારાજ ન થાય એવી રીતે વર્તી છોકરીને સાસરે મોકલવામાં કદી પણ આડા આવવું નહિ.

મનોહર કહે છેઃ આ પ્રમાણે બોધ આપીને લક્ષ્મીમાતા કહે છે, હે દીકરીઓ ! હવે અહિં સુધી સ્મરણમાં રાખજો. વળી આવતી કાલે વધારે કહીશ. એમ કહી પોતાને કામે લાગે છે. બોલો શ્રી સદ્‌ગુરુદેવકી જય. ( સઉ જય બોલે છે. )

વિઠ્ઠલજી—ધન્ય છે. આજની કથા સર્વોત્તમ થઇ છે. આવી રીતે છોકરીઓ તથા માબાપ કેળવાય તો પછી દુઃખ શેનું ? પણ સાળાં અજ્ઞાન લોક પોતે સુધરે નહિ. તો બીજાને ક્યાંથી સુધારે ? ભલા પરમેશ્વરની ઇચ્છા છે તો, ભટજી મહારાજ ! આપની દયાથી અમલોકોનું મોટું કલ્યાણ થયું છે, અને હવે પછી પણ થનાર છે. ઈશ્વર આપને [1]દીર્ઘ આયુષ આપે એ જ અમારી ઇચ્છા છે.

૧ લાંબું.

દાસ—ઓ વિથ્થલજી ! જો ખડું પુછાવો ટો હું ટો કઠા સાંભલીને ડંગ ઠઇ જાઉં છું હો. જુથું નહિ. એકેકી વાટ કહે છે. પન કેવી, કે જાને કાલજામાં બાન માર્યું. ટે વાટ પણ કેવી ! ભલા ભલા ઇનંટરઠીએ ના ન કહેવાય ! કેમ અલા ડવારકા ! આપજનમમાં સાંભલી'ટી કઠા આવી ? બોલ સાચેસાચું. સેઠ ! ટમારું સટકરમ આજથાં ઉડે ઠયું છે એમ માનજો હો.

દ્વારકા—હા જી. આપને જે છે તે બરાબર કહો છો; ને જે છે તે આવી કઠા તો જે છે તે મેં મારી ઉમરમાં જે છે તે સાં-ભલી નઠી, જે છે તે. આજ કાન ઉધરયા છે તો જે છે તે આપની ડયાથી જે છે તે સમજાય છે કે જે છે તે આપને તો હજી જે છે તે માનસમાં પન જે છે તે નથી. કેમ જે છે તે હુરજીવન ! જે છે તે ખોટી વાત છે ?

હુરજીવન—જુવો શેઠ ! હું તમને કહું ધંધો ભલો, ને તમને કહું આચને ભલા તમને કહું. રાત દહાડાનું તમને કહું ભાન નથી રોજ તમને કહું ગહાવૈતરૂં કરવું ને તમને કહું પાપનો પોટલો તમને કહું બાંધીને ઘેર તમને કહુ આવીને ખાઇને તમને કહું કરમકથા કરીને તમને કહું સુવાનું. પછી આવી કથા તે તમને કહું કાંથી સાંભલવામાં તમને કહું આવે. એ તો સેઠ, તમને કહું, આજ તમે બોલાવો નહિ ને તમને કહું, હમારે કાને આ તમને કહુ સબદ પડે નહિ તમને કહું. કેમ બીજભુખનદાસ ! ખરૂં કે ખોટું તમને કહું.

બીજભુખણ—ના તે ખરૂં છે, તહીંયાડી. એમાં ખોટી વાત તહીંયાડી નથી. અરે હું તહીયાડી આવડો મોટો તહીંયાડી થયો છું પણ તહીંયાડી કોઇ દહાડો મેં તહીંયાડી આવી કથા તો તહીંયાડી સાંભલીજ જ નથી; ને તહીંયાડી પુરાનીયો કથા તહીંયાડી આપને ઘેર ચોમાસામાં તહીંયાડી સાવનમાસમાં તહીંયાડી વાંચે છે, પન તેમાં તહીંયાડી એવી કથા તો તહીંયાડી સાંભલવામાં તહીંયાડી આવે છે કે તહીંયાડી કાલીનાગને તહીંયાડી નાથ્યો, ને વલી તહીંયાડી માસી પુટનાને તહીંયાડી મારી, ને રાસલીલા તહીંયાડી ગોપિકાને તહીંયાડી રમાડી, ને ગોવડધન તહીંયાડી પર્વટ તહીંયાડી ગીરિરાજને તહીંયાડી એક આંગલીયે તહીંયાડી સાત દહાડા સુઢી તહીંયાડી ટોલી રાખ્યો. એવી ને એવી તહીયાડી વાંચે છે. પન આવી તહીયાડી માતાપિતાના ધરમને તહીંયાડી છોડરને તહીંયાડી મેહેતાજીના ધરમને તહીંયાડી સપધી સમજની તહીંયાડી વાત ટો આપને તહીંયાડી આટલી ઉમરમાં

તહીંયાડી સાંભલી નથી તહીંયાડી. કેમ સેઠ ! તહીંયાડી બોલ્યા નહિ ?

દાસ—ના. ના, બીજભુખન ! એ ટો ટમે સટ કહો છો, આ કથા કંઇ ઘેર ઘેર મલવાની નઠી.

દ્વારકા૦—કેમ શેઠ ! જે છે તે આ કથા હવે જે છે તે રોજ વાંચવાની છે કે જે છે તે આજનો જ દહાડો ?

દાસ—આજનો દહારો સું ? એ ટો બારે માસ કઠા ચાલવાની. આ લખમી ડેસીની, અને જુલુખું આ ઠરમકુતુંઅની વાત પુઠી થઇ કે પછી પાછી એક એવી જ અડભુટ કઠા ભતજીમ્હારાજને વિનંટિ કડીને કહેવડાવીસું.

હરજીવન—બાલમુકુંદ ! તમને કહું આ કથા તો તમને રદિાને જરૂર તમને કહું સંભલાવવા જેવી તમને કહું છે. કેમકે તમને કહું આ અમારા ઘરમાં તમને કહું ને અડોશી પડોશીમાં તમને કહું એવા કુરગુન તમને કહું ભરેલા છે કે તમને કહું આવા સપાતા તમને કહું પડયા પાકી તમને કહું સુધારો તમને કહું થવાનો નથી.

દાસ—અડે ટમે ટેને સઉને કાન પકરી પકરીને કાલડી અહિંયાં લાવોનો. પછી જોઇએ કેમ સુઢારો ઠટો નડી. આ અમે સઉ પકૂર-સરખા તો પલ્લી ગયા છીએ, ટો બીજાની સી મગડુર કે ના સુઢરે ?

વિઠ્ઠલજી—કેમ ભટજી મહારાજ ! હવે થી આજ્ઞા છે ?

ચંચળા—[ઘરમાંથી] ભટજી મહારાજ કાલની પેઠે આજે પણ એક બે ભજનની દયા કરો. આ રડી આાડી વાતો સાંભળીને ઘેર જઇએ, એટલે બન્યાં એનાં એ શમણાં ને વિચાર આવે.

દાસ—[ જરા હસીને ) એ ટો મ્હાડાજ ! આપના ઘરનો જ નાય છે કે ડાનઉપર ડખના. માટે હવેઠી ટો ડિનપરતે એક બે ગીત છેલ્લાં આપના મુખઠી સાંભલીને કચેડી બડખાસ. કેમ, વિઠ્ઠલજી ! બોલટા નઠી ?

વિઠ્ઠલજી—વિવાહથી રુડું બીજું શું ? અમૃતનો અભાવ કો-ઇને થાય છે ! હવે તો ભટજી ! કૃપા થવીજ જોઇશે.

દાસ—બોલો સુઉ સડગુરુડેવકી જે. બોલો બાલગોપાલકી છે. ( સઉ બોલે છે ) સાંભલો હવ ઠાંન દઇને.

મનોહર—( જરા વિચારીને ) તમારી સઉની ઇચ્છા છે તો લો બોલો શ્રી સદ્ગુરુદેવકી જય. હું બોલાવું, તમે બોલજો.

પદ. ગરબી.

નિત્ય ઉઠી હરિના ગુણ ગાવા, કે સઘળાં દુખડાં દૂર થાવા, કે નિત્ય૦ ટેક૦
મૂરખ મન કરે [1]કાવાદાવા, પાપે પચી લે જગના લા'વા,
મુઆ પછી જમપુરમાં જાવા; કે નિત્ય ઉઠી૦
કરો કોઇ કરમ નહિ આવાં, અધર્મે સુખને નહિ ચ્હાવાં,
વચન સઉને મીઠાં પાવાં; કે નિત્ય ઉઠી૦
કે પરધન ઇચ્છો નવ ખાવા, જવું નહિ સજ્જનને [2]ઠગાવા,
ખરો પંથ પ્રભુપદનો [3]સ્હાવા; કે નિત્ય ઉઠી૦
[4]રટો જગદીશ દુર્ગુણ [5]ઢાવા. મચો સઉ હરિસંમુખ ધાવા,
મનહર નિર્મળ જળ ન્હાવા; કે નિત્ય ઉઠી૦

પદ. ગરબી.

સખી દુર્ગુણ સઉ ત્યજી દઇએ, શરણ પતિ સદ્‌ગુરુને રહીએ, સખી૦ટેક.
કદીએ ક્રોધ નહિ કરીએ, ક્ષમા બહુ અંતરમાં ધરીએ,
ધીરે રુડાં વચનો ઉચ્ચરીએ; કે સખી૦
કઠણ વેણ પતિને નવ કહીએ, પતિ કહે તે મારગ વહીએ,
પતિને પરમેશ્વર લહીએ; કે સખિ૦
ઇચ્છા ભૂંડી નવ કરીએ કદીએ, નિર્લજ્જ થઇ નવ ન્હાવું નદીએ,
આળો ત્યજી 'હરિ ગુરુ' મુખ વદીએ; કે સખિ૦
રાજી નવ થાવું કદી કજીએ, કે શણગાર સદ્‌ગુણના સજીએ,
કે હઠ ઘરઘરેણાંની ત્યજીએ:[6] કે સખિ૦
પિયરમાં ઝાઝું નવ જઇએ, બીજાનાં ઓઢાં નવ લઇએ,
કે મનહર પતિને પ્રિય થઇએ; કે સખિ૦

બોલો સદ્‌ગુરુદેવકી જય. ( સઉ બોલે છે. )

ક્રીજભુખણ૦—મહારાજજી! તહીંયાડી બીજા બધા દેવ તહીંયાડી છે, તેમાં સદ્‌ગુરુદેવ તહીંયાડી કોનું નામ છે? એટલું તહીંયાડી કીરપા કરીને તહીંયાડી કહું જોઇએ.

મનોહર—જુઓ, સત્ એટલે અખંડ, અવિનાશ, મતલબ કે જે કોઈ કાળે પણ નાશ કે વિકારને નહિ પામે તે સત; અને ગુરુ એટલે મોટો. હવે સમજાયું ભાઇ! સદ્‌ગુરુદેવ એટલે જેનો કોઇ દહાડો નાશ થતો નથી તથા જે વિકારી થતો નથી, એવો સઉથી મોટો દેવ તે. જુઓ ભાઇ! આપણા લોક કેવા છે સમજણ-

૧ પ્રપંચ. ૨ ઠગવા. ૩ ઝાલવા. ૪ બોલ્યા કરો. ૫ હાંકવા ૬ ઘર અને ઘરેણાંને માટે હઠ તજીએ. આપણામાં કહેવત છે કે "વરવની હજો પણ ઘરવની ના હજો.'

વિનાના કે, જો રામનો ભક્ત હોય તેને કૃષ્ણનું નામ દઇએ તો કડવું લાગે, ને કૃષ્ણનો જે વૈષ્ણવ હોય તેને મહાદેવજી કે શિવનું નામ દઇએ તો ગમે નહિ. અને વળી બીજા લોકોને જેવા કે પારસી, મુસલમાન, તેમને એ બધાએ ઠીક લાગે નહિ! માટે આ સહુના મનમાં વિરોધ નહિ આવે, એવું પરમેશ્વરનું નામ સદ્ગુરુદેવ છે, તે દઇએ છીએ. ને છેક શબ્દને પણ સમજે નહિ એવાં બાળક જેવાં અજ્ઞાન માણસ હોય ને આવા ચોખ્ખા શબ્દમાં વિરોધ લે તો તેની ખુશી. બાકી સઘળા ધર્મવાળા સહુથી મોટા દેવને ભજે છે. અને આ નામ પણ સહુથી મોટા દેવનું જ છે. કેમ, હવે કાંઇ સંશય રહ્યો છે?

શ્રીજભુખણદાસ—ના, તહીંયાડી સાધન થયું તહીંયાડી. આપની પાસે તહીંયાડી ચોધારૂં ખડગ છે તે ગમે તેમના તહીંયાડી આવો. જે આવે તે તહીંયાડી મેદાન.

દાસ—ધન છે ભનજીબાવા! આપના સભાવને, કે આમ ડાને ડાનો કરીને સમજન પારીને તેના મનનું સમાઢાન!! બલિહાડી છે મહાડાજ! કેમ ડવાડકા! જાયો તમાસો? એમ વાટ છે. હવે ટમને ભાવ ઠાય ટો કાલડી આવજો, બાવા. આ થેકાને કંઇ પૈસો એસવાનો નઠી. આટો ખુશીના સોડા છે. લો બોલો સડગુડુદેવકી જે. [ સહુ પોતપોતાને ઘેર મનોહરને પગે લાગીને જાય છે. ]

વિજયા—( સહુના ગયા પછી બહાર આવીને ) ત્યારે હવે શી આજ્ઞા છે? સુવાની પથારી તથા પાણીનાં પાત્ર વગેરે કામથી હું તો પરવારેલી છું.

મનોહર—બેશ, થોડી વાર જરા વિરામ થઇને પછી નિવૃત્તિથી સુઇએ છીએ.

વિજયા—આ આજે ત્રણ જણ નવા આવ્યા'તા, તે તો કંઈ તરેહવાર બોલતા'તા. એમના બોલવામાં મને તો બરાબર સમજણ ન પડી. એનાં ઘરનાંને શી રીતે થતું હશે!

મનોહર—તું તો ભલી માણસ છે. ઝેરના કીડા ઝેરમાં જીવે છે કેની? તેમ એમને તથા એમનાં ઘરનાંને એવો સહવાસથી અભ્યાસ પડયો, એટલે તેને તે વાતનો કંટાળો થાય નહિ. એક બીજાની ટેવ જાણી ગયેલાં. અરે એ વિનાએ બીજા તરેહવાર શબ્દો ઘડી ઘડી બોલવાની ટેવ ઘણાં માણસોને હોય છે.

વિજયા—આપ કહો છો ખરા, પણ એ તે ટેવ કેવી? ઘેલા

એક તો 'જે છે તે,' 'જે છે તે,' 'જે છે તે.' શું કરમ જે છે તે! આખો દહાડો તે શું 'જે છે તે' વળી પેલો બીજો તો 'તમને કહું' 'તમને કહું,' ચાર છ અક્ષરે 'તમને કહું!' શું ધુળ તમને કહું! બોલતાં લજવાય પણ નહિ. અને છેક ત્રીજો તો વળી 'તહીંયાડી,' 'તહીંયાડી' 'તહીંયાડી' તે એના તહીંયાડીનો પાર જ નહિ. આવું તે સાળું બોલવું કેવું! મને તો એવા માણસની વાત સાંભળવી હોય તો કંટાળીને તરત માથું દુઃખવા આવે. તમે તો વળી એમનાથી વાતો કરવા માંડી! એ તે આવી વાતોમાં શું સમજે? કેમ વારુ નહિ?

મનોહર—(જરા મોં મલકાવી) અરે તને શી ખબર છે? હું તો બહાર ફરું એટલે એવાં હજારો માણસ તરેહવાર બોલનારાં મળે છે, તે અમારે એમ કંટાળો આણતાં કેમ બોલે? કોઈ તો કે'ચ કે, કે'ચ કે, કે'ચ કે વારંવાર બોલે છે. કોઈ તો વારંવાર 'છે તે.' 'છે તે' કહે છે, અને કોઇ તો 'તમને જોઇએ તો, તમને જોઇએ તો' એવું જ ઘડી ઘડી બોલે છે. કોઇ તો 'જાણ્યું કેની,' 'જાણ્યું કેની,' વળી કોઇ તો 'માંલ છે તે, માંલ છે તે' તથા કોઇ તો બે શબ્દ બોલે કે, 'હેં હેં હેં,' તથા કોઇ તો બબ્બે શબ્દે 'હાં હાં.' એવું જ બોલે છે. કોઇ તો વારંવાર 'સમજ્યા કેની, સમજ્યા કેની,' બોલે છે. કોઇ તો 'આ એમ કે, આ એમ કે,' બોલે છે; અને એવી જ રીતે મુસલમાની બોલનારા સાહેબ તુમારે,' 'સાહેબ તુમારે,' વળી કોઇ 'મેં અરઝ કરૂં, મેં અરઝ કરૂં,' અને કોઇ તો 'સમજે કયા, સમજે કયા' એવા, અને એ વિના પણ તરેહવાર બોલે છે. વળી અંગ્રેજી બોલનારા ઘડીએ ઘડીએ 'યુ નો, યુ નો'[1] (you know)ને કોઇ તો 'યુ સી, યુ સી,'[2] (you see) એવા જૂદી જૂદી ભાષામાં જૂદા જૂદા શબ્દો બોલ બોલ કરે છે. તેથી ખરાં માણસોને વખતે કંટાળો આવે છે. પણ તે બોલનારની વાણીમાં આ દોષ રહી ગયો છે, એવું જાણીને આંખઆડા કાન કરે છે. એટલું તો ખરું જ કે જેને બોલતાં તરત જ સારાં વાક્યો રચાઇ આવતાં નહિ હોય, તેવાને આવી ખોટી આદતો પડી જાય છે. પણ ચાલાક માણસ જો પોતાની ખોડને જાણી લે છે તો પછી થોડા વખતમાં સુધરી જાય છે. બનતાસુધી દરેક બુદ્ધિમાન્ માણસે પોતાની વાણીને સુધારવી એ રુડી વાત છે, પણ તું સંભાળજે હો; જો એવી કાંઈ ટેવ પડશે તો તારી પણ એ જ વલે થશે.

૧ તમે જાણો છો. ૨ તમે સમજો છો.

વિજયા—(હસીને) હા, મને પકડી આપશો તો પછી સુધારીશ. પણ આપની દયાથી એવું થશે જ નહિ.

મનોહર—હશે, એ પણ પરમેશ્વરની આપેલી બક્ષિસ જાણીને એવાં કોઇ પણ માણસનું હાસ્ય કરવું નહિ હો. કેમ જે માણસ સામાની ખામી જોઇને તેનું હાસ્ય કરી પોતાના ગુણનું અભિમાન કરે છે તેને બીજા જન્મે અથવા તો તે જ જન્મમાં એવી જ કોઇ ખોડ પેદા થાય છે; જેથી તેનું અભિમાન રહેતું નથી. માટે પરમેશ્વરની ઇચ્છાથી જેને જે મળ્યું તે સારું જ છે, એમ માની કોઇની પણ હાસી કરવી નહિ ચાલો હવે ઇષ્ટસ્મરણ કરીને સુઇ જાઓ. ( બંને જણા સુઇ જાય છે. )

---

# दिवस ६.

---

વિજળી—( વહેલી ઉઠી સવારમાં પોતાને ઓટલે દાતણ કરતાં કમળાને ) અલી ઓ ! ઉઠી કે ? એ કમળા ! ઉઠી કે ? ( જવાબ ન દીધો એટલે ફરી ) ઓ ઉંઘણસી પડોસણ ! જાગે છે કે ઉંઘે છે ? અલી ! પહોર દહાડો ચઢયો તોએ ફુવડની પેઠે સુઇ રહી છે કે શું ?

કમળા—( બારીએ આંખો ચોળતી આવીને ) કોણ બુમ પાડે છે ? ( નીચે જોઇને ) અલી વિજળી ! તું બુમો પાડે છે કે ? એ એવી શી તારે ત્યાં ધાડ આવી છે, જે આવડી વહેલી ઉઠી છે ?

વિજળી—તારે ત્યાં ધાડ આવે ને ! મારે ત્યાં શું છે ? જો સવારમાં ઉઠીને બોલતાં શીખી છે તે ?

કમળા—હું મારે સુઇ રહી'તી તે બુમો પાડી પાડીને મારી ઉંઘ ખરાબ કરી ! તારી પેઠે દીવા વખત દીવા ઓલવીને અપાસરા જેવું કરીને સુવાનું અમારે નથી તો ! અરધી રાત સુધી જાગીએ છીએ, ને તું તો પાછી પાછલી રાતની ઉઠીને આરડવા માંડે છે.

વિજળી—એવાં શાં મોતી પોરવવાં છે જે અરધી રાત સુધી જાગે છે ? અલી તારે સાસૂ નથી, નણંદ નથી, ધણી તો બચારો તારો મારી મૂકેલો છે ! તું એ તારે અપાસરાજેવું કરીને સુખે સુઈ રહેને ! તને કોણે બાંધી મારી છે જે સુતી નથી ? પણ ખરે ! તું કાંઈ કાચી નથી, પાકી ઘંટજેવી છે. ટોપીઓ ભરવાનું કે જભલાં

કે કાંચળિયો ભરવાનું કે સીવવાનું કાંઈ કામ કરતી હઈશ ! બેચાર આનાનું એ કામ કરતી હઈશ ત્યારે જ ઉજાગરો વેઠીને કોડીયું દીવેલ બાળતી હઈશ. કેમ અલી ! ખરું કે ખોટું ?

કમળા—(લગાર હસતું મોઢું કરીને) ચાલ બહેન ! તું તો નવરી છે તે બાર ગામની પંચાત ઓટલે બેશી કરે છે. મારે તો ઘરમાં ઘણું કામ છે, હજુ તો પથારીઓ પણ ઉપડી કરી નથી. એ તો દાંડો ઉગ્યા પહેલાંના બહાર કામે નીકળી ગયા છે, તે હમણાં આવશે ને ખાવાનું માગશે. તારે કશી વાતની ફિકર છે !

વિજળી—આવો [1]ઉજમાળી વહુ ! નીચે તો આવો. તમારા લાયક એક વાત કહેવાની છે. (બીજી બાજુએ પાડોસીની બારીએ જોતાં પ્રાણકોરને જોઈને) આવો પાણકોર ભગતાણી તમે પણ, આઘાં રહીને બરાબર સાંભળવાનો સવાદ નાહ પડે. મરજી હોય તો બંને જણીઓ આવો. નહિ તો હું તો મારે આ ઘરમાં જઉં છું.

કમળા તથા પ્રાણકોર—[બંને નીચે આવીને] બોલ, શી વાત છે !

વિજળી—(પ્રાણકોરને હસતાં) કેમ પાણકોર ભગતાણી ! કહો તહીંયાડી તમારા તહીંયાડી વર તહીંયાડી તમને તહીંયાડી એકલાં તહીંયાડી મૂકીને તહીંયાડી રાતે તહીંયાડી કાં ગયા'તા તહીંયાડી ? સાચું બોલો તહીંયાડી.

પ્રાણકોર—(તેના મોંમાં તમાચો મારવા સરખું કરીને હસતાં) કેમ અલી ! બહુ ફાટી કે બોલતાં બોલતાં. બીજાના ચાળા પાડે છે તે તારા ડાહ્યા ડમક વર કિયા પાધરા બોલનારા છે જે ! જરા લાજતી નથી !

વિજળી—(હસીને તેનો હાથ પકડી લઈને) એ તો અમથી લગાર મજા કરું છું અલી ! તને માઠું લાગે તો કહેજે. ફરી વળી જોઈ વિચારીને બોલું. કેમ અલી ! કાલે શું હતું જે રાતે અગિયાર વાગતાં આવ્યા હતા, ને વળી પોહોરવાર સુધી પાછા તારી જોડે તહીંયાડી તહીંયાડી કરીને માથું પકવતા હતા ? સાચું કહેજે.

પ્રાણકોર—લે, અલી ! એમાં તે શી ચોરીની વાત હતી જે જૂઠું બોલવાનું ! એ તો આ મનોહર ભટ વિજયાનો વર કથા વાંચે છે, તે પેલો ચંચળનો બોબડો રોજ આવીને બૂમો પાડી જતો કે 'કઠામાં ચાલો' ત્યારે રોજ મને કેહેતા કે તમારી મરજી હોય

[1] બહુ ઉદ્યોગી.

તો ચાલો, જઇ આવીએ એક દહાડો. મેં કહ્યું હું તો કંઇ ઉજાગરા કરવા આવતી નથી, તમારે પાલવે તો એક દહાડો જાઓ ને પાલવે તો રોજ જાઓ. તે કાલે વળી પેલો આવીને બાઝયો હશે ત્યારે ગયા'તા તે ત્યાંથી આવીને વાત કરતા'તા કે કથા તો સારી સાંભળવા જોગ છે. કાલથી તમે પણ બબ્બે ઘડી આવો તો સારું. મેં કહ્યું કાલની વાત કાલે છે, હમણાં તો સૂઇ જાઓ. પછી સૂઇ ગયા. કેમ અલી ! તું સાંભળતી'તી કે શું ?

વિજળી—અલી, સાંભળતી'તી શું ! મારી બાઇ મોટા હોકારા પાડી પાડીને બોલતા'તા કે તહીંયાડી પૂજા કરવી, તહીંયાડી ફુલ, તહીંયાડી ચંદન, તહીંયાડી થાલ, તહીંયાડી; શું રડયું ઉંઘ તે આવે ! કેમે કર્યું એનું તહીંયાડી પૂરું થાય ત્યારે કેની ? અરે તું જ એવી છે ! આ મારા જેવી હોય તો હું તો સાફ કહું કે પહોંચ્યું તહીંયાડી, સૂઇ જાઓ તહીંયાડી, મને તો તહીંયાડી ઉંઘ આવે છે, નકામા લખારા શા તહીંયાડી !

પ્રાણકોર—લે હવે છાની મેર. તું બહુ ડાહી છે તે જાણું છું. તારો વર નરચો ધંધાધોરિયા જેવો બોલે છે, ત્યારે તત્ તત્ તત્ થઇ જાય છે, વખતે પપ્ પપ્ પપ્ પપ્ થઇ જાય છે, કોઇ વાર કકૂ કકૂ કકૂ કકૂ થઇ જાય છે. ઘડીલગણ મોહોકું પોહોળું ને આંખો મીચે છે, ને બોલાતું નથી, ને તણાઇ ગયા જેવું કરે છે, તે તારા તોતળા તત્ તત્ તત્ કરતાં મારા તહીંયાડી સારા છે કે રડયું બોલે તે સમજાય તો ખરું.

કમળા—લો હવે વેંહેંચી ખાઓ. અમથી શીદ બોલો છો ? વળી બોલતા બોલતાં વઢી પડશો. કેમ અલી વિજળી ! મને બોલાવીને શું કેહેતી'તી ? શી વાત છે, બોલ હવે.

વિજળી—કેમ અલી ! આ તારી પાડોશણ * ભાગીએ હમણાં તો કાંઇ ભગતાણી થઇ દેખાય છે ! એ વાતની તને ખબર નથી કે ? રોજે સાંજસવાર હરતીફરતી બે દાહાડાથી રાગડા તાણે છે, ને પેલી ચંચળી તો વળી આખી ભગતાણી થઇ બેઠી છે ! નહિ ત્યારે તો રોજ સાંજના કથામાં જાય તે વારે કેમ છે, ફલાણીબાઇ ! ઢીંકણી બાઇ ! એમ લાખો મો'લ્લો જગાવતી જતી; ને હમણાં ચાર દહાડાથી તો ડાહી ડમક થઇને મોહોડામાં ને મોહોડામાં હસે છે, ને ધીરે ધીરે બોલે છે, ને જાણે કંઇ મોટી બારેખમ બાવડી થઇને બેઠી હોય એમ લાગે છે ! કેમ અલિયો ! આપણે એક દા'ડો

* ભાગીરથી.

જઇશું ? જોઇએ તો ખરાં. એ બધાં ભેગાં થઇને શી કથની કુટે છે તે જણાય તો ખરું ? જો મરજી હોય તો આજ આપણે ચાલો બધાં તમાસો જોઇ આવીએ. કેમ મરજી છે કે નહિ !

કમળા—હા, પાણકોર આવે તો મારે કર્યાં ના છે ? હું તો તૈયાર છું, બોલાવજે મને. આપણે જઇશું. મારા ઘરવાળાએ હશે તો આવશે તું કહી જો જે.

પ્રાણકોર—હા, મારે શું ? ચાલજોને. મને તો આજે મારા વિઠુલિયાના બાપ જવાનું કહેતા'તા ને કદાપિ રાતે જોરાવરીએ વળી તેડી જાય તો જવું પડે, ત્યારે હું એકલી જાઉં તે કરતાં આપણે બધાં સાથે જઇશું. વિજળી ! તારા તોતળિયાને સાથે લેઇશ કેની !

વિજળી—હો તેમાં શું ! તારા તહીંયાડીને મારા તોતળિયા, 'અલ્લાને બનાયા જોડા, એક અંધા ને બીજા ખોડા. બંને જોડે જોડે જશે, ને આપણે બધાં પાછળથી જઇશું. કેમ ઠીક કેની ?

કમળા—હા, હા, એમ જ. ચાલો જોઇએ તો ખરાં કે શું થાય છે ? ચાલ બહેન ! મારે તો હજી ઘરનું બધું કામ એમનું એમ પડયું છે; હમણાં બપોર થશે. અલી ! એ જ કહેતી'તી કે બીજું કંઇ ? ( એમ કહી ઘરભણી જાય છે. વિજળી પણ હા એ જ. )' એમ કહી ઘરમાં જાય છે, ને પ્રાણકોર પણ ઘેર જાય છે. )

બાળમુકુંદ—( પહોર દહાડો ચઢી જતાં ઉઘરાણીથી આવે છે તે ઘરમાં પેશીને ) કેમ કેટલી વાર છે ?

ચંચળા—ચાલો, આવો. આ નહાવાનું પોતિયું મુકયું છે તે પેહેરીને હું પાણી કાઢી આપું છું. તમે નાહીને ગયા'તા કે એ-મને એમ ?

દાસ—( હેં હેં હેં એમ હસીને ) કેમ ભેનસામાં થાક નકી ? વા'નાના પહોડમાં જ ટમે મને પાની આપ્યું હું ને નાહી સેવા પૂજા પડવાડીને હું નીકલ્યો'ટો. આજ કેમ વાકુ ગનાનમાં ગડક ઠ-વાયું કે સું ?

ચંચળા—ખરી વાત, હવે મને સાંભરે છે. જુઓ રાતની કથાની વાત બધી હું મનમાં સંભારતી હતી એટલે તેના તે વિચા-રમાં ભૂલી ગઇ. માફ કરજો હોં. ત્યારે તો હવે ધોએલું પોતીયું બદલીને આવો. આ પાટલો તૈયાર મૂકયો છે, અને પાણીનો લોટો પણ ભરેલો છે.

દાસ—ઘનું સારું. ( પોતીયું બદલીને પાટલાઉપર આવી બેસે છે. ) લાવો, પીકસો હવે.

ચંચળા—[ વહેલી ઉઠીને તૈયાર કરેલાં ધૂપ તથા દીવો પાસે મૂકે છે, અને ચંદનફૂલ લાવી પછી પગ ધોવાને ] જરા અંગુઠો જમણા પગનો લાવોને, મારે પૂજા કરી લઉં.

દાસ—[ પગનો અંગુઠો ધ્રુજતાં ધ્રુજતાં આગળ કરીને ] લો હવે આજે ને આજે એ વાટની સી ઉટાવલ હટી. ઠસે ચાર ડહારા પછી. પન ટમાકું કામ ટો જે વાટ ઢારી ટે ટાબરટોબ કડવાની. હસે જેમ મડજી. ભગવાનની પીટી[1] મેલવવાનો આ રસ્ટો ટો ખડો. પન જેના ઉપર ટેની ડયા ઠાય ટેનાથી બને.

ચંચળા—ચાર દહાડા પછી કેમ ? જ્યારથી આપણે જાણ્યું જે આ રસ્તો સારો છે, ત્યારથી તેમ ચાલવું જ જોઇએ, અજાણ્યું ને આંધળું બરાબર. ના જાણીએ તેનો દોષ નહિ, કેમ ખરું કેની ? [ પૂજા કરી રહીને પછી થાળ મુકી જમાડે છે, ને જમી રહ્યા એ- ટલે ] એ હાથ ધોઇને ઉઠી ના જશો. જરા મારે કામ છે. [ એમ કહી તૈયાર કરેલી આરતી સળગાવી લાવીને ત્રણ આંટા ઉતારી મુકે છે, ને પાણી ફેરવી ઉપર હાથ ધરીને પછી આંખે લગાડે છે ને પગે લાગે છે. ]

દાસ—વલી આરટીનું કાલે કયાડે સાંભલ્યુંટું ! ટમાલી મેલે જ સોઢી કારયું કે સું ?

ચંચળા—ના, એ તો મને વિજયાલક્ષ્મીએ વાત કરી'તી એ- ટલે આજે સવારે જઇને ભટજીને હું પૂછી આવી હતી. કરવું ત્યારે બરાબર કરવું, ને નહિ તો કરવું નહિ. એનો ખુલાસો મને ભટજીએ કર્યો છે કે જે દહાડે ના બને તે દહાડે ફક્ત બે હાથ જોડીને પગે માથું મુકીને નમવું એટલે થયું. (એમ કહી પાનની બીડી આપતાં) ભાગીરથીએ ને બીજાં બધાંએ આજથી પૂજા કરવા માંડી છે.

દાસ—રૂપેસડનું આઇસ ઠજો, ને ભગવાન ટમાહિ બુદ્ધિ સુ- ઢાડજો, ને મનકામના પૂડી કડજો. [ કપડાં બદલી મનમાં રાજી થતા થતા પોતાની દુકાને જવાને તઇયાર થઈ ] આપને બજાડડી કંઇ આનવાનું છે ? હું ડુકાને જઉં છું. ટમે ભગવટસમરન કડજો, ને આનંડથી બેસજો.

ચંચળા—વહેલા પધારજો. આજે તો કશું એ લાવવાનું નથી. [ દાસ જાય છે ને ચંચળ જમવા બેસે છે. ]

---

[1] પ્રીતિ.

ગોકળ—[ બહારથી આવીને ઘરમાં જઈને ] એ સાંભળે છે કે ? હું આવ્યો છું. વખત થાય ત્યારે કહેજે.

કમળા—મારે કશી વાર નથી, આવો. [ ગોકળ જઇ જમવા બેસે છે. ]

ગોકળ—કેમ હવે તારા મનનું સમાધાન થયું કેની ? તું મને રોજ શેકતી'તી તે હવે મારા જીવમાં જીવ આવ્યો. મને સુખે ઉંઘ નહોતી આવતી, ખબર છે ? ચાલો, તું રાજી થઇ, એટલે હવે મારે નવનિધ ને અષ્ટસિધ મળી જાણવી.

કમળા—ઓહોહોહો !! એમાં તે શું મોટું જોર માર્યું જે ફુલારા હાંકવા બેઠા ! મને પરણે આઠ વરસ થયાં તેમાં આટલું આ કરાવ્યું છે. એમાં મોટી ધાડ મારી નાંખી ! આણ્યાં તેમાં શું થયું ? એ પડયાં છે.

ગોકળ—કેમ વળી આમ બોલે છે ? એક દહાડો તો પૂરો વચ્ચે ગયો નથી. તેં કહ્યું મારા પગ ઉઘાડા છે ત્યારે કલ્લાં લાવ્યા. હવે શું છે જે પાછી બડબડીને બાળે છે ? સુખેથી તારી મેળે પેહેરીને ફરની, તને કોઇ ના કહે છે ?

કમળા—ફર્યાં ફર્યાં હવે, છાના રહો. એ કલ્લાંને શું ચાટે મધ મૂકીને ! રાંડની કહેવતવાળી વાત, 'કાને નહિ કોટે નહિ, ને વાલ સોનું હોઠે.' આ હાડિયાજેવી ડોક, ને ફાફડાજેવા ઉઘાડા કાન લેઇને ફરું, ને કલ્લાં પહેરું !! તમારે શું ? લોકમાં કોઇ પૂછે તો હું લાજી મરું. કલ્લાં આણ્યાં તેમાં શો દહાડો ઉઘડયો ! હજી કાન ને કોટ ઢંકાશે ત્યારે ! તમે તો જાણે કલ્લાં લીધાં એટલે ગઢ જિત્યા !

ગોકળ—અરે, તું તે શી જાતની છે ? તું કંઇ ઘરની રીત સમજે છે કે એમ જ ! ધીરે ધીરે સઉ થશે; પણ પાછી આજથી હોળી બાળવા માંડે છે. તને સો વાર કહ્યું કે તારે ખાતી વખત કલેશ ના કરવો. પણ તું કમજાત એવી છે કે તે જ વખત સાધે છે ને વજ્જર જેવા બોલ બોલે છે. વખત બેવખત વિચારતી નથી.

કમળા—વળી બોલતાં બોલતાં બેહેકયા કે શું ? કમજાત ને અમજાત કોને કહો છો ? એક જનમ ધરીને સો રુપૈડીનાં કલ્લાં લીધાં તેમાં બીહીમણાપણું બતાવો છો ! ઉઠ્ઠ મારાં કલ્લાં ! હમણાં બહાર જઇને ફેંકી દઉં છું ! જો ! 'રેવો મારો રળી આવ્યો, ને સોના સાઠ કરી લાવ્યો !' ચાર વરસ બુમો પાડીને થાકી ત્યારે કલ્લાં આણ્યાં ! ને કોટ કાન ઉઘાડા છે તેની વાત કરી ત્યારે કમજાત ! પણ

હજી ખબર ક્યાં છે કે કમજાત કેવી થાય છે ? કમજાત થઇને દેખાડીશ ત્યારે સમજણ પડશે. ખાઓ છાનામાના, હવે મને વધારે બોલાવીને સાર નથી કાઢવાના. લેજો તમારે હાથે જોઇએ તે આમાંથી, હું તો મારે બહાર બેસું છું. મારા સલાવઉપર હું જઇશ તો હમણાં ખાવાને ઠેકાણે ખાવાનું રહેશે. [ એમ કહી ઉઠી જાય છે. ]

ગોકળ—લે હવે બેશ, હું તો કશુંએ કહેતો નથી. મારા નસીબનો વાંક છે એમાં તું શું કરે, ને કોઇએ શું કરે. ભલા જે ભગવાનને ગમ્યું તે ખરું. લે આવ, મારા બોલ્યાનું દુઃખ ના માનીશ. મને દાળભાત મુકી જા. મારો જ વાંક છે કે મેં જાણી જોઇને પહેલેથી વાત કાઢી.

કમળા—ત્યારે આપણો વાંક હોય ને બીજાઉપર ચીડિયાં કરવાં ને કમજાત થવું એ કોના ઘરની રીત ! ખબરદાર જો હવે પછી એવું કશું મને કહ્યું તો ! તમારી જાત તે કયી સારી છે જે ? ( ગોકળ છાનોમાનો ખાઇને કપડાં પહેરીને બોલ્યાવિના બહાર જાય છે. )

ચંદન—(પોતાના ધણીપાસે વાંચતાં શીખે છે, તે ચોપડી ઉઘાડીને ) આનો ઉચ્ચાર શો કરવો ?

કૃષ્ણદાસ—(તેના તરફ જોઇને) તને દસ વાર કાલે બોલાવ્યો હતો, પણ ભાન રાખતી નથી, ઢોરની પેઠે ? જો હવે યાદ રાખજે. એનો ઉચ્ચાર ' કૃષ્ણ ' ' કૃષ્ણ '. બોલ જોઉં. જો હવે ભૂલી તો તું જાણી ! [ ચંદન લજવાઇને નીચું જોઇને બોલતી નથી ત્યારે ] કેમ સીવાઇ ગયું કે ! બોલ જલદી.

ચંદન—મને કોઇએ કહ્યું કે આપનું નામ મારાથી ન દેવાય. કહે છે કે ધણીનું નામ દે તો નરકમાં જાય.

કૃષ્ણ૦—કયા સાલાએ તને ના કહી બોલ, કે કયી રાંડે તને ના કહ્યું તેનું નામ દે મારા આગળ જોઇએ. મારું નામ લેવું તેમાં નરકે સાનું જાય ? એવા ખોટા ઢોંગ મારા આગળ નહિ ચાલે. બોલ કયી રાંડે તને ના કહી ?

ચંદન—કાલે તમે મને મોટેથી બોલાવતા હતા તે તમારી માએ સાંભળ્યું. એટલે આજે સવારે મને વાતપર વાત લાવી કહ્યું કે બૈરાંની જાતે આપણા ધણીનું નામ દેવું નહિ. જો દે તો નરકે પડે.

કૃષ્ણ૦—[ એકદમ પગહાથ ટેબલઉપર પછાડીને ઉભો થતો ] કેમ નરક ને સરગ ! કોણે દીઠું છે ? બોલાવ રાંડને મારા આગળ. આ થઇ તો સું થયું ! આવા ખોટા ખોટા વહેમ સીખવીને મૂરખ બનાવવું છે કે સું ! ચાલ જા હમણાં ને હમણાં બોલાવ.

ચંદન—(ગભરાઇને રડવાસરખી થઇ જઇને) મને માફ કરો, ને બોલશો નહિ; વળી વઢવાડ થશે, ને પાછાં મારા ઉપર રીસ રાખશે. ગમે તો એમને બદલે મને સજા કરો કરવી હોય તો.

કૃષ્ણ૦—કેમ મારા આગળ રડીને પાખંડ કરે છે કે ! જા જઇને હમણાં ને હમણાં બોલાવ.

ચંદન—(નીચે જઇને ધીમેથી ) સાસુજી ! તમને ઉપર બોલાવે છે. જરા હમણાં જઈને આવો છો ?

સાંકળી—કેમ વારું, ભાઇના જીવને સુખ નથી કે બીજું કંઇ કામ છે ? લો, જઇ આવું છું. તમે આ બારણું જોજો, ( ઉપર આવતાં ) કેમ ભાઇ ! શું કહો છો ?

કૃષ્ણ૦—કેમ ડોસી ! તમે આજે એને સવારમાં સું સીખવીને વહેમ ઘાલ્યો ? ખબડદાર જો આજ પછી એવા ખોટા વહેમ ઘાલ્યા તો. તમારી પાસે રહ્યું તેને માણુસનું ઢોર બનાવવું છે કે સું !

સાંકળી—અરે ભાઇ ! મેં તો કશુંએ કહ્યું નથી. હું તો રાંડ તમારા કામમાં બોલતી જ નથી, ને મેં કહ્યું હશે તે હવે મને સાંભરતુંએ નથી. ઝાઝું આવડું તપીને બોલો છો તે એવું મેં શું શીખવ્યું ?

કૃષ્ણ૦—અરે મારા આગળ પણ તમે જૂઠું બોલો છ ? સું હું જૂઠો કે એ જુઠી છે ? બોલો સાચે સાચું. એવી ગડબડ મને નહિ ગમે, જાઓ બોલાવો એને ક્યાં ગઇ ? એ નક્કી કરવું જોઇસે.

સાંકળી—ભાઈ ! તમે પૂરી ચાર ચોપડીઓ તો અંગ્રેજી ભણ્યા નથી ને આવડી ફાં ફું તે શા ઉપર ? હજુ તમારો રળ્યો રોટલો તો મેં ખાધો નથી, ને તે ખવડાવશો ત્યારે તો કોણ જાણે શુંએ કરશો !

કૃષ્ણ—કેમ, પાછું મારા આગળ વતું ઓછું બોલવા માંડયું કે ! જાઓ હું કહું તેમ કરો. મારું મગજ ફેરવસો નહિ. ક્યાં ગઇ એ, એને હમણાં ને હમણાં બોલાવો. કે વાત કેમ બની ?

સાંકળી—( દાદરમાંથી બુમ પાડે છે ) અરે વહુ , બેટા ક્યાં ગયાં ? આવો અહિં તમને બોલાવે છે. બારણું દઇને આવો. ( તે આવે છે એટલે ) કહો વારુ મેં તમને શી વાત ખોટી શીખવાડી, જે આ મને આવડું બધું દબાસે છે ? મને તો રાંડને કશું યાદ આવતું નથી.

ચંદન—એ તો સવારે તમે મને કહ્યુંતું કે બૈરાંએ પોતાના ધણીનું નામ ના લેવું. જો લઇએ તો ધણીને માથે ભાર આવે,

ને બોલનારી નરકની અધિકારી થાય,' તે વાતનું કહે છે કે તને કોણે કહ્યું ?

સાંકળી—લ્યો એમાં મેં શું ખોટું કહ્યું ? ના માનો તો પૂછો આપણા આ ગોવનરામ પુરાણીને. હાય હાય ! મેં જાણ્યું જે શી વાત હશે ! મને તો રાંડને પેટમાં ફાળ પડી !

કૃષ્ણ૦—અરે મુઓ સાલો ગોવંદપુરાણી ! લુચ્ચો ! ચોટ્ટો ! એવો રાંડિયોને ફોસલાવી ખાનારો સાલો બોડકી ભગત ! આજ સાંજે એને બોલાવીને એની ધુલ કાઢી નાંખું છું ! જો ! સાલો ! મૂરખ આવા ખોટા ખોટા વહેમ નાંખીને સઉને ભમાવે છે !

ચંદન—[ સાસુને પ્રશ્ચારતથી નીચે જવાનું સમજાવે છે. ) સાસુજી ! હવે તમે નીચે જવું હોય તો જાઓ. એ તો એટલું જ પૂછવાનું હતું. એમનો સ્વભાવ તમને કંઇ અજાણ્યો છે ?

કૃષ્ણ૦—જુઓ, આજ પછી કોઇ પણ દહાડો એવી ઘરડાંની ઘેલી બુદ્ધિની વાતો જો સીખવી તો તમારી વાત તમે જાણ્યાં ! જો મોટાં સમજદાર તે ! આમ કરે તો નરકમાં જાય ને આમ કરે તો સરગમાં જાય ? ત્રણ કોડીની અક્કલ તો મળે નહિ ! મોટાં ઘરડાં થયાં ! ! આ સાલા મોટા મોટા પ્રોફેસરો થઇ ગયા પણ તેમનેય એ વાતની ખબર નથી કે નરક કાં છે ને સરગ કાં છે ! ને આ દોઢ બદામની ડોસી મારા આગળ ડહાપણ ચલાવે છે ! ઝાઝું કરસે તો ડોકર મારીને ફેંકી દઇસ. (ચંદનને) ખબડદાર જો આજ પછી તું એની અક્કલે ચાલી તો, સું કહું છું ?

ચંદન—( જરા મોં ફેરવીને ) હવે કયાં સુધી એ ખોટી ટેચ કરવી વારુ ? થયું, એક વાર કહ્યું બે વાર કહ્યું, અમથું લાંબું કરીને માથું દુઃખવવું ! તમારો છેક આવો સ્વભાવ હમણાંનો કેમ થઇ ગયો છે ? પહેલાં તો કંઇ આવું નહોતા કરતા. આ તમને દસ રુપિયા મળતા'તા તેના બાર થયા ત્યાર પછી તમારો મિજાજ વધ્યો છે. પણ છેક એમ કરવું સારૂં નહિ. છેક સાઠ વરસનાં ડોશીને તમે આમ તિરસ્કાર કરો એમાં બહુ સારૂં નહિ કહેવાય; પછી તમારી મરજી.

કૃષ્ણ૦—( જરા નરમ પડીને ) અરે જો, હું તો સીધી વાત કહું છ કે વગર સમજણની વાત મારા આગળ ના કરવી. જેમ હું કહું તેમ કરવું. મારા સામું કોઇ થાય કે મારો મિજાજ જતો રહે છે.

ચંદન—લ્યો, હવે બહુ સારું, બહાર નથી જવું ! સવારના ઘરમાં રહ્યા છો તે જરા ફરી આવો, એટલે ખુલ્લી હવાથી પાછું

જરા મગજ ઠેકાણે આવશે. હું પણ ઘરમાં કામે જાઉં છું. [ કૃષ્ણ-
દાસ કપડાં પહેરી બહાર જાય છે. ]

ચંદન—[ નીચે સાસુપાસે જઇને ] જુઓ સાસુજી ! એમનો
સ્વભાવ હમણાંનો ફરી ગયો છે. તમને પણ દાંતિયાં કરે છે, ને મને
પણ દાંતિયાં કરે છે, પહેલે કંઈ છેક આવો નહોતો.

સાંકળી—જો બાપા, મારે કંઈ કાઢયાં એટલાં કાઢવાં નથી
ને મારે કંઇ સત્તરપંદર નથી. જે છો તે તમે. પણ મેં રાંડે કંઈ
છેક સાઠે વરસે ગાળો કે માર ખાવા કંઇ ઉછેરીને મોટા નથી કર્યા !
જો છેક આમ છકી જશે તો હું તો મારે આ ઘરમાંથી તમને જુદાં
રાખીશ. સારું છે કે મેં હજી મારો જીવનગાળો પાંચ ઠીકરી સંઘરી
રાખ્યો છે તે ખાઇશ. પણ બધુંએ જો એ ભાઇને આપીને બેઠી
હોત તો એ મને શુંએ ના કરત ? ભલા ભગવાન્ ! તમે તમારે
સુખી રહો ને કમાઓ ને ખાઓ. મારે કંઇ એ વાતની ના નથી.
પણ આવા જોંસા લપકા તમારા મારાથી ના ખવાય. એ તો મારા
ઘડપણમાં ધુળ નાંખવા બેઠો છે. જો, પેલા પુરાણીને વગર લેવેદેવે
ગાળો દીધી, મને તુંકારા હુંકારા કર્યા ! એની જીભે કાંટા તો ઉગશે,
એવું લોકોને ઓછુંવત્તું બોલશે તો. હું કંઇ તારો વાંક નથી કાઢતી.
મારો છોકરો એવો ઉઠ્યો તેમાં તું શું કરે ! હું ઘણુંએ ના કહે-
તી'તી કે એને અંગ્રેજી ભણાવશો નહિ, પણ આ અંગ્રેજીની મોંકાણ
માંડીને છોકરાને વહેવડાવી દીધો. થડ વાંકું એટલે ડાળાંપાંદડાંનો
શો વાંક કાઢવો ! પેલા ભવના દુશમનદાવાથી પેટ પડ્યો હશે તે
વેર વાળશે. ( એમ બબડતી બબડતી ઓટલે જઇને બેસીને )
રાંડના આ પ્રમાણે દહાડા શી રીતે જશે ! પીટ્યો હાથ ઝાલીને
લાવનારોએ આવો મિજાજ કરે તો ના ખમાય, તો આ તો પેટના
મેલ છે. ભલા ભગવાન્ ! તું કરે તે ખરૂં. પેલી કહેવતવાળી વાત
કે 'પેટે પડયા સાપ પણ પાલવવા પડે !' પેટના કીડા પેટમાં કરડે
તે ખમીએ છીએ કેની ! [ નિસાસો નાંખતાં ] રામ રામ રામ રામ
રામ ! એ વહુ ક્યાં ગયાં ? પેલી મારી માળા મને ખીંટીએથી આ-
પજો. ઘડી પગ વાળીને બેસાયું નહિ, ને રામનાં નામે ના લેવાયાં,
આ દીકરાના દુઃખે. ( પડોશમાં રહેનાર ભૂધર નામનો ચાળીશ
પિસ્તાળીશ વરસનો પુરૂષ બહાર નીકળીને પોતાને ઓટલે બેસતાં. )

ભૂધર—કેમ સાંકળીકાકી ? શું છે ? કોઈ જોડે કંઇ વઢવાડ
થઇ કે શું ? આજે કંઇ તમારો આતમા પરસનતામાં જણાતો નથી,
એમ મને જણાય છે.

સાંકળી—ભાઇ! બળ્યો આ મારો આતમા. શું કરૂં ? પરસનતા તે શેની રહે! આ પેટના કાદવ આજે અંગારા થઇને પડયા છે! પેટ બળી જાય છે; શું કરીએ ને કોનો વાંક કાઢીએ ? ભાઇ! આપણા કરમનો વાંક, બીજા કોઇનો વાંક નથી. અરે એના કરતાં તો આ પારકી જણી વહુ સારી કે બીચારી મારી દોહ્યલાની દાઝ જાણે છે. ના, ના, સાચું કહેજો ભૂદરભાઇ! મારૂં ઘડપણ ના પાળે તો એ દીકરો પછી શું મારે ઘશી ચોપડવાના કામનો ? ભલે, આ વહુ છે પણ હું તો જાણું છું કે મારે પેટની દીકરી કરતાં આલે[1] છે.

ભૂધર—જુઓ સાંકળીકાકી! આજના છોકરા ઘેરઘેર એવા ઉઠયા છે. કંઇ તમારે ઘેર જ છે એમ નથી. આ મારા ચાર ભાઇઓ છે, બધાએ જુઓ તો મારાથી નાના છે, પણ કોઇ કોઇની મરજાદ રાખતું નથી. શું કરીએ, આ કળજુગનો પોરો એવો છે કે માબાપને છોકરાં ના બદે, તો ભાઇ ભાઇને શું બદે ? પહેલાંના લોક એમ જાણતા કે સંપ રાખવામાં સુખ છે કે એકકાના દુઃખમાં બીજાનો ભાગ આવે એટલે એકલાને નડે નહિ ને આજના છોકરા તો શું શીખે છે કે હું કમાઇ લાવું ને બીજાને ખવાડી દઉં ? પછી મારે પૈસો ભેગો કેમ થાય ? ને ઘડપણમાં ખાઉં શું ? એમ નથી જાણતા કે બારે ને ચારે કંઇ સરખા જવાના છે! એ તો કોઇ વરસ આપણે કમાયા, કોઇ વરસ બીજે કમાયો, તો સઉનું મજીયારું હોય તો જણાય નહિ. આજ સુધી તો કશું કમાતા નહોતા, અ હમણાં વળી સઉસઉની મેળે ડાળે વળગ્યા છે. આટલા દહાડા મારું લોહી ને પાણી એક થયું ત્યારે આ ઘર ચાલ્યું છે તેની એ લોકને કંઇ ખબર નથી. હવે સઉ મારું ને તારું કરવા લાગ્યા છે. શું વાત કહું ? કાકી! લાજી મરવા જેવું છે. ભલા ભગવાન્ ? તમને ગમે તે ખરું. હજી હું તો મારે તમાસો જોઉં છું કે શું થાય છે ? લ્યો, બેસો. હું તો જરા બહાર જઇ આવું છું, એક બે જગાએ કામ છે તે. ( જાય છે. )

માણેક—( પોતાના વર ભૂધરને બારણે જતો જોઇ તરત બહાર નીકળી ) કેમ વારુ પૂછતા નથી, ગાછતા નથી ને એમ ને એમ ચાલ્યા ? એવી શી ઉતાવળ છે જે ? એ જરા પાછા ઘરમાં આવીને જજો, કામ છે.

ભૂધર—( પાછો ફરતાં ) વળી શું કામ પડયું છે જે ? બારણે

૧ વધારે.

સાંજ પડવા આવી તોયે ખ્યાલ મૂકતાં નથી. ( ઘરમાં આવીને ) ચાલો, મારે જવાની ઉતાવળ છે, જે કહેવું હોય તે કહી નાખો.

માણેક—જુઓ બેસો તો ખરા, આ તમારા જીવણની વહુએ તો હવે છેક માથે છેડો નાખ્યો છે હોં. પાછળથી તમે મારો વાંક કાઢો, એટલા માટે હું તમને આગળથી ચેતાવી મૂકું છું. આજે એ એને પીયરથી આવશે કે હું એને જે વાત છે તે ખરી ખોટી પૂછી જોઇશ, ને જો એ જૂઠું બોલશે તો પછી મારે એને ખાના-જંગી થનાર છે. મારાથી બોલ્યાવનું રહેવાશે નહિ, ને એનાથી એ વાત સંખાવાની નથી. આ તમને કહી મૂકું છું કે તમે બહાર જાઓ તો વહેલા આવજો. પછી તમે કહેશો જે મને કહ્યું નહિ. આમાં મારો વાંક હોય તો દેખાડો.

ભૂધર—હવે તારો ને એનો વાંક પૂછે તો બેના વાંકવિના કંઇ કજીયો થાય નહિ. બે હાથવિના તાળી પડે છે ? તું વળી રજનું ગજ કરતી હઇશ, તેમ એ પણ છેક સખણી નહિ રહેતી હોય.

માણેક—તમેય વળી એનું ઉપરાણું લો છો ? મેં રાંડે શું રજનું ગજ કર્યું તે કહો. તમારી જ મતિ ફરેલી જણાય છે, ને મને લાગે છે કે તમારી કુમકે એ કુદતી હશે. પણ ખબર છે ! હવે મારા ઘરમાં એ રાંડરંડવાનું કામ નહિ. તમે જાઓને તમારે બહાર છો મને રાંડને ભુંડી કહેતા લોકો. આજે તો એ આવે એટલે સાફ કહી દઇશ કે તમે તમારું જૂદારુ માંડો, હવે આ ઘરમાં તમારું કામ નહિ. તે છતાં મારા ઘરમાં પેસશે તો કહીશ કે ટાંટીઓ કાપીશ. હવે મારે બલાઇ નથી લેવી જાઓ.

ભૂધર—અરે મૂરખી ! મારું કહ્યું માને તો થોડા દિવસ ધીરજ રાખ. જો ઉછાળી પગ ભાગીશ નહિ. એ એમની મેળે જૂદાં રહે તો ભલે, પણ આપણે એમને છોકરાંની પેઠે ઉછેરી મોટાં કર્યાં તેમને કેમ કહેવાય કે તમે જાઓ નીકળો ? તેથી આજે કશું બોલીશ નહિ. હું બધુંએ સમજું છું કે એમનો બધાનો સ્વભાવ હવે બદલાયો છે, પણ હશે, જો બોલીશ નહિ કશું હોં. હું બહાર જઇને આવું છું. ( બહાર જાય છે, માણેક મનમાં ખીજવાઇને પોતાના ઘરમાં કામે લાગે છે, ને થોડી વારમાં જીવણની વહુ મણિ પોતાને પિયરથી આવે છે, તથા જીવણથી નાના ભાઈ હરખાની વહુ ઝુમખી પણ પોતાને પિયર જઇને આવે છે; તેનાથી નાના મકનની વહુ દીવાળી અને સહુથી નાના કહાનાની વહુ મૂળી એ બે જણ તો ઓરડામાં દીવાબોડિયાં તૈયાર કરતી બેઠી જ છે, એટલામાં જરાવાર રહીને પછી )

માણેક—અલી મણિ ! તારું મેં શું બગાડ્યું છે જે તું લોકના આગળ મારાં ભુંડાં બોલતી ફરે છે ?

મણિ—હું તો કોઈના આગળ કશુંએ બોલી નથી. કોણ કહે છે કે હું બોલી. લાવો તેનું મો, ને ખરાં પારખાં કરો. મારી આ-શાના સમ, જો હું કોઇના આગળ ભલુંભુંડું બોલી હોઉં તો. બાઇ, ખોટું મારું નામ દેશો નહિ.

માણેક—હું રાંડ ચાળી વરસની બોલું તે ખોટી ને તું સાચું રડનારી ! જો મારી બાઇ ! જરા બોલતી લજવાતી નથી ! જરા નાનંમોટાનો ભારવકર તો રાખ. હું રાંડ આવડી મોટી થઇ તે જૂઠી, ને તું સાચી ! એવાં તારાં પાખંડને તારો વર માને કે તે તારો ઓશિયાળો છે ! હું કાંઇ તારી ઓશિયાળી નથી, સમજી કેની ? તું મારાં લોકને મોઢે સાચાંજૂઠાં કરનાર કોણ ! ઘર છે તે રડી હજાર વાત થાય, પણ બારણા બહાર કેહેવાય કેમ જે ? કેટલા દહાડાથી હું સાંભળું છું પણ જાણે કોણ બોલે, કોણ બોલે, ત્યાર છેક માથે ચઢી !

મણિ—( જરા ચીડાઇને ) પણ મેં કયી રાંડને મોઢે કહી તે કંઇ જણાય ? તેનું મોઢું લાવોને. એમ ખોટું આળ શું કરવા મૂકો છો ? મેં કંઇ તમારું બગાડ્યું નથી, તે છતાં ખાઇપીને મારા પાછળ શીદ મંડયાં છો જે ?

માણેક—( ગુસ્સે થઇને ) કેમ વળી મારા મોં આગળ સતી થાય છે કે ? કેમ પેલી પાંખડીને મોઢે તું મારાં ભુંડાં નથી બોલી ? તારા કહ્યા વના આપણા ઘરમાં છાની થયેલી વાત કોઈ શું જાણે ? તેં ના કહી ત્યારે શું ચોર વાત લઇ ગયા કે ? જો વળી બોલતાં નથી ત્યાં લગણ. એમ છેક માથે છેડો નાખીને ફરવું હોય તો રહે તારા ધણીને લઇને જૂદી. ‘ પાણીમાં રહેવું ને મગરસાથે રુસણું ’ એ કેમ પાલવે ? હવે નસ પકડીને ડામ દીધો ત્યારે કેવું ચીવઇ ગયું ? તું જાણે કે મારી વાત કોણ જાણે છે, પણ ખબર છે હું તો તારું પગલું પારખું એવી છું.

મણિ—પાંખડી વળી કયી ? લાવોને તેનું મોં. રાંડ જુઠું બોલે તો તેનું માથું નહિ ભાગી નાંખું. છેક આમ ડામ ને નહિ ડામ બોલો છો તે જરા સંભાળીને બોલજો. પછી મારા જેવું કોઇ ભુંડું નથી, ખોટાની તો હું કાળ છું, ખબર છે ? જાઓ લાવો તે રાંડ બોડી પાંખડીને, જોઉં તો ખરી તેનું મોં.

માણેક—ખબરદાર જો તેને ગાળ દીધી તો. મોં તપાસીને

બોલજે. તેને મોઢે વાત કરી આવે છે ને વળી કહે છે કે કીથી પાંખડી ! એ તારા બાપના મો'લ્લામાં રહે છે ને મારા પીયરના પડોસમાં પયણી છે તે ! ઓળખી હવે. ગાળ દીધી તેને તો તારી વાત તેં જાણી. મોંમાં જીવડા પડશે વગર કારણે તેને ગાળ દીધી તો.

મણિ—ઓળખી. રાંડ સોદી તો છે. લોકનાં ઘર ઘાલનારી, સાચાંજૂઠાં કરીને લડાવી મારનારી ! લાવોની એનું મોં મારા અગાડી ! જૂઠું બોલે તો દાંત બતરીસે તોડી નાંખું, ઓળખો છો મને ? એવી રાંડ કભારજાને કહે લાવીને ઘરમાં ખોટી વઢવાડ ઘાલો છો ? પૂછો આ ઝુમખીને જો હું એને ઓળેય ઉતરતી હોઉં તો. જૂઠું બોલું તો આ મારા છોકરાના સમ ને બીજું જૂઠું બોલતું હશે તો તેને ભગવાન્ પારખું દેખાડે. હું તો કહું છું.

માણેક—આહાહા ! સઉને ઓળખું છું ઝુમખી વળી જેટલી બહાર છે એટલી ભોંયમાં છે. ' થોડું બોલે ને થાભલા ફોરે; ' એ જેટલી તારી એટલી મારી નો'ય ! એ વળી કેદહાડે પાધરાં છે ! અણબોલાવ્યાં પાત્ર છે, મને કેદહાડે અજાણ્યું છે જો ? ને છેક અલી બોલતાં બેહેકી જાય છે તે કોને કહે છે જે ભગવાન્ પારખું દેખાડે ! દેખાડે ને પારખું તારા પીયરમાં ભગવાન, કે ધાડ છે તે ઓછી થાય; મારે એકનો એક છોકરો છે. ખમ્મા કરે તેને.

ઝુમખી—એમ સઉની સાથે પેલા એની પેઠે દાંતિયાં કરોછો તે જરા લાજતાંએ નથી ? તમને તો હવ વ્હારૂ આવે છે.

માણેક—( એકદમ લાંબા હાથ કરીને ) અરે વાંદરી તારી મા ! વાંદરી તારી બેહેન ! થાયને વ્હારૂ તારા ભાઇબાપને ! ! જો, મારી નાનકડી શોકય બોલતાં શીખી છે તે ! ( આ હોકારાબંધ લડાઇ થવા માંડી તે સાંભળીને સામી બારીએથી વિજળી પ્રાણકોરને કહે છે. )

વિજળી—એ તહીંયાડી ! છો કે ? અલ્યા ઓ તહીંયાડી ! જરા બારીએ ડોકું કાઢજો તહીંયાડી, એક વાત કહેવાની છે.

પ્રાણકોર—(બારીએ આવતી) શું છે ? તોતળિયા ! શી વાત કહો છો જે ? તતતતતતતત્ કહો બોલો.

વિજળી—અલી આજ ભવઇ જોવા આવવું છે ? મહીં ખેળા હારા નાચે છે. કેમ છે મરજી ?

માણેક—( વિજળીના આ બોલ સાંભળીને ) ઓ ભવૈયાની પરણેતી ! કયી તારી માબેહેનને કહે છે ?

વિજળી—કેમ રે, બોલતાં છાકી કે ? હું તો કહું છું, મારા

બાપની બૈયર જે મારા સામે રહેછે તેને! તને! છે કંઇ બોલવાનું? બોલ બાકી હોય તો! આખા ગામજોડે ફાવીશ. મને છેડી તો મોત આવ્યું જાણજે! તારૂં કોઇ નામ લે છે? અમે અમારી વાતો કરીએ છીએ ત્યાં વચ્ચે મુંડી ઘાલે છે? (આ વગેરે બોલચાલથી આખો મેહેલ્લો ભેગો થાય છે. એટલામાં ભૂધર ને જીવણ બહારથી આવે છે. તે આ તોફાન જોઇને લોકોને ધમકાવીને કાઢી મૂકે છે. વિજળી તથા પ્રાણકોર પોતાના ઘરમાં હસીને જતાં રહે છે. અને બે ભાઇ ઘરમાં જઇને પોતપોતાની સ્ત્રીને પોતપોતાની જગાએ તેડી જાય છે.)

જીવણ—(મણિને) કેમ વળી, આજે પાછું શું થયું જે ઓચ્છવ કરવા મચ્યાં'તાં? તમને સો વાર કહીએ તો એ લાજ નથી. પેલા સાળાં નીચની પેઠે બોલવું, લડવું, ને લોક ભેગાં કરવાં એ તે કંઇ સારી વાત છે?

મણિ—તમે મારો વાંક કાઢો છો પણ કંઇ ન્યા તોળશો કે એમ જ? પૂછો પેલી ત્રણ જણીઓ હતીઓ. હું પેહેલેથી એક અક્ષરે બોલી હોઉં તો! હું તો મારે ઘેરથી આવીને લૂગડું બદલીને ઉભી એટલે એ બુમો પાડવા માંડયાં. તે હજાર વાનાં મને સંભળાવ્યાં પછી હુંએ પણ બોલી. બળતું લાગે એવું બોલે ત્યારે શું કરૂં?

જીવણ—તું તો બેવકૂફ છે. તેને મોડે બોલે તેમાં આપણે શું? છાનાંમાનાં સાંભળ્યા કરીએ.

મણિ—તે હું કાંઇ એની દએલી નથી જે ગાળો ખાઉં; એની ગાળો ખાવા માબાપે મને ઉછેરી નથી તો!

જીવણ—કેમ વળી મારી સાથે પણ લડવું છે કે શું! તારો એવો કેવો ખરાબ સ્વભાવ છે!

મણિ—જાણતા નહોતા, પયણ્યા શું કરવા! બીજી સારા સભાવની લાવવી'તી! લાવોને હજીએ મળતી હોયતો!

જીવણ—લે હવે બેસ છાનીમાની આડું અવળું બોલતી! કાંઇ ભાન તો રાખ. બહારથી આવ્યા છીએ તે કાંઇ પાણી પાવું કે હસવું કે બોલવું કે તે વાત તો મળે નહિ, ને લડવાની વાતમાં શુરી છે!

મણિ—એવા લેહેકા કરતાં આવડે છે ત્યારે આપણે શીદ એવી વાત કાઢીએ જે? છાનામાના બેશી રહીએ. આપણી મતલબ હોય તે વાત પહેલી કરીએ. પાણી પીવું હોય તો લો, પેલો લોટો, હમણાં જ ભરી આણ્યો છે. ભાભીનું ઉપરાણું કરોછો તો દિયરજીને પાણી પીવાનું પૂછ્યું હશેને?

જીવણ—લે. હવે બીજી વાત કર, એ વાત જવા દે. આજ તો થાકીને લોથ થઇ ગયા છીએ કામ કરી કરીને.

મણિ—તેમાં મને શી ન્યાલ કરી જે ? એ તો જાણીએ જ છીએ કેની કે બહાર લોકાસાથે આખો દહાડો લમણાકૂટ કરશે, ને ઘરમાં મારાં આગળ આવ્યા એટલે હવે થાકીને લોથ થઇ ગયા છીએ ! ત્યારે થોડું કામ કરીએ ! એવા કોણે બાંધી માર્યાં'તા જે, ને એ કામ કીયું સરગે લઇ જનાર છે જે ? રાંડનો જરા વિચાર તો રાખીએ ! હશે આરે શું ? જાઓ તમારાં ભાભીએ રાંધી મૂક્યું છે તે, ગરમાગરમી જમો ને આ ડામચીએ ગોદડાં પડ્યાં છે, તે પાથરીને પડ્યા પડ્યા ઉંઘો. વળી સવાર થશે એટલે તમારા કરમનું વૈતરૂં તૈયાર છે. એ એમના એમ જનમ પૂરા કરો. ખરું કહીએ ત્યારે કડવાં ઝેરજેવાં લાગીએ. રાંડ સાચાબોલી કહીંએ ના સમાય ?

જીવણ—(મનમાં) અરેરે ! આ સાળાં કરમનાં કાઢ્યાં સઉ સરખાં મળ્યાં ત્યાં કોનો વાંક કાઢીએ ! હશે ભોગ એના, ગમે તેમ લવે તો. હું બોલીશ તો વળી બમણી થશે.

મણિ—હવે ખરી વાત આવી ત્યારે કેવી તેલમાં માખી ડૂબી ગઇ ! 'આપણા તળે આવે રેલો ત્યારે બધી વાત પડતી મેલો' તે વાળી વાત કરી, કેમ થાકી ગયા છો તે છેક બોલાતુંએ નથી કે ?

જીવણ—બોલ્યા બોલ્યા હવે. ઘડી બે ઘડી જંપવા દે. તું તો તારે દોઢ શેર લેખે ખાઇ ને ટાઢું હીમ જેવું કરીને બેઠી છે, તે હવે કરે જે લખારા આખા ગામના ! મને હમણાં બોલ્યાનું જોર નથી, ખાધા પછી મને બોલાવજે. શેર ધાન રોજ ખાનારાએ તારા જોડે પૂરો ના પડે. વઢનારીએ તેવી, બોલનારીએ તેવી, ને બધીએ વાતે પૂરી છે. જે ભાઈ ! હમણાં થોડી વાર મને પજવીશ નહિ, હું તો ખરી વાત કહું.

મણિ—ઓહોહો ! ! મોટા હુંડી સકારીને નવ ટકાનો હાળો ઘરમાં લાવ્યા તે બીજાને દબાવી મારે છે, 'આ હમણાં મને બોલાવીશ નહિ' ! ! તો અહિં નવરૂંએ કોણ છે બોલાવવા ! આમ પડી રહે પેટમાં આવવાનું હશે ! ભૂખ લાગી હોય તો માગ્યું જઇને, આપશે તમારાં ભાભી.

જીવણ—હવે લગાર રહીને જાઉં છું. તું તારે પથારી બથારી કર, મને લગાર જંપવા દે.

મણિ—( પોતાના કામમાં લાગતાં ) જંપ્યા કરોની બારને બાર ચોવીસ વરસસુધી. અહિં થી ધાડ આવવાની છે, કે વખારે તાળાં

દેવવાનાં છે બોલાવ્યા વના (જીવણુ છાનોમાનો બારીએ તકીએ બેસે છે.)

ભુધર—( મનમાં ) અરે ભગવાન્ ! આ સંગ કાશીકેદાર શી રીતે પોંચશે ! હથે તો છેક અવધિ માંડી છે. ઘડી બહાર જઇએ છીએ કે રાંડો જાદવાસ્થળી મચાવે છે. હવે જો હમણાં કશું કહેવા જાઇશ તો વળી કુતરીની પેઠે બાઝશે. સઉ વાળુ કરી લે પછી, નહિ તો સવારે આ વાતનો તોડ કાઢવો પડશે. સાળું રોજ ઉઠીને આ કેમ ખમાય ? કહેવત છે કે, અતિસમ સો વર્જતમં ૧ ! હવે આમાં કંઈ સાર નથી. ( મોટેથી ) અરે જીવણુ ! હરખા ! ચાલો સઉ ભાઇઓ ! વાળુનો વખત થયો છે. ( સઉ વાળુ કરી પોતપોતાને ઠેકાણે જાય છે. )

વિજળી—(પોતાના ધણી હરકીશનદાસને) આ ઉનું પાણી તૈયાર છે. લગાર હાથ પગ ધોઇ લેશો ? આજે જરા વહેલુ વાળુ થાય તો પછી નિરાંત. ત્યારની હું તો તમારી વાટ જોતી'તી.

હરકીસન—હા, બન્નન્ન બહુ સારું, લાવો પપપપ પાની. (વિજળી પાણી આપે છે, હરકીસન હાથપગ ધોઇ વાળુ કરી લે છે.)

વિજળી—મારે સારું પાન ના કરયું કે ? તમેય મતલબી દેખાઓ છો તો ! લાવો પાન કરી આપો.

હરકીસન—મમ મમ મમ મતલબી આજ જાન્યા કે ? સાહું આખું જગત મમ મમ મમ મતલબી દેખું છું હુ તો.

વિજળી—એ તો વળી ખરું જ તો, આ ઘોડિયામાં છોકરું રડે છે તેય ધાવ્યાની મતલબવિના રડતું નથી, ને આખું જગત્ મતલબી છે, તેમાં તમે શું કહેતા'તા ? એ તો સહુએ જાણીએ છીએ.

હરકીસન—પાન ( આપતાં ) જો ધાન પપપપપપ પહોંચે તો આજ બે ઘરી જઇ આવસું ? આજ રસ્તે આપના આ બબ્બબ્બબ્ બીજભુખન મળ્યા'તા, તે કે'તા'તા કે કડા સાંભલવા જોગ છે. તત્તત્ તારે સારું પન કહેતા'તા કે આવે ટો કસી નુકસાનની વાટ નકી.

વિજળી—તમારા પહેલાં અમે તો આજે ધારી જ મૂકયું છે, તેથી તો તમને વાળુ વહેલું કરાવ્યું, સમજ્યા કેની ? તમે ભાયડા ભાયડા જાઓ ને પાછળથી અમે બૈરાંબૈરાં આવીશું. પણ આ તમારા શોકળને બોલાવતા જજો. ના આવે તોય ખેંચી જજો હો, ભુલતા નહિ.

---

૧ " અતિ સર્વત્ર વર્જયેત્", અતિ બધી જગાએ ત્યજવું.

**બીજભુખણ**—(બારીએથી) કેમ તહીંયાડી હરકીસનદા ! વાલુ તહીંયાડી થયાં કે ? ચાલો તહીંયાડી વખત તહીંયાડી થયો છે. કેમ વિજ્લી ! તહીંયાડી તમે તહીંયાડી આવશો કે નહિ તહીંયાડી ?

**વિજળી**—હા તહીંયાડી ! અમે તો તૈયાર છીએ, પણ અ-મને વળી તહીંયાડી તેડી જાઓ છો ? ત્યાં અમારે આવવા જેવું છે કે એકલા ભાયડાને જ કામનું છે ?

**બીજ૦**—ના તહીંયાડી ભતજીનું ઘર તહીંયાડી મોટું છે, તહીં-યાડી કથા પન તહીંયાડી તમારા જોગ છે તહીંયાડી, સમજ્યાં કેની ?

**હરકીસન**—(બારીમાંથી ડોકું કાઢી ધીરેથી)આજ આપના ગો-કલને ગમે તેમ કરીને તત્તતતત્ તેડી જવો હોં. એ પન બહુ મમ્ મમ્ મૂરખ જેવો છે, એનું ઠેકાણું પપુપપૂપપ્ પડસે. (દ્વારકાદાસ તથા હરજીવન બીજભુખણને ઘેર આવે છે, ને હરકીસનને સાથે લઇ બધા ગોકળને ઘેર બુમ પાડે છે તે સાંભળીને)

ગોકળ—(બારીએ આવી) આવો સઉ ઉપર. અત્યારે કયાંથી ભૂલા પડયા ? કંઇ મતલબ છે કે શું ?

**હરજીવન**—(બધા સાથે ઉપર જઇને) ના એ તો તમને કહું આપના મનોહર ભટજીને ત્યાં તમને કહું કઠા વંચાય છે તમને કહું. તે સાંભલવાજોગ તમને કહુ છે. અમે સઉ જતા'તા તે તમને કહું બીજભુખન કહે ચાલો તમને કહું ગોકલને પન બોલાવતા જઇએ તમને કહું.

ગોકળ—હા, મને શેઠ પણ કહેતા'તા એક દહાડો. ચાલો તમારી સઉની ઇચ્છા છે તો આવું છું. (કમળાતરફ જોઇને) સાંભળે છે ? તારે આવવું હોય તો વિજળી ભાભી સાથે આવજે હોં કે ! કેમ સમજી કેની ?

**કમળા**—સારું તમે કહો છો તો આવીશ. બહુ રાત તો જતી નથી કેની ?

દ્વારકા૦—ના જે છે તે ઘનું જુલમ તો જે છે તે દસને અ-ગિઆરના અંદર જે છે તે પતી જાય છે. ( પછી સઉ મનોહરને ત્યાં જાય છે. )

દાસ—( મનોહરને મેડે બેઠા છે તે આ સઉને આવ્યા જોઇને ) આવો ડવારકા ! અહો ! આજ ટો પોટે હુડકીસનદાસ આવ્યા ને સું ? [ પાછળ ગોકળને જોઇને ] અડે વાહ ! ગોકલ ટમે પન ! ભલે, પદ્દાડો. ( સઉ બેસે છે, રોજના આવનાર સર્વ આવી રહ્યા છે

માટે કથાનો આરંભ કરવા મનોહર વિચારે છે, એટલામાં કમળા વિજળી, પ્રાણકોર, તથા દ્વારકાની વહુ નવલ તથા હરજીવનની વહુ લાડકોર આવે છે. તેમને સઉને જોઇ (વિજળીને) ઓહો વિ-જલી! ટમે પન આજ કંઇ આ ટડફ ઝલકાડો!! ભાઇ ટમે ઠની-ઠનિયાની બહુ જ પવિટ્ર માનસ છો. આપના મોહ્લામાં હું સાંભલુંછ કે ટમે પન એક જ છો. બેસો સઉ આપનાં ઠન ભાયગ છે એમ જાનજો કે આ ભતજી મ્હાડાજ સડખા મોતા પૂપુડસનું આ મો'હ્લામાં ઘડ આવ્યું છે. હું ટો કહુંછ કે આપનાં માટાપિટાને ઘેડ જવું ને અહિં આવવું બડોબડ છે. આપને સઉ ભાઇભાન્દુ છીએ. અહિં કોઇની સડમ લાવવાનું કામ નડી. વિજળી! ટમને સઉને કહું છું હો, સમજ્યા કેની? (ભટ તરફ જોઇને) માફ કડજો મ્હાડાજ એઅડ'મી. હવે સુખે કઠાનો આરંભ ઠવા ડો

વિજળી--(પોતાની સાથે આવેલાં સઉ બેરાંને આગળથી બેસવાની જગા આપીને પછી બેસતાં) મેં સાંભળ્યું કે કથા બહુ સારી થાય છે ને મારી ચંચળબહેન રોજ આવે છે ને કહે કે બાળમુકુંદદાસ પણ રોજ આવે છે ત્યારે કહ્યું ચાલો.

બાળ૦—ના ટે ઘનું સાડું ઠયું. હું ટો આજ છ ડિવસ ઠયાં માડા મનમાં ટમને સંભાડટો, ને ઘડમાં ટમાડી બહેનને પન મેં કહ્યુંટું ક કું વિજલીને ખબર ટો કહી આવ. પન જાનો છો કેની?

વિઠ્ઠલજી—બોલો સદ્ગુરુદેવકી જય. ભટજી મહારાજ! કાલ ત્યાં સુધી આવ્યું છે જે 'છોકરીનાં સાસરિયાં જે વખત તેડાવે તે વખત આપણી છોકરી સાસરે વિદાય કરવી જોઇએ. એ બાબતમાં ખોટા કે ખરા વાંધા લઇ અડાં થઇને તેનાં સાસરિયાંને નારાજ કરવાં એ કુળવાન્ માબાપનું કામ નથી.' હવે ઇચ્છાપ્રમાણે થવાદો.

મનોહર—બોલો 'શ્રીસદ્ગુરુદેવકી જય.' પાછાં બીજે દિવસે લક્ષ્મીમાતા પોતાની સઘળી છોકરીઓને બેસાડી મોટી છોક-રીને કહે છેઃ હે સરસ્વતિ! એ પ્રમાણે પોતાની છોકરીનુ ભલું ઇચ્છનાર માબાપે લગ્ન કર્યા પછી એ છોકરીની આપણા કામ માટે આશા રાખવી નહિ, એ વગેરે માબાપના છોકરીપ્રતિના ધર્મ સંક્ષે-પમાં તને કહ્યા. હવે કુળવાન્ સાસુસસરાએ પોતાના પુત્રની વહુનું શી રીતે રક્ષણ કરી પોતાનો સેવ્યધર્મ બજાવવો, એ વાર્તાને પણ ટુંકામાં કહું છું તે તું ધ્યાનમાં રાખજે. જ્યારે આપણા પુત્રની વહુ પિયરમાં હોય ત્યારે તેનાં જન્મનાં આપનાર માબાપ તેની રક્ષા કરે છે, તે જ પ્રમાણે જ્યારે આપણે ઘેર આવે ત્યારે સાસુએ તેને પોતાની પેટની

દીકરીજેવી જાણી તેનું રક્ષણ કરવું. એવું શાસ્ત્રની આજ્ઞા જણાવે છે; તથા તે પતિ જ્યાંસુધી તે વહુનું સારી રીતે રક્ષણ કરવા યોગ્ય ન થાય ત્યાં સુધી તથા જીવતાં સુધી પણ તે કુળવાન્ સાસુસસરાએ પોતાના દીકરાકરતાં પણ વહુની વધારે કાળજીથી રક્ષા કરવી એવો નિયમ જણાવે છે. આ પ્રમાણે કબુલ થયેલાં તે સાસુસસરો જો તે અનાથસરખી અબળાજાતિને પોતાના ઘરમાં લાવીને દુઃખ દે તો તેમને નરકમાં મુઆ પછી ઘણો કાળ વસવું પડે છે. માટે હે દીકરી! આપણા પુત્રની વહુને પારકી છોકરી જાણી સાસુસસરાએ કદાચિત્ પણ તેને કોઇ પણ પ્રકારનું દુ:ખ દેવું નહિ. આ લોકમાં ઘણાં નીચ સ્વભાવનાં સાસુ તથા સસરો વહુને ગાળો દે છે, એ ઘણી જ નઠારી પાપમાં પડવાની વાત છે. હવે સસરાકરતાં સાસુવહુને આખો દિવસ કામકાજમાં એકઠાં રહેવાનું હોય છે, માટે સાસુવહુના ઉત્તમ વ્યવહારને પ્રથમ કહું છું. કેટલીક પાપણી સાસુ તો વહુને એક બે વાર પોતાને ઘેર તેડે ત્યારે જરા હેત દેખાડે છે, પણ પછી હરદમ રહેનારી વહુ થઇ કે તેની સાથે વિનાકારણ વેર ઉત્પન્ન થાય એવી રીતે ચાલે છે. ત્યાં આ સંસાર એવો છે કે એમાં દરેક માણસ તથા બીજાં પ્રાણિનાં સ્વભાવ તથા પ્રકૃતિ જૂદાં હોય છે. કારણ કે આ જગત્ ત્રણ ગુણવડે રચાએલું છે, એક સત્વગુણ, બીજો રજોગુણ, અને ત્રીજો તમોગુણ. આ ત્રણે ગુણના સ્વભાવ જૂદા હોવાથી ત્રણના સેળભેળ થવાથી જૂદા જૂદા અનેક સ્વભાવ થાય છે. તેમ જ પાંચ ભૂતથી આ સઘળાં માણસોનાં શરીર રચાયાં છે, તેમાં પહેલું પૃથ્વી, જેના ઉપર આપણે વસીએ છીએ તથા અન્ન, ઝાડ, ફળ, પાલો વગેરે થાય છે તે; બીજું પાણી, જે આપણે પીએ છીએ; ત્રીજું અગ્નિ, જેના વડે ગરમી તથા અજવાળું મળી આપણે જીવીએ છીએ; ચોથું વાયુ કે જેના વડે આપણે શ્વાસ લઇએ છીએ, હરીએ ફરીએ છીએ, તથા આવરદાને ભોગવીએ છીએ; અને પાંચમું આકાશ, જે આપણને સઉને પોતાના પોલા પેટમાં રાખી રહ્યું છે, અને આપણા શરીરમાં પણ ઠેકાણે ઠેકાણે રહીને આપણને જીવાડે છે. આ પાંચ ભૂતના ભાગો મળીને સઉનાં શરીર થયાં છે. તેથી એકથી બીજામાં કોઇ ભાગ કમતી અને કોઇ જાસ્તી હોવાથી સઉનાં શરીર સરખાં હોતાં નથી. હવે શરીર અને મન સઉનાં જૂદાં જૂદાં છે એટલે જેટલી અથવા જેવા પ્રકારની સારીનરસી સમજણ એકને હોય છે, તેવી જ બીજાને હોતી નથી. તેથી સઘળાં પ્રાણિઓએ પોતાની ઇચ્છા અથવા સમજણપ્રમાણે કરેલું કામ બીજાની ઇચ્છા તથા સમજણને

ફાવતુ આવતું નથી; જેથી એકબીજાનાં કરેલાં સઘળાં કામોથી એક-
બીજાને પૂરો સંતોષ થતો નથી, અને સંતોષ ન થાય એટલે એક-
બીજાઉપર સહજ અપ્રીતિ થતી જાય છે, અને તેમ કરતાં કરતાં જો
એકાદ અંશે પણ એક બીજાની સાથે પોતપોતાના સ્વાર્થનો સંભવ
જણાય તો તો તે સ્વાર્થને લીધે પ્રીતિ થોડી થોડી રહે છે; અને
જો મુદ્દલ સ્વાર્થ નહિ હોય તો તો થોડા જ વખતમાં એકબીજાને
વૈરભાવ બંધાતો જાય છે, તે કેટલોક કાળ જતાં પૂર્ણ વૈર બંધાય
છે ત્યારે પરસ્પરના મરણને પણ ઇચ્છતાં ડરતાં નથી. આ પ્રમાણે
પાંચ ભૂત તથા ગુણોના ઓછા વધારે અંશથી શરીરનું રચાવું થાય
છે, એમાં એ જીવનાં કરેલાં કર્મો પણ કારણરૂપ છે; જેથી ખરા
ઉપાય મળ્યા વિના એ મૂળનાં બંધાયેલાં સ્વભાવ તથાં પ્રકૃતિ એક-
દમ ફરતાં નથી. તેથી હે દીકરી ! આ સંસારમાં સઘળાં પ્રાણિઓ
પોતપોતાની મતલબ વાસ્તે એકબીજા ઉપર થોડોઘણો પ્યાર રાખે છે,
અને મતલબ છુટે છે એટલે પ્રીતિ પણ ધીરે ધીરે ઓછી થાય છે.
આ ઉપરથી વિચારવાન્ પ્રાણિએ એવો ખોટો નિશ્ચય કરવાનો
નથી કે ' માણસનાં સ્વભાવ તથા પ્રકૃતિ જુદાં છે, તેથી એક બી-
જાને મેળ શી રીતે આવે અને એકબીજાને સ્નેહ શી રીતે બંધાય ?
મતલબ કે નહિ જ મેળ રહે, માટે જગતનાં દરેક પ્રાણી વિરોધને
વેઠતું જ મરે, પણ એકતા અથવા સુખ ન જ થાય. માટે પરસ્પ-
રની પ્રીતિ થવાનો સંભવ નથી એમ નિશ્ચય કરવો ઉત્તમ છે."
આવો વિચાર જો કોઇ માણસ કરે, તો તે કંઇ સઘળા બુદ્ધિમાન્
પુરુષને માનવા યોગ્ય નથી. કારણ કે ઘણાં પ્રાણિમાં સત્ત્વગુણ વધારે
હોય છે તેમ જ બીજાં ઘણાં માણસોમાં રજોગુણ વધારે હોય છે;
તે જ પ્રમાણે બીજાં ઘણાંમાં તમોગુણ વધારે હોય છે, તો જેટલાં
માણસો સત્ત્વગુણના વધારાથી સત્ત્વગુણી ગણાય છે, તે સઘળાંના
સ્વભાવ ઘણે ભાગે એકબીજાને મળતા આવે છે. અગર જો બધી
બાબતમાં પૂરેપૂરા મળતા સ્વભાવ તો નહિ જ આવે, પણ જરા
જરા ફેરવાળા સ્વભાવ હોય છે. તેવાં પ્રાણિઓ ચાહે તો એક હજાર
હોય તોપણ તેમનો સ્નેહ બની રહે છે. તેવી જ રીતે બીજાં પ્રા-
ણિઓની પણ પોતપોતાને મળતા સ્વભાવવાળાં પ્રાણિઓસાથે પ્રીતિ
બંધાય છે, ફક્ત વિરોધીસાથે બંધાતી નથી. હે સરસ્વતિ ! આ વિષય
ઘણો કઠણ છે, માટે તે પૂરેપૂરો હું વર્ણન કરીશ તોપણ તને સમ-
જવો કપરો છે. તેથી આગળ તારી પાકી સમજણ થયેથી પૂરી
રીતે કહીશ. પણ આજે મેં જેટલું કહ્યું છે, તેમાંથી માત્ર એટલો જ

સારી કાઢી લેવાનો છે કે દરેક કુળવાન્ માણસે પોતાના સેવકને કેળવવાને પ્રયત્ન કરવો, જેથી તે આપણી ઈચ્છાપ્રમાણે કેળવી શકાય છે. કારણ કે પ્રથમ કહ્યા પ્રમાણે કુળવાન્ માણસો કન્યા તથા વરને પહેલેથી તેના ગુણકર્મનો વિચાર કરીને પરણાવે છે. એટલે વધારે ઉલટી પ્રકૃતિ તો હોય જ નહિ; અને સહજ ફેરફાર હોય તો તે ઉપાયથી આપણી મરજીપ્રમાણે ફેરવી શકાય છે. તે ફેરવવાની રીત પણ હું તને આગળ વિસ્તારથી કહીશ. હાલ તો ટુંકામાં કહેવાજોગ વાર્તાને કહું છું. ( ૧ ) સઉથી પહેલાં તો આપણા પુત્રની વહુને આપણે અનુકૂળ કરવાને માટે આપણે ઘેર, લગ્ન કર્યા પછી અથવા વિવાહ કર્યા પછી રોજ તેડવી, અને તેડીને તેને આપણા ઘરની તથા કુળની રૂડી રીતો સમજાવવી તથા શીખવવી. (૨) તે વહુને નીચ કુળનાં અથવા આપણા વિચારથી ઉલટા વિચારનાં માણસોની સોબતમાં બેસવા ઉઠવાની રીત રખાવવી નહિ, પણ આપણા સરખાં ઉંચ કુળનાં તથા આપણા મતને મળતાં સદ્‌ગુણી માણસોની સોબતમાં બેસવાઉઠવા દેવી. (૩) માણસમાં કામ, ક્રોધ વગેરે દુર્ગુણ પેદા કરનાર તથા સ્વભાવને નીચપણું લાવનાર તથા તામસરૂપ અજ્ઞાનને વધારનાર પાપીના અન્નને ખાવાનો મહાવરો બિલકુલ છોડાવવો જોઇએ, અને પુણ્યવાન્ પ્રાણિના ઘરનું, ન્યાયથી મેળવેલું અન્ન ખાવાનો અભ્યાસ રખાવવો, તથા સત્ત્વગુણને વધારનાર અથવા આપણા અનુકૂળ સ્વભાવને વધારનાર આપણી પ્રીતિના પદાર્થો ખાવાનો અભ્યાસ રખાવતા જવું. વળી હે શાણી છોકરી ! બોલવું, ચાલવું, બેસવું, ઉઠવું વગેરે જે ક્રિયાઓ કરવામાં આવે છે, તે પણ આપણને રુચે તેવી રીતની તેને શીખવવી, અને તેથી ઉલટી જે જે ક્રિયાઓ કરતી જણાય તે તે તેને મીઠાં વચનો વડે કહીને છોડાવવી, અને છેક મીઠાં વચનોથી ન જ માને એમ હોય તો, ભેદ અથવા પ્રપંચથી તેને સુધારવી, પણ મારવા તથા ગાળ દેવાની અથવા ઘણા કઠોર શબ્દો તેને કહેવાની ટેવ આપણે કદાપિ પણ રાખવી નહિ. હે દીકરી ! કેટલાંક સાસુસસરા માંહોમાંહે લઢે છે, ગાળો દે છે, તથા પરસ્પરને મારવા વગેરે અનીતિને આચરે છે. તેના ઘરમાં આવેલી તે વહુ પણ ધીરે ધીરે તે જ વાર્તાને શીખે છે, અને આગળ જતાં તે પણ તેમ જ કરે છે. કુળવાન્ સ્ત્રીપુરુષો તો મરતાં સુધી પણ ગાળ દેતાં નથી, તથા મારામારી અથવા કઠોર શબ્દો બોલવાની ખોટી રીતને પોતાના ઘરમાં સ્વપ્ને પણ પેસવા દેતાં નથી, તો પછી તેના કુળમાં એ રીત આવે જ શાની ? તેથી

હે છોકરી! ઘરમાં આવેલી છોકરાની વહુને જ ગાળ ન દેવી એટલું જ નહિ પણ આપણા મોમાંથી કોઇને પણ હલકો શબ્દ કહેવાની ટેવ રાખવી નહિ. આથી તે આપણી પ્રજાપરંપરા તેવા સારા ગુણને ધારણ કરનારી થાય છે. વળી હે સરસ્વતિ! સાસુએ નિરંતર પોતાના પાસે રહેનાર છોકરાની વહુને કોઈ પણ કારણથી એકદમ તિરસ્કાર અથવા હલકાં વેણ કહેવાં નહિ. પણ ધીરેથી તેને તેની કસુર જણાવીને તેને સુધારવાના ઉપાય કહેવા, તથા ફરીથી એવી ભૂલ ન થાય તો ઘણું સારું એવાં વચનોથી તેની મતિને સુધારવા હોંશિયારી આણનારા રસ્તાઓ દેખાડવા, પણ તેનું મન દુઃખાઇ જાય એવું કડવું વેણ તો કોઇ દિવસ પણ ન કહેવું; કારણ કે આપણો અર્થ તેમ કરવાથી સિદ્ધ થતો નથી. જે કામ સલાહસંપથી થાય છે તે કામ મારાફાડથી થતું નથી, માટે ભય તથા પ્રીતિવડે આપણાં માણસોને પોતાને અનુકૂળ કરી લેવાં, એ વિચારવાન્નું કામ છે. ખાવાપીવાના સારા પદાર્થોમાં વહુ તથા આપણાં છોકરાંમાં વેરોવંચો એટલે ભેદભાવ ન રાખવો. તેની શક્તિપ્રમાણે કામ કરાવવું. છેક નિર્દય થઇને વહુપાસે કામ લેવું નહિ. ખરા કારણસર તેને આપણા કુળની મર્યાદાપ્રમાણે બહાર જવા આવવા છૂટ આપવી. કોઇની કહેલી વાત સાંભળીને તરત તે વહુને ઠપકો ન આપવો, તથા તેને માથે ખોટો આરોપ મૂકી તેનાથી વેર કરવું અથવા વઢવું નહિ. આખો દિવસ ઘણાં કામ કરવામાં આવે, તેથી તેમાંનાં કોઈ કામમાં કસુર પણ થાય, તથા વખતે નુકસાન પણ થાય, અને કોઇ કામ ભૂલી પણ જવાય; તેથી એવી બાબતોમાં તેને ઘટતી માફી આપવી જોઇએ. પણ દરેક ઝીણી વાતોને શોધી શોધીને તેને ઠપકો આપવો અથવા વઢવું એવી દુષ્ટ નીતિને કુળવાન્ સાસુએ બિલકુલ રાખવી નહિ. વળી જેમ પોતાની છોકરીની કસુર ન ગણીને તેના ઉપર મા પ્રીતિની નજર રાખે છે તથા તેના દુઃખસુખની તજવીજ રાખે છે, તથા પોતાની પુત્રીસાથે પ્રસન્નતાથી બેસી હસે બોલે છે, તે જ પ્રમાણે પોતાના દીકરીની વહુસાથે પણ સાસુએ વર્તવું. વગર કારણે મોઢું ચઢાવી તેના સામાં ધુરકિયાં કરવાં નહિ. કારણ કે તે અનાથ પ્રાણી પોતાનાં માબાપને દૂર મૂકી ધર્મની મર્યાદા પાળીને આપણા ઘરમાં આવી રહે છે, તેથી તેને તેના માબાપકરતાં પણ વધારે સુખ આપવું જોઇએ. તેટલે સુધી કદાચિત્ ન પળાય તોપણ આપણાથી બનતું સુખ તો તેને જરૂર આપવું જોઇએ. તેને કામથી પરવારીને બેઠેલી જોઇને તરત બીજાં કામો અદેખાઇથી દેખાડ દેખાડ ન કરવાં

પણ ઉલટી દયા રાખીને તે ધણી વારથી કામ કરતી હોય તો તેને બે પ્રીતિનાં વચન કહી વિરામ લેવડાવવો. સાસુએ જરૂર જાણવું જોઇએ કે જેવું મારું મન બીજાનાં દાબદબાણ કે ભયથી દુઃખાય છે, તેવું બીજાનું પણ દુઃખાતું હશે, એમ ધારી કોઇને પણ સંકટ આપવું નહિ. હે દીકરી ! કેટલીક મૂર્ખ સાસુ તો દુઃખ દેતી જાય, છતાં એમ કહે છે કે 'અમને અમારી સાસુએ ઘણુંએ દુઃખ દીધાં છે, તે અમે સહન કર્યાં છે. તમારાથી એવાં દુઃખ હોય તો શું સહન થાય ? હું તો તમને કશુંએ દુઃખ દેતી નથી, તે છતાં તમે દુઃખ માનશો તો તમારા કરમના ભોગ !' આમ કહે છે અને દુઃખ દે છે પણ તેવી દુષ્ટ સાસુની દુષ્ટ વહુ પણ એવી હોય છે કે જ્યારે તે સાસુ ઘરડી થાય છે, અને પોતાનો ધણી સારું કમાઇ લાવતો થાય છે, અને પોતે ઘરમાં કરતી હરતી થાય છે, ત્યારે એ સાસુને પાછી તે વહુ ઘણું દુઃખ દે છે. તથા મેણાં પણ મારે છે; પરંતુ એ સઘળી અનીતિ જ જાણવી. સહુએ એકબીજાના દુઃખનો વિચાર કરી હળી-મળીને ચાલવું. જો બહેન સરસ્વતિ ! આપણે છોકરાની વહુને ઘરમાં દુઃખ દઇએ તે બીજું કોઇ તો ન જાણે પણ પરમેશ્વર તો જાણે છે, અને પરમેશ્વર જ સઘળા જીવોને પાછા તેનાં કર્મનાં ફળો આપનાર છે, તો આપણે વહુને દુઃખ દઇને અથવા તેના જોડે છળ કરીને શું લાભ પામવાનાં ? ઉલટું તે સઘળાં પાપનું ફળ આપણે જરૂર ભોગવવું પડશે. કારણ પરમેશ્વર સઘળી જગાએ અને દરેક ક્ષણે આપણી પાસે જ છે, અને તે આપણાં સઘળાં કર્મ જુએ છે, જાણે છે, અને તેનાં ફળ આપે છે. આ વાર્તાને જે ખરેખર જાણે છે તે જ માણસ પરમેશ્વરથી ડરીને સાચે માર્ગે ચાલે છે, અને વહુને અથવા તો કોઇને પણ દુઃખ દેતાં નથી. પણ જે કુભારજા સાસુઓ, ઉપરથી તો મોટી મોટી ભક્તિ કરતી હોય અને પેટમાં છરીઓ રાખીને પોતાના છોકરાની ગરીબ ગાયજેવી વહુઓને દુઃખ દે તો તે પાપણીનું પાપ પરમેશ્વર પણ સહન કરતા નથી, અને તેનું તેને વહેલું ફળ આપે છે. માટે હે શાણી સુતા ! તું તો આપણા ગૃહસ્થાશ્રમમાં સાસુપણાને પામે, ત્યારે આ શીખામણને યાદ રાખી મરતાં સુધી પણ વહુને દુઃખ દઇશ નહિ. આ લોકમાં સાસુ અને વહુનું મોટું વેર આદિથી છે એવું કહેતા આવ્યા છે, પણ એ વાર્તાને જેમ બને તેમ જુઠી પાડવા વહુઓની સાથે વિચારી ચાલજે, તથા ખરા હેતથી વર્તજે; એમાં અનેક લાભ છે.

સસરો એ ઘરનો રાજા છે. માટે સસરાએ પણ ઘરમાં ખાનગી

રીતે તપાસ કાઢવી જોઇએ કે આપણા ઘરમાં વહુઓને દુઃખ છે કે નહિ. ઘણાં ઘરોમાં એવું બને છે કે સસરો આખો દિવસ પોતાના કામમાં ફરતો હોય છે, અને ચાર ઘડી દિવસે, અને રાત્રે ફક્ત ઘરમાં હોય છે, તેથી તે વહુના ગુણદોષને સારી રીતે જાણવાને યત્ન કર્યાવિના ખરી વાતને જાણી શકતો નથી, અને પોતાની સ્ત્રી જે વહુને દુઃખ દેનારી તથા તેના ગુણદોષની જાણનારી હોય છે તે તો રાત્રે એકાંતમાં પોતાના પતિઆગળ રોજ પોતાના ન હોય એવા ગુણોને આગળ પાડે છે, અને વહુના ખોટા દુર્ગુણોને જોડી જોડીને પોતાના પતિને સમજાવે છે, ને વળી કહે છે કે "જુઓ આજે ઘરમાં વહુએ આટલો બગાડ કર્યો, કાલે આટલો કર્યો હતો. આજે મારા સામું આમ બોલી. કાલે પણ હું શીખામણ દેવા ગઇ ત્યારે નહિ બોલાય એવું બોલી મારા સામી થઇ. આજથી આમ કરે છે તો આગળ એ શું કરનારી છે? તમારી પણ મરજાદા રાખતી નથી. આટલો જરા હું દાબ ના રાખું તો આજની છોકરી આગળ મથિ છાણાં થાપશે! હાય હાય! છેક આવું જાણતા હત તો બીજી જગોએ છોકરો પરણાવત. એ છોકરાને પણ ગાંઠવાની નથી! એ શું આપણું ઘડપણ પાળનાર છે? એ આટલું કરે છે પણ કહેવા જઇએ છીએ ત્યારે એવી નાક ચઢાવીને બોલે છે કે આપણે તો લાજી મરીએ. એ તો જેટલી ઉપર છે તેટલી ભોંયમાં છે, જુઓ સાચું પૂછો તો નીચાં માણસ મનનાં બહુ મેલાં હોય છે. (કદાચ વહુ ઉંચા કદના શરીરની હોય તો કહે છે) મોટા તાડનો ત્રીજો ભાગ, એની માજેવી ઝેરીલી છે વગેરે. જોજો, તમે એને મોઢું આપશો નહિ હો. જો એકવાર મોઢે ચઢાવશો તો વળી આટલુંએ તમે ઘરમાં હો છો ત્યાં લગી કઇ ઝાઝું બોલતી નથી, ને ધાક રાખે છે, તે છેક માંથે છેડો નાંખશે. પછી તમને પણ તણખલા બરોબર ગણશે. માટે તમે તો મતલબજેટલી જ વાત રાખજો હો, શું કહું છું જો! વળી કહેશો જે મને કહ્યું નહિ, અરે એનાં શાં શાં અપલક્ષણ તમારા આગળ કહું. બળ્યાં મને તો સાંભરતાંએ નથી. (જરા સંભારવાજેવું કરીને) હાં વળી એના પેટમાં લગાર વાત તો ટકતી જ નથી. ઘરને ખુણે આટલી છાની વાત આપણે કરી હોય, ને જો એના જાણવામાં આવી તો તરત જઇને ચકલે મૂકીને આવે છે, પણ રાંડની એટલું સમજતી નથી કે આ વાત કહેવાય ને આ વાત ના કહેવાય. અરે! એને સાફ ના કહી હોય કે જોજે રે બલી! આ વાત કોઇને કહેવાની નથી હોં. ત્યારે આપણે મોઢે કહેશે જે ના હું તો કોઇને કહેતી નથી, ને પછી આપણી પુંઠ

થઇ કે બે ચારને મોઢે કહે, ત્યારે એના જીવને જંપ વળે. આવો રડયો નઠારો સભાવ છે, બાકી આપણને કંઈ એ અળખામણી છે? મારો સભાવ તો કેવો છે કે મરતાને મેર ના કહું, તે તમને કંઇ અજાણ્યો છે? પણ રડયું છેક ના કરવાનું કરે ત્યારે બોલ્યાવનું રહેવાતું નથી. તોયે હું તો કહું છું, કે જોજે બાપા તારો આવો સભાવ સારો નથી તું કંઇ કરતાં સુધર, નાહ તો આગળ જતાં એ તારો સભાવ તને જ નડશે, ને તું દુઃખી થઇશ. એમાં અમારૂં કંઈ જવાનું નથી.' આટલે સુધી તો કહું છું, પછી તે શું કરીએ વારુ કહો? હશે આપણે શું, 'કરશે તે ભરશે.' પણ છોકરો આપણો આગળ જતાં દુઃખી થાય એ દુઃખ સારું કહેવું પડે છે, પારકા લોક કંઇ ઘરની વાત જાણે છે? એ લોકને મોઢે મારાં ભુંડાં બોલે તે લોક તો બચારાં ખરું માને. તે કોઇ કાંઇ જોવા આવે છે? જુઓ હવે મારો વાંક હોય તો મને કહો, ને હું જૂઠું બોલતી હોઉં હો આ રહી ફલાણી! (પોતાની વગનીનું નામ દે છે.) તમારે ગમે તો પૂછી જુઓ, એ બધું જાણે છે," હે સરસ્વતિ! આ વગેરે અનેક યુક્તિથી તે સાસુ પોતાના પતિને ભરમાવે છે, અને તે બિચારો સીધા સ્વભાવનો ભલો માણસ હોય તે પોતાની સ્ત્રીઉપર ખરો વિશ્વાસ રાખીને જે કહે તે સાચું માને છે, અને આ પ્રમાણે રોજ તે બિચારી વહુના દોષ સાંભળી સાંભળીને વિરોધી મનનો થઇ જાય છે; જેથી આખરે તે પણ વહુનાં ભુંડાં બોલવામાં સામિલ થાય છે એટલું જ નહિ, પણ તેને દુઃખ પડતું જોઇ આંખ આડા કાન કરે છે, ને વખતે તેને દુઃખ આપવામાં ભાગ પણ લે છે, આમ થવાથી તે દુષ્ટ સાસુસસરા નરકના અધિકારી થાય છે. વળી જ્યારે પોતાનો છોકરો મોટી વયનો થવા આવે ત્યારસુધીમાં તે પાપણી સાસુ પોતાના દીકરાને રોજ હરતાંફરતાં અથવા એકાંતમાં બેસાડી તેની વહુના અવગુણ તેના આગળ ગાયા કરે છે, તેથી જો તે દીકરો પણ માવડીમુખો એટલે માના કહ્યા પ્રમાણે ચાલનાર હોય છે તો આગળ જતાં તે નિરપરાધી વહુને તેની સાસુ રોજ મરાવે છે તથા ગાળો દેવરાવે છે, અને એમ થવાથી એક બીજાને દિવસે દિવસે ઘણો અણબનાવ થવાથી તે વહુદીકરાને મળવાયોગ્ય પરસ્પરના સુખનો નાશ થઇ જાય છે, અને તેમ છતાં જો સાસુનું ચાલે છે તો છોકરાને ચઢાવીને તથા વહુને 'મારા છોકરાને ફરીને પરણાવીશ' એવા દબાણના બોલો કહીને ફરી બીજી વહુ લાવે છે ને થોડા દિવસ થાય છે એટલે પાછી તે વહુસાથે પણ તે નઠારા સ્વભાવની સાસુ એ જ પ્રમાણે ચાલે છે; જેથી તેના મરતા

સુધી પણ પોતે, છોકરો કે વહુ કોઇ પણ સુખી થવા પામતું નથી, અને જો કદાચિત્ છોકરો બુદ્ધિમાન્ હોય છે, અને માના તથા સ્ત્રીના ગુણદોષને પારખી શકે એવો હોય છે, તો તે પોતાની માના દુર્ગુણ જાણીને માઉપરના હેતને ત્યજી દે છે; જેથી આખરે તે સાસુ દુઃખી થાય છે, અને તે પુત્ર જો સદ્ગુણી ન હોય તો વખતે માને મારે પણ છે, આમ થવાથી સાસુસસરાના સુખનો તથા ધર્મનો નાશ થાય છે; માટે હે દીકરી ! કુળવાન્ સાસુસસરાએ તો પોતાની વહુના દોષ હોય તોપણ કોઇના આગળ કહેવા નહિ, પણ સુધારવાને મહેનત કરવી અને જે પ્રકારે આપણે, છોકરો તથા વહુ એક થઇ સુખી થઇએ એવા ઉપાયને કરવા. તેથી તું તારે એવો પ્રસંગ આવે ત્યારે ઘણી સાવધ રહી વિચાર કરીને ઘરને ચલાવજે, નહિ તો અમારે પણ ગાળો ખાવી પડશે. આ સઘળા ધર્મ સાસુસસરાની જગાએ જે વડિલ હોય તેના પણ જાણવા.

આ રીતે સંક્ષેપમાં સાસુસસરાએ વહુને પ્રિય પુત્રીવત્ પાળવી તથા રાખવી, એ વાર્તાને તારા આગળ કહી. હવે પતિએ સ્ત્રીને કેમ રાખવી તે વાર્તા પણ ટુંકામાં કહું છું, તું લક્ષમાં રાખજે. પતિ જ્યારે યોગ્ય વયનો થાય ત્યારે આવા સ્ત્રીના સહવાસવાળો થાય ત્યારે તેણે સઉથી પહેલાં તે સ્ત્રીના ગુણદોષવાળા સ્વભાવની પરીક્ષા કરવી તથા પોતાના ગુણદોષને જાણી, તેના તથા આપણા સ્વભાવની એકતા છે કે નહિ તે જોવી, અને તેમ કરતાં જેટલો વિરોધ જણાય તેટલો દૂર કરવાને યુક્તિ રચી એક બીજા ઉપર પ્રીત વધે એવા ઉપાયને રચવા. આપણાં માબાપ તથા સ્ત્રીના સ્વભાવને ઓળખી લેવો, તથા તેને પરસ્પર પ્રીતિભાવ છે કે નહિ તેનો નિશ્ચય કરવો અને જો એકબીજાસાથે અણબનાવજેવું છે એમ જણાય તો તેમ થવામાં કારણ શું છે તેનો પણ વિચાર કરી કોનો વિશેષ વાંક છે તેનો નિશ્ચય કરવો. તે વાંકનું નક્કી થયા પછી તે પરસ્પરનો વિરોધ તુટે તો ઘણું સારું એવા વિચારથી તેણે પોતાની સારી બુદ્ધિના બળથી તે વિરોધ તુટવાનો ઉપાય રચવો, પણ ક્લેશ વધે એવો ઉપાય કદી પણ રચવો નહિ. હે દીકરી ! ઘણી જગાએ તો એવું જોવામાં આવે છે કે બુદ્ધિમાનસરખો જણાતો પતિ પણ પોતાની સ્ત્રીમાં આસક્ત એટલે અગાધ પ્રીતિવાળો થયેલો હોવાથી જે જે વચનો તે સ્ત્રી એને કહે તેને તે સાચાં જ માને છે, તથા પોતાની સ્ત્રીના અવગુણને પોતે જોતો નથી, અને જો કોઇ કહે છે તો માનતો નથી, એવો પતિ ભણેલો હોય તોપણ મૂર્ખ જ જાણવો. આવા પતિને મળેલી

કેટલીક દુષ્ટ સ્વભાવની સ્ત્રિયો તે પતિને રોજ એકાંતમાં એવું સમજાવે છે કે "જુઓ આ દુઃખ આટલા દહાડાથી હું સહન કરૂં છું, પણ હવે મને લાગે છે કે હવે એ મારાથી સહેવાવાનું નથી, તમારી આનો સ્વભાવ તો દૈવો તોબા ! સવારથી ઉઠીને હું આખા ઘરનું કામ કરૂં છું તે છતાં પણ જ્યારે પહોર દહાડો ચઢતાં એ ઉઠે છે ત્યારે મારા તરફ મોં ચઢાવતાં અને ડોળા કાઢતાં જુએ છે, બીજા જોડે હસે, વાત કરે, પણ જ્યાં મને દેખી કે તરત મોઢું તોબરાજેવું મોં કરીને આડુઅવળું જોવાનાં, મારાથી છાની વાતો તે મને દેખે એટલે કરતાં હોય તો બંધ પડી જાય. હું એમને દાતણપાણીના લોટાથી તે નહાવાનું પાણી સુદ્ધાંએ તૈયાર કરી કાઢી આપું છું, ફક્ત એમને નાહીને આ બે તપેલીઓ હલાવીને ઉતારવીઓ. બાકી એંઠાં અબોટ, ખારાં પાણી; મીઠાં પાણી વગેરે બધુંએ હું કરું છું, નકામાં લોકોપાસે બેશીને લમણા ઝુડે, પણ આટલી પોતાની પથારીએ ઉપડી કરતાં નથી, તો ઘરમાંથી કચરા તો વાળે જ શેનાં ! જો ખરું પૂછો તો એવાં હાડકાંનાં હરામ છે કે એક તણખલું તોડીને બે કરતાં નથી, ને નકામાં હેરાફેરા આખા મૂલકના કરે; તોયે હું જાણું જે ભૂળા નાખી પણ પાછાં ઘરમાં હોય તો હરતાં ફરતાં "અલી આ આમ કોણે કર્યું? અલી તેં આમ કેમ કર્યું નહિ ? અલી આ કામ આવું થાય કે ?" એ વગેરે વચનો બોલીને પછી એમની મેળે બોલવા માંડે કે 'રડયું છેક આવું તે ખમાય ? બીજું બધું ખમાય પણ છેક કાળજાવનું માણસ કેમ ઘરમાં ટકે ? ના ના, મારી બઇ ! આવડી મોટી થઇ પણ એટલી અક્કલ ના આવી કે આ કામ તે આમ થાય ને આ તે આમ ન થાય ! પણ એનાં માબાપે કેવાં ? ઢોર જેવાં, મોટી હીજડાજેવી કરી પણ આટલી અક્કલે ના આપી. ના ના, તું તે અલી માણસ છે કે ઢોર ? તને સો વાર કહીએ તોએ સાન કેમ આવતી નથી ? ના ના, તારી માએ રાંડે તને આવડી મોટી હેડંબા રાક્ષસીજેવી કરી પણ આટલું કામ ના શીખવ્યું ! રડી એટલી તેને અક્કલ નહિ કે દીકરી પારકે ઘેર જવાં છે, તે આ હાડકાં ભાગીને મરો કામ કરોની ! એ તો ઠીક છે, હું તો ભલી છું જે બોલતી નથી, ને જવા દઉં છું, પણ રાંડ બીજી કપરી સાસુ મળી હોત તો તારી શી વલે થાત ! રાંડો બધી સાસુઓ મારા જેવી ભોળી તે ક્યાંથી મળનાર હતીઓ ? પણ માએ સરખાં ને દીકરીએ સરખાં, ધોયા મૂળાજેવાં ! કશી વાતનું ભાન નથી. આવું છેક રૈબું માણસ જાણત તો મારા આ રતનજેવા દીકરાને કૂવામાં

શીદ નાંખત ! મારી બાઇ ! માણસ તો ઘણુંયના ઘરમાં છે, પણ છેક આવું હૈયાનું સુનું તો કહિંએ દીઠું નથી ! ના ના, હું રાંડ બોલું ત્યારે કડવી તો લાગતી હઇશ, પણ શું તારી કક્કલ ફુટી ગઇ'તી કે આ આમની વાત આમ કરી ? ભઠ્ઠ પડયા અવતારને ! કુંભારને ઘેર ગધેડીયો અવતરી હોત તો બચારાને માટી આણવાએ કામ લાગત ! રડયું પથારીમાંથી ઉઠે છે ત્યારની કામ કરે છે, તેમાં એકે કામમાં ભલીવાર નથી. તું તે કામ કરે છે કે તારો જીવ કર્યાં ભમે છે ? જો બાપા ! આવું તારે છેક માથાઉતરણું કામ કરવું હોય તો રહેવા દેજે, હું મારે કરી લઇશ. હું કાંઇ ઘસાઇ જવાની નથી. પેલી કહેવતવાળી વાત કે ' હૈયું બાળ્યા કરતાં હાથ બાળ્યા સારા,' એ હજી તો હું છું ત્યાં લગી તો બધુએ ઠીક જ છે, જેમ તેમ નભે છે. પણ ચારે દહાડે હું નહિ હઇશ તે દહાડે તમારી વલે શી થશે ? આ ઘરનું ધંધોલિયું થઇ જશે અને રેવડી દાણાદાણ થઇ જશે, ને માણસમાં રહેવાનાં નથી, ને વળી અધુરામાં પૂરો જો પેટે વસ્તાર પડશે તો પછી ભોગ મળ્યા તેના ને તમારા, ના ના, અલી ! હજુ તો તું ઉગતી આવે છે ને આજથી તારાં હાડકાં આમ છેક કેમ ભાગી ગયાં છે ? બળ્યું પૂરું આંખેય સુજતું નથી ! બળ્યા ઢંગ ! આમ કરીશ તો ત્રીજે દહાડે હાંકી કાઢીશ ને વળી બીજી લાવીશ. તારા જેવી લુડીઓ હજાર લાવીશ. અમારે તો જોડા બદલતાં વાર, પણ વહુ આણતાં વાર નહિ. જાણેછ તારા મનમાં કે એમ જ ? આ તારો ભવ તારાં માબાપે બગાડયો છે પણ અમારા છોકરાનો જનમારો અમારે બગાડવો નથી તો ! જો ! આજથી હવે સંભાળીને ચાલજે, નહિ તો તારી વાત તેં જાણી ! પાછળથી મારો વાંક કાઢીશ કે રાંડ સાસુએ આમ કરયું. ' હલકું નામ હાળીનું ' તે વાળી વાત છે. " ( જરા મોં મલકાવી ) " સમજ્યા કે ? આવા આવા વજ્જરજેવા બોલો તમારી મા હરતાં જાય ફરતાં જાય ને કહેતાં જાય, ને હું તો મારે આ કાને સાંભળું ને પેલે કાને કાઢી નાંખું. મારી મેળે દીઠું કામ કરૂં ને જેમ એ કહે તેમ કરૂં. એકનું બે સામે બોલતી નથી. હાય હાય, જો બોલું તો તો મારા રાંડના ભોગ જ મળ્યા તો ! એમના સામું બોલીને ક્યાં જાઉં જે ! એ તો તમારા આગળ, મારા સસરાજીઆગળ અને બીજાંઆગળ હજાર સાચાંજુઠાં ભરવીને ત્રીજે દહાડે તમારે જ હાથે મારાં હાડકાં ભગાવી નાંખે. પણ હવે સાચેસાચું બોલજો. આવું ને આવું આઠ પહોર ને બત્રીશ ઘડી શી રીતે ચાલે ? એ તે

રડચુ એક દહાડાનું કામ છે? આખો જનમ એમનો તો એવો ને એવો જ જવાનો. ઘરમાં ઘણુંએ નુકસાન થાય છે, પણ શું કરીએ? એમનો આડો સભાવ એટલે બોલાતું નથી. કહેવત છે કની કે 'સાસુ ફોડે તો કલેડાં ને વહુ ફોડે તો ઠીકરાં.' તેમ જેટલું કામ એ કરે તે સારૂં, ને મારૂં કામ ને મારૂં મોં તો એમને ગમતું નથી. પણ ખરે એ તો તમને સાચાંજૂઠાં ભેરવીને ફરી પરણાવી દે તો મારે તો ઉપર આભ ને નીચે ધરતી છે. મારે તો તમારા વિના બીજા કોઇનો આશરો નથી. હું રાંડ રાત ને દહાડો મહિં ને મહિં સીઝાઇ જાઉં છું. એક તમારા વના આ દુઃખની વાત કોના આગળ જઇને કરૂં? [રડવા સરખું કરીને] ના ના, મેં રાંડે એમનું શું બગાડયું છે જે એ મારી પાછળ જ ખાઈપીને મંડયાં છે? હું રાંડ એમના દુઃખે ઘડી પગ વાળીને બેસતી નથી. કોઇ જોડે મારે વાત નહિ, ચીત નહિ તોએ મારે માથે આમ પસ્તાળ પાડે છે, તો જો હું આડુંઅવળું બોલું તો તો મારી શીએ વલે કરે!" આ વગેરે વચનોને બોલતી તે સ્ત્રી પતિના આગળ રડી દે છે, તેથી તે પતિ ખરાખોટાની તપાસ કરવાના વિચારથી, બુદ્ધિમાન્ હોય છે તો તો પોતાની સ્ત્રીને ધીરજ આપે છે. પછી સાચીજુઠી તપાસ કરીને ઘટે તેમ માને તથા સ્ત્રીને સુબોધ આપી ચલાવે છે: અને જો કાચી અક્કલનો પતિ હોય છે તો તરત તે જૂઠાં વચનોને પણ સાચાં માની જન્મનાં આપનાર માતપિતાને પડતાં મુકી સ્ત્રીસાથે જુદો રહે છે, અને માબાપથી વૈર કરે છે. એથી ઉલટું જો બાપની રુક્તિપ્રમાણે ચાલનારો તથા ન્યાયધર્મને નહિ જાણનારો તે પતિ હોય તો તે પોતાની સ્ત્રીને માના સમજાવવા પ્રમાણે મારે, દુઃખ દે, કાઢી મેલે અને ફરી પરણે. પછી પોતે તથા આખું કુટુંબ દુઃખને વેઠે છે. કદાચ ભાઇઓ વગેરે કુટુંબવાળો હોય અને તેને સ્ત્રી નીચ સ્વભાવની હોય તો તે ભાઇઓના તથા ભોજાઇના રાત્રિદિવસ અવગુણ પોતાના પતિઆગળ ગાયા કરે છે, ને એક માર્ગે ચાલનાર તે સીધો પુરુષ તેનું સાચું માની ભાઇઓનો ત્યાગ કરી જુદો રહે છે. હે દીકરી સરસ્વતિ! આવાં અનેક કારણોને લીધે તને કહું છું કે કુળવાન્ સ્ત્રિયે આપણા પતિને કોઇનાં પણ જુઠા અવગુણ સમજાવી ઘર ભંગાવવું નહિ કારણ, એવાં કરમ કરીને પોતે સુખી થવા ઇચ્છનાર સ્ત્રી આ લોકમાં દુઃખી થાય છે, અને અંતે નરકદુઃખને ભોગવે છે. હવે સાંભળ! બુદ્ધિમાન્ પતિની ઘર ચલાવવાની તથા સ્ત્રીરક્ષણની આવી નીતિ હોય છે!—તે વિદ્વાન્ તથા વિચારવાન્ પતિ પોતાના ઘરમાં રહેનાર દરેક માણસના ગુણદોષની પ્રકટ તથા

છૂપી તજવીજથી પરીક્ષા કરે છે, તથા પરીક્ષા કર્યા પછી જેના અવ-
ગુણ હોય તેને એકાંતમાં બોલાવીને શીખામણ દે કે આ મેં મારી
જાતે તપાસ કરી જોયું છે. માટે હવે પછી એમ નહિ જ થવું
જોઇએ. વળી તે સાવધ પતિ પોતાની સ્ત્રી તથા માતાપિતા વગેરેના
સ્વભાવને જાણી ગયેલો હોય છે, માટે કાચા કાનથી કોઇની પણ
વાત સાંભળીને એકદમ તેને માટે કશો વિચાર બાંધી દેતો નથી. પણ
પાકી તજવીજ કરીને ઘટતો ઉપાય રચે છે. હે સુવિચારવાળી સર-
સ્વતિ ! તે ડાહ્યો તથા વિચારવાન્ પતિ ઘર ચલાવવાના કામમાં
પ્રથમ તો આ વિચાર કરે છે કે, આ ઘરમાં એક બાજુ મારાં
જન્મનાં આપનાર માબાપ છે તેમનો પણ મારા ઉપર મોટો ઉપકાર
છે તે એવો કે જેનો બદલો કોઇ પણ પુત્ર અનેક ઉપાયથી વાળી
શકતો નથી. એ માબાપે પોતાનાં અનેક દુઃખમાં રાત્રિદિવસ મારે
માટે ચિંતા કરી છે. સઉથી પહેલાં તો મારો જન્મ થવાની આતુ-
રતા એમને થયેલી, તથા જન્મ્યા પછી મારા રક્ષણમાં કાળજીવાળાં
હોવાથી પોતાના સુખને પણ તેઓ સંભાળી ભોગવી શકયાં નથી.
આ સઘળું કરવામાં તેમનો સ્વાભાવિક હેતુ એવો પણ હોવો જોઇએ
કે આ પુત્ર વૃદ્ધાવસ્થામાં અમારું રક્ષણ કરશે. આ પ્રમાણે મારા
ઉપર આશા બાંધી મારે માટે દુઃખ વેઠી આજ સુધી મારાં રક્ષણનાં
કરનાર એ પૂજવા યોગ્ય માતપિતાને હું કઠણ વચનોથી અથવા
એવા કોઇ પણ અઘટિત કામથી આ સમયે દુઃખ દઉં તો મારા
જેવા કૃતઘ્ની તથા પાપીનો નરકમાં વાસ થાય એમાં કાંઇ નવાઇ
નથી. એક વાર હું એમ પણ અંગીકાર[1] કરું કે એમનો દોષ છે,
તોપણ જેમણે નાનપણમાં મારા અનેક દોષોવડે કરેલા અનેક અપ-
રાધોને સહન કરી દયાભાવથી અથવા આશાથી મારું રક્ષણ જ કર્યું
છે, પણ મને કાળજીરહિત થઈ ત્યજી દીધો નથી, તેમને આ વખતે
મારામાં શક્તિ આવ્યા પછી થોડા દોષમાટે ત્યજી દેવાં એ પણ બિલ-
કુલ ઘટતું નથી. અરે ! ઘટતું નથી એટલું જ નહિ, પણ એવાં કર્મ-
ના કરનાર મારા ઉપર પરમેશ્વરનો કોપ થયા વિના કેમ જ રહે ?
માટે એમનો દોષ છે તો નહિ જ, પણ કદાચિત્ હોય તોયે સહન
કરી એમનું મન અનેક ઉપાયથી પણ પ્રસન્ન રાખવું જોઈએ. એ જ
પ્રમાણે આ બીજી બાજુએ જોઉં છું તો હવે પછીના મારા જન્મ-
સુધીના સુખદુઃખની ભાગી થનાર આ સ્ત્રી છે, અને અગ્નિ, બ્રાહ્મણ
તથા દેવસન્નિધ[2] મેં હાથ ઝાલી એનું પ્રાણની પેઠે રક્ષણ કરીશ

૧ કબુલ કરું. ૨ આગળ.

એવી પ્રતિજ્ઞા [1] કરેલી છે. તેમ જ પ્રાણકરતાં પણ એના માબાપને વહાલી એવી એ છોકરીને આપણે સુખ જ આપીશું એવા વિશ્વાસથી તે એને આપણે ઘેર મોકલે છે, તથા આખા જન્મમાટે આપણને દાનમાં આપી ચૂક્યાં છે, તો એને વિનાકારણ દુઃખ દેવું, એ પણ વિશ્વાસઘાત નામનું મહાપાતક [2] થાય છે, અને વિશ્વાસઘાત થાય છે એટલું જ નહિ, પણ ઘડી ઘડી દુઃખના ત્રાસથી પોતાના મનમાં નિસાસા નાંખનાર એ અબળાના નિઃશ્વાસથી આપણું આ લોક તથા પરલોકમાં અકલ્યાણ જ થનાર છે. અરે! આ જન્મથી જ એક બીજાના ગુણદોષને સહન કરી એકજીવસરખાં થયેલાં અમે ભાઈઓ તથા માબાપ વગેરે આખું કુટુંબ લઢીવઢીને ઘડી પછી એક થઈએ છીએ, તો પણ મન, માંહેથી પ્રીતિસહિત પરસ્પરસાથે જોડાતું નથી, તથા મનની ખરી વાત પ્રીતિથી પરસ્પર કરવા આપણને મરજી થતી નથી, અને રાત્રિદિવસ અંતરમાં ખેદ થાય છે. તો આ બિચારી અબળા જેને જન્મથી ઓળખાણ કે કશો સંબંધ નહિ, એવા આપણા કુટુંબમાં આવી રહી છે, તેને કદાચ એકબીજાસાથે આ ઘરમાં એકવાર અણબનાવ થઈ ગયો, તો ફરીથી તેનું મન પાછું મળવું અથવા તેનું ખેદરહિત થવું એ વાત તો બને જ કયાંથી? ખરી રીતે જોતાં 'દીકરી અને ગાય જ્યાં આપે ત્યાં જાય,' એ ન્યાયથી માબાપની આજ્ઞાથી તથા પરંપરા ચાલતી નીતિને અનુસરી તથા કોઈ પણ બુદ્ધિમાન્ પ્રાણી જેને પ્રાણ જતાં સુધી ઉલ્લંઘન કરતાં નથી, એવી ધર્મમર્યાદાને પાળી પોતાના પ્રાણની પણ દરકાર ન કરતાં આપણા ઘરમાં સુખની આશા બાંધી એ આવીને રહી છે, તેથી એને એવો વિશ્વાસ પણ હોવો જોઈએ કે આ મારાં સાસુસસરો તો વચમાં સાક્ષિરૂપ છે, પણ આ મારો હાથ ઝાલીને લાવનારો મારો પ્રાણથી પણ વહાલો પતિ મને મરતાં સુધી પણ દુઃખ નહિ જ દે, અને નિરંતર મને પ્રાણની પેઠે પ્રિય ગણી પાળશે, તથા પોતાના સુખનો ભાગ જરૂર મને આપશે. તો આ રીતે વિશ્વાસવડે બંધાયેલી આશાથી આપણે ઘેર આવી ગરીબીથી દિવસને કાઢનાર એ સ્ત્રીને જો હું દગો દેવા વિચારું અથવા દુઃખ દઉં, તો એની આશાનો ભંગ કરવાથી હું મહાપાતકી ગણાઉં એમાં શું નવાઈ છે? અને પાપી ગણાઉં એટલું જ નહિ પણ પરમેશ્વરને પામવાનો મારો અધિકાર છે તે મટીને હું અધોગતિને એટલે નરકદુઃખને જ અનંતકાળસુધી ભોગવવા યોગ્ય થઈ રહું. હવે માતા પિતા તથા આ સ્ત્રી બંનેને

૧ સમખાવા તે. ૨ પાપ.

મારાથી પરિતાપ ન થાય, અર્થાત્[1] મારા વડે એમને દુઃખ થવાનો સમય ન આવે એવી કોઈ પણ યુક્તિ રચીને એ બંને બાજુને સુખ આપવું એ જ મારો આ જગતમાં જન્મ ધરીને કરવાયોગ્ય મુખ્ય વ્યાપાર છે, તેને પૂર્ણ કરવાની અનેક યુક્તિ રચવી એ જ કરવાનું છે.

હે સરસ્વતિ ! આ પ્રમાણે તથા એ વગેરે અનેક પ્રકારના પ્રસંગોપાત્ત વિચારને કરનાર તે પુરુષ જ્યારે પોતાની સ્ત્રીનો વાંક જુએ છે, ત્યારે તો તેને ભય આપે છે, તથા ઠપકો દે છે, અને જ્યારે માબાપની કસુર થઈ હોય અને સ્ત્રી અસંતોષને પામી તે પતિઆગળ દુઃખ ધરે છે, ત્યારે તો તે પતિ પ્રથમ પોતાની સ્ત્રીને ધૈર્ય આપી અધિક પ્રીતિ દેખાડે છે, તથા કહે છે કે 'તારે કોઈજોડે શો વધારે સંબંધ છે ? જો હું તને વધારે ઠપકો દઉં તો તેથી માત્ર તારે વધારે દુઃખ ધરવું, મારાં માબાપનો એવો સ્વભાવ પડયો છે તેને કેમ કરીએ ? એ સ્વભાવ કાંઈ એકદમ છૂટી જાય છે ? માટે તું કલેશ કરીશ નહિ. તેમ જ જો ખરું જોવા જઇએ તો તારા વાસ્તે મારે દુઃખ વેઠવું અને મારા વાસ્તે તારે દુઃખ વેઠવું એ આપણા બંનેનો ધર્મ છે. ત્યાં જે વખત આપણું લગ્ન થયું ને તારે ત્યાં હું પરણવા આવ્યો, ત્યારે તારાં સગાંએ તથા પરભાર્યા લોકોએ મને તથા મારાં સંબંધીઓને અણઘટતા શબ્દો કહ્યા છે, તથા ગાળો દીધી છે. તેમ જ મારા પક્ષવાળાંએ તારાં સંબધીને તથા તને ગાળો દીધી હશે, તે તમે તથા અમે પણ સહન કરી છે. તો હવે આ મારાં માબાપ કદાપિ થોડું ઘણું બોલે તે તું સહન કરે એમાં શી મોટી વાત છે ! આપણા ઉપર હેત રાખનાર સંબંધિએ આપણા માટે પારકાંની ગાળો ખાધી છે, તો આ તો મારે માટે ફક્ત મારાં માબાપનાં જ કઠોર વચન તારે સાંભળવાનાં છે, માટે તું ધીરજથી સહન કર, કોઈ કાંઈ જન્મારાસુધી બેશી રહેનાર નથી.' આ વગેરે વચનો બોલી પ્રીતિ દેખાડી તે પુરુષ પોતાની સ્ત્રીનું મન રીઝવે છે, તથા અનુકૂળતા જોઇને પોતાનાં માબાપને પણ ઘટે તે પ્રમાણે વિનયનાં વચન કહે છે, અને એકબીજામાં સમાધાન રાખે છે. પણ કદાચિત બંને બાજુવાળાં સમાધાનને ન જ પામે, તો નિરુપાયથી તે પુરુષ બંનેને જૂદાં સ્થાનમાં રાખી બંનેની ખરા મનથી સંભાળ રાખે છે, પણ એક પક્ષને જ સાચવી બીજાને દુઃખ દેવું એમ મરતાં સુધી પણ તે વિચારવાન્ પુરુષ કરતો નથી. વળી હે દીકરી !

1 મતલબ કે.

કેટલાક મૂર્ખ પતિ તો પોતાની કુળવાન્ સ્ત્રીને અવિચારથી ઘણું દુઃખ આપે છે, પણ તે અબળાને વિનાકારણ દુઃખ આપનાર દુષ્ટ પતિ નરકમાં જ જનાર છે, એમાં કાંઈ સંશય નથી. હવે તે અવિચારના સ્વરૂપને પણ તું સાંભળ. એ મૂર્ખ પતિ મૂળે તો ભણેલો જ હોતો નથી, અને થોડું ભણેલો હોય તો સદ્દિચારને પામેલો હોતો નથી, તેથી પોતાના મનમાં એમ જાણે છે કે આ જગતમાં સ્ત્રી આપણા કરતાં હલકી જાતનું પ્રાણિ છે, તથા આપણે મોટા છીએ. તેથી તે સ્ત્રીને આપણા તાબામાં રાખી તેનાથી આપણે સુખ લેવું. આમ જાણીને તેને વિના કારણ રોજ ધમકાવે છે, મારે છે, તથા પોતાની તાબેદારી કરાવે છે, એટલું જ નહિ, પણ પોતે દુર્ગુણી થઇ બહાર ભટકતો ફરે છે, અને જે સ્ત્રી તેના દુર્ગુણવિષે કાંઇ કહેવા જાય તો તેને ક્રોધ કરી શત્રુની પેઠે મારે છે. તેને આપણા કુળની મર્યાદાપ્રમાણે ખરા કારણસર પણ હરવાફરવા દેતો નથી, તથા પોતાનાં કુળવાન્ માબાપને ઘેર જવા દેતો નથી, અને ઘરમાં પોતે પણ તેને સુખ આપી સંતોષને પમાડતો નથી. આવા પતિના દુઃખથી પીડાતી સ્ત્રીને વળી સાસુસસરાવગેરે વડિલો પણ પીડા કરે છે. એ બધું સહન કરતાં પણ તે સ્ત્રીને સુખ મેળવવાનો કોઇ રસ્તો હોતો નથી, કારણ કે કુળવાન્‌ની દીકરી પ્રાણ જતાં સુધી પણ પોતાનો ધર્મ છોડીને આડે માર્ગે ચાલતી નથી. આથી મરતાં સુધી તે અબળા સંસારસુખથી સંતોષને પામતી નથી. માટે માબાપે જમાઇ જેવો તે ઘણો વિચાર કરીને જેવો જોઇએ. આ લોકમાં દુષ્ટ વિચારના પુરુષો અજ્ઞાનતાને વશ રહીને સ્ત્રીજાતની મોટાઇને જાણતા નથી, તેમ જ આપણા ખરા સંસારસુખનું કારણ એ સ્ત્રી છે, એને વિનાકારણ દુઃખ શા માટે દેવું એનો વિચાર કરતા નથી, તેથી ઘણે ઠેકાણે સ્ત્રિયો ઘણે અંશે દુઃખી છે. તે જ પ્રમાણે દુષ્કર્મની કરનાર પાપણી સ્ત્રિયોથી પણ ઘણા ભલા પુરુષો મહા દુઃખનો અનુભવ કરતા દેખાય છે. તેમ જ આવાં બંને મળવાથી તે પાપી પુરુષ તથા સ્ત્રી સ્વચ્છંદે વર્તી સુખ લેતાં હશે એમ પણ દેખાતું નથી. માટે અનુકૂળ પતિપત્નીને જ સુખ આવે છે, એમ જાણી લગ્ન કરનારે પ્રથમથી જ ઘટતા વિચાર કરવા જોઇએ. હે શાણી છોકરી! આ ઘરમાં પુરુષ છે તે રાજા જેવો ગણાય છે, અને સ્ત્રી છે તે પ્રધાન જેવી ગણાય છે; તો જેમ ઉત્તમ બુદ્ધિમાન્ રાજા પોતાના શાણા પ્રધાનની સલાહ દરેક કામમાં લીધાવિના રાજ્યના વ્યવહારને કરતો નથી, તેમ ઉત્તમ કુળવાન્ પોતાની સ્ત્રીને પતિએ ઘરના સઘળા વ્યવ-

હારમાં સલાહકાર ગણવી. બહારથી પદાર્થોને લાવવા, એ પુરુષે કાળજી રાખવી. તેને ઘરમાં આવ્યા પછી રુડે પ્રકારે સાચવવા તથા ઉપયોગમાં લેવા, એ વિષે સ્ત્રીએ યોજના કરવી ઘટે છે.

દરરોજ સવારે તથા સાંજે પુરુષે સ્ત્રીને દુઃખની વાત પૂછી, પ્રીતિથી સાંભળી તેને ઘટિત ઉપાયથી સંતોષને પમાડવી. તેમ જ પુરુષ ઘરમાં હોય ત્યારે તથા બહાર જઇ આવે ત્યારસુધી સ્ત્રીએ તે પતિમાં ચિત્ત રાખવું; અને પાસે હોય ત્યારે તેને અનુકૂળ કામથી તથા પ્રિય વચનથી સંતોષ આપવો. જો આ પ્રમાણે એકબીજા સાથે ન ચાલે તો તે બંને પાપી ગણાય છે, તથા પરલોકમાં દુઃખનાં ભાગી થાય છે, એટલું જ નહિ પણ જેમ બેદરકાર રાજાનો પ્રધાન બેદીલ થવાથી રાજ્યને મોટો ધોકો પહોંચે છે તેમ બેદરકાર ધણીની બેદીલ સ્ત્રીથી ઘર ભાગે છે. વળી તે જ પ્રમાણે જેમ પ્રધાન અપ્રમાણિકપણે ચાલનાર હોય છે, અથવા બેદરકાર હોય છે, તો તે રાજાની અપ્રીતિનું પાત્ર થઇ પ્રાણાંત સંકટને ભોગવે છે; તેમ ગેરવાજબી રસ્તે ચાલનાર તથા અભિમાની સ્ત્રીઉપર પતિની ઇતરાજી થાય છે; જેથી તે સ્ત્રીને મરણસુધી પણ દુઃખ સહેવું પડે છે. માટે બંને જણે એક બીજા સાથે સલાહસંપથી વ્યવહાર ચલાવવો, એ જ સુખનું કારણ છે.

મનોહર કહે છે: બોલો સદ્‌ગુરુદેવકી જય. [ સઉ બોલે છે. ] અહિંથી હવે બીજે દિવસે લક્ષ્મીમાતાએ જે અમૂલ્ય બોધ છોકરીઓને કર્યો છે તે આવતી કાલે કહેવાશે. આ સાંભળેલી કથાને સઉએ પોતપોતાને ઘેર જઈ સંભારવી, તથા તેમાં જે જે દુર્ગુણો કહ્યા છે તે જો આપણામાં હોય તો તે જ વખતથી તેને છોડવાને મહેનત કરવી. અને જે જે ગુણ તથા ધર્મ કહ્યા છે તેને આપણામાં ન હોય તો કાળજી કરી મેળવવા મહેનત કરવી; કારણ કે એકલું સાંભળીને કથા અહિં ને અહિં મુકી ઘેર જનાર માણસને કશો લાભ થતો નથી.

બાલ૦—બોલો સીવંડાવનચંડકી જે. સઉ કાલજી રાખીને સુદરજો રે ! આ ભતજીમ્હાડાજ આપના ફાયડાને માતે આતલું કહે છે. ના માનસે ટેના ભોગ.

વિઠ્ઠલજી—ભટજી મહારાજ ! આપની ઇચ્છા હોય તો એકાદ કીર્તન કહો, શ્રમ તો છે.

બાળ૦—જુવો વિથ્થલજી ! ટમે એમ કહો છો, પન સહમ સેમાં નહી ? પન ટે પાકી કંઈ ચાલે છ ? ભતજી બાવાની ડયાડી

બાલા સઉ ભેગું હોય છે. આ ટો પંખીનો મેલો છે. હમનાં એ ભજન થસે એતલે સઉ સઉને થેકાને ઉડી જસે. કેમ, બીજભુખન ! બોલ્યા નહિ !

બીજ૦—હા સેઠ ! તહીંયાડી એ તો જાનો જ છો કેની તહીંયાડી. સંસાર તો તહીંયાડી એવો જ છે કેની તહીંયાડી ! જનમવું ને તહીંયાડી મરવું.

પારવતી—લે બાલુ ! ભઇ, હવે વાતો પછી કરજે, ભટજીને ભજન કહેવા દે. બોલો મહારાજ !

બાલ૦—હા મ્હાડાજ ! થવા દો. બોલો સીદવાડકાંઢીસકી જે. સાંભલજો રે ભાઇઓ.

મનોહર—બોલો શ્રીસદ્‌ગુરુદેવકી જય. ( સઉ બોલે છે. )

પદ. ગરબી.

(આ) જગદીશ્વરને નમીએ સર્વે હેતથી,
જેથી ભવમાં દુઃખ નડે નહિ લેશ જો;
રાત્રિદિવસ ગુણ ગાતાં એ જગદીશના,
શમશે જીવના જન્મમરણના કલેશ જો; જગદીશ્વરને૦ ૧
જગમાં જન્મી જોવા અવગુણ આપણા,
એ છે સઘળા કુળવાનોની રીત જો;
નિચ કુળના નિરખે છે અવગુણ પારકા,
ગુણી જનના ગુણ ટાળિ વદે વિપરીત જો; જગદીશ્વરને૦ ૨
એવા પાપી જન પ્રભુને કેમ પામશે,
શાણા જન સઉ જુઓ વિચારી મન જો;
વળિવળિ અવગુણ વહોરે ઉંધી બુદ્ધિના,
પરને પીડા કરવા ખરચે ધન જો, જગદીશ્વરને૦ ૩
પોતાનું શુભ ઇચ્છો તો આ માનજો,
છેલ્લું વેણ કહું છું આણી વા'લ જો;
મનહર સર્વેશ્વરથું પ્રીતિ બાંધજો,
નહિ તો માથે વહેશો દુઃખનાં સાલ જો; જગદીશ્વરને૦ ૪

પદ. ગરબી.

જીવ જંજાળી, આ જગજાળવિષે પડી, આપ વિચારને,
બુંધ ક્યાં બાળી, મોહે ખાઇશ યમપારધિના મારને. ટેક.
શિદ પાપે પેટ ભરે તારૂં, મુરખ કરિને મારું મારું,
કેમ જાણે નહિ જગસુખ ખારું ! જીવ જંજાળી૦ ૧

તું કોણ અને ક્યાંથી આવ્યો ? તને કોને આમાં સપડાવ્યો ?
(કેમ) એ વિચાર તુજને નવ ભાવ્યો ?　　　　　　જીવ જંજાળી૦ ૧
માતતાત સંબંધિ સગાં તારાં, વળગે ગણિને સારાં સારાં,
પછિ કેમ મરે કરી અકારાં ?　　　　　　જીવ જંજાળી૦ ૩
સમજે તો હું મારું ત્યજિને, સાચા સદ્‌ગુરુપદને યજિને,
મનહર જગદીશ્વર નિત ભજિને,　　　　　　જીવ જંજાળી૦ ૪

બોલો સદ્‌ગુરુદેવકી જય.　　　　　　[ સઉ બોલે છે. ]

વિઠ્ઠલજી—કેમ ભટજી મહારાજ ! હવે આજ્ઞા છે ? રોજ કરતાં આજે વિશેષ વિલંબ થયો છે, માટે આપ પણ પોઢી જાઓ. ( પગે લાગીને ઉઠી જાય છે. બીજાં પણ પગે લાગી વાતો કરતાં પોતાને ઘેર જાય છે. )

વિજયા—આપની ઇચ્છા હોય ત્યારે ઉઠજો. હવે મેં સઘળી તૈયારી કરી મૂકી છે. (પાસે આવીને) આજે તો બહુ જ લોક ભરાયા હતી. મહીં પેલી એચાર આવી'તી, તે તો આખા મોલ્લામાં પાપનાં પડીકાં ગણાય છે. ખરેખરી લડાઇખોરીઓ ને ટીંખળી પણ એવી કે સઉને હસી કાઢે. પણ અહિં તો એવી ડાહી થઇને બેસી રહી'તી કે કાંઇ કહેવાની વાત નહિ ! અને સાંભળતી'તીએ ખરી !

મનોહર—તું જોયાં તો કર, ધીરે ધીરે એટલાં માણસો ભેગાં થશે કે તું અકળાઇશ, ને બેસવાની જગા નહિ મળશે. ખબર છે ? જે આવશે તે પોતપોતાની મતલબે આવશે; આપણે સારું કોઇ આવવાનાં નથી. તેમ આપણે કંઇ કોઇપાસે આશા રાખતા નથી. આ તો પરમેશ્વરપ્રીત્યર્થં શ્રમ કરીએ છીએ કે કાંઇ કરતાં આ જંગલી લોકો સુધરે, અને સુખી થાય. આ મ્હોલ્લામાં એક બીજાને લઢવા વઢવાનો દુષ્ટ સ્વભાવ છે તે કોઇ દહાડો નહિ દેખાય, ત્યારે જાણવું જે લોકને આ બોધની અસર થઈ. પણ જો ખરું પૂછે તો આ સઘળું પુણ્ય તને અને સુધારાનો યશ પણ તને છે. કેમકે તેં મને પ્રશ્ન ના પૂછ્યા હત તો આ કથા થાત નહિ, અને લોકો આપણે ઘેર આવત નહિ. માટે સઉએ તારો ઉપકાર માનવો જોઇએ. લો ચાલો હવે સૂઇ જઇએ. [ ઈષ્ટસ્મરણ કરતાં સૂઇ જાય છે. ]

---

# दिवस ७.

વિજળી—( પોતાને ઓટલે દાતણ કરતાં પ્રાણકોરને જોઇને ) આવો તહીંયાડી, શી ખબર છે ? તહીંયાડી ! [ એટલામાં લાડકોર તથા નવલને જોઇ બુમ પાડે છે. ] અલી ઓ ! તમને કહું, સાંભળો છ કે તમને કહું ! અલી ઓ ! જે છે તે ! બેહેરી છે કે જે છે તે ! અલીઓ વાતગરીઓ ! આમ તો આવો. એક કામ છે. [ તે બંને સામું જુએ છે એટલે ઇશારતથી બોલાવે છે. તે આવે છે તથા આ બધીને ભેગી થયેલી બારીએથી જોઇને કમળા પણ ત્યાં આવે છે. ]

લાડકોર—કેમ અલી ! સઉને ભેરાં કરીને કાંઇ ઉજાનીગુજાની આલે છે કે સું ? વાનાના પહોરમાં બુમો મારે છે તે.

વિજળી—હા, તમારે જોઇએ તો ગુજાનીએ આલીશું. ઉજાણીની હજી વાર છે. કેમ અલી પ્રાણકોર ! રાતે કથામાં રસ પડ્યો કે નહિ ? સાચું બોલજે, કમળી તુંએ પણ, પછી હુંએ કહીશ.

પ્રાણકોર—બઇ મને તો સારું લાગતું'તું. પછી સઉસઉની વાત જાણે. મને તો એમ થયું કે રોજ બબે ઘડી જઇશું.

વિજળી—( કમળા તથા પેલી બેએ પણ તેમ જ કહ્યું. પછી ) મારા મનમાં તો અલી જે આવ્યું છે તે ખરેખરું કહું છું. કથામાં રોજ જવું એ વાત તો નક્કી જ છે, પણ એ વિજીયાસાથે બહેનપણાં કરવાં એવો મારો તો નક્કી વિચાર છે. અલી ! હું તો કાલે એની પાસે બેઠી તે જાણે એને જ જોયા કરું. શું એની ચતુરાઇ છે જો ! બેસવું ચતુરાઇનું ! એનું ધીરે રહીને હોઠમાં ને હોઠમાં હસીને બોલવું કેવું સારું લાગે છે ! બધાંજોડે કેવી નમીને, હેત દેખાડીને, ગરીબસરખી બાજુએ બેઠી'તી ! એટલું જો મારે ઘેર હોય તો હું તો ફૂલીને ફાળકો થાઉં. ખરે. ગમે તેમ કરીને પણ આજે ને આજે એની જોડે હેત વધે એવું કરવું છે. તમારે જેને આવવું હોય તે ભલે પાછળથી આવજો, હું તો મારે જમીપરવારીને ચાર ઘડી આજે એની પાસે જઇને બેસું ત્યારે મારા જીવમાં જીવ આવશે. મને એના જોડે વાત કરવાની તથા એની વાતો સાંભળવાની બહુ હોંસ થાય છે; અને એની બધી રીતભાત આજે ને આજે શીખીને એના જેવી થાઉં, એવું મન થાય છે. પણ રડ્યું એ કઇ

સેહેલું છે કે એક દહાડામાં થઇ જવાય ? પણ ભગવાનની મરજી તો જોયા કરો. અલી ! મને તો આખી રાત એના એ વિચાર આવ્યા. સમણામાંએ જાણે બધાં બેઠાં છે ને ભજન ગવાય છે, ને એવું ને એવું જ દેખતી'તી. ચાલ બહેન ! હવે આળસ રાખતાં આજનો મનસુબો કંઈ પાર પડવાનો નથી. માટે હું તો જઉં છું. ( વહેલી વહેલી મોં ધોઇને ઘરમાં જઇ પોતાના કામથી પરવારી લે છે. બીજીઓ પણ તેમજ કરે છે. )

ભુધર—અલ્યા જીવણ ! જો અહિં આવ. આપણે જરા એકાંતનું કામ છે. ( એમ કહી બધા ભાઇઓને એકાંતમાં બેસાડીને ) જુઓ ભાઇઓ ! તમે સઉ નાના હતા ત્યાં સુધી, અને હજી હમણાંએ શું થયું છે ? આપણું કાંઇ એક બીજાનું હેત ઘટ્યું નથી, પણ આ નીચ રાંડોને લીધે ઘરમાં રોજ કંકાસ થાય છે. તેથી જો તમારી સઉની મરજી હોય તો આપણે હેતપ્રીતથી હળીમળીને જુદા રહેવું એ સારું છે. નહિ તો માથાંવાઢયાં વેર એ રાંડો કરાવશે; કેમકે મેં ઘણી જગાએ જોયું છે કે જ્યાં ઘરમાં પારકી જણી વીસનખી આવી કે થઈ ચુક્યું. ઘણાંનાં ઘર ભાગ્યાં છે, માટે આપણે અગમચેતીને ચાલશું તો ઝાઝું વેર થશે નહિ. આપણાં મન એક છે તો એકઠા જ છીએ. કેમ ભાઇઓ ! તમને આ વાત ગમે છે ? [ જીવણ તથા બીજા સઉ હા કહે છે, તથા બોલે છે કે 'રાંડો ગમે તો કપાઇ જશે તોપણ અમે તો કશું બોલવાના નથી, પણ માંહોમાંહે વેર થાય એ વાત સાચી ખરી ને વળી રોજ ઘરમાં કંકાસ થાય એટલે કોઇને પણ સુખ નહિ, માટે તમે કહો છો તેમ અમને પણ ઠીક લાગે છે. પછી માંહેમાંહે સમજી જુદા રહે છે. ]

ચંદન—( પોતાના પતિને માન આપતાં ) કેમ, આજે તો મિજાજ ઠેકાણે છે કની ? મને તો તમારા ગુસ્સાનો ધાક બહુ લાગે છે; તેમ તમારો મિજાજ જતાં વારે લાગતી નથી તો ! છીંકતાં છીંડું પડે એવું કામ છે. કહો ત્યારે આજે મારે એક બે વાત તમને પૂછવાની છે ? તે હમણાં ફુરસદ છે કે પછી પૂછું ?

કૃષ્ણદાસ—પૂછ તારે પૂછવું હોય તો. જો ! મારો સ્વભાવ કેવો છે કે ખોટાની મને બહુ ચીડ છે. હું ગુસ્સે અમથો થાઉં છું ! તમે જંગલી જેવાં મને ગુસ્સો આવે એવું કરો છો ત્યારે કની ? બાકી મારો સ્વભાવ તો હસમુખો છે. [ એમ કહી જરા મોં મલકાવે છે. ]

ચંદન—ત્યારે બોલો. પહેલો સવાલ તો મારો એ છે કે આ જગતમાં સારું શું ને ખોટું શું, તે મને કહો; એટલે ખોટાની તમને ચીડ છે, તેથી જેટલું ખોટું હોય તેને તમારા આગળ આવવા જ દેવું નહિ. પછી તો તમને ગુસ્સો ચઢવાનો નથી ?

કૃષ્ણ૦—જો ! આપણા મનને જે વાત ગમી કે આ સારી છે તે સારું અને ખોટું શું કે જે આપણને ગમે જ નહિ ને નઠારું જ લાગે. કેમ સમજી કેની ?

ચંદન૦—હા, એ તો સમજી. પણ હવે આમ જુઓ કે જાણે મને તો એવું ગમે કે લોકોને ઘેર સવારથી તે સાંજસુધી ફરતાં ફરવું, જ્યાં મળે ત્યાં સારું મનને ગમતું ખાવું ને મઝા કરવી. કેમ એ પ્રમાણે કરું એટલે પછી તો ગુસ્સે નહિ થાઓ કેની ?

કૃષ્ણ૦—કેમ ચમકી કે ? વત્તુંઓછું બોલેછ, કમજાત ! હું કહુંછ તે સમજતી નથી ? દોઢ કોડીની અક્કલ તો છે નહિ ને મોટી સવાલ પૂછવા આવીછ !

ચંદન—[ જરા મોં મલકાવીને ] કેમ વારુ, શું ના સમજી ! તમે કહો છો તે તો ખરું છે કે 'જે વ-તુંઓછું બોલે તે કમજાત,' ને અક્કલ તો મારી જે છે, તે આ હવે કંઇ વધવાની છે ? જો બજારમાં મળતી હોય તો થોડી લાવી આપો. નહિ તો તમને મારી દયા આવે તો થોડી તમારામાંથી આપો. મારી પાસે કંઇ ખાવાનું હોય છે તો હું તમને નથી આપતી ?

કૃષ્ણ૦—બેસ બેસ છાની માની ! વળી બોલતા નથી એટલે અમણી લવારે ચઢી કે ? જા તારું કામ કર. મારા મોં આગળથી હમણાં આઘી ખસ.

ચંદન૦—કેમ તમે તો કહેતા'તાની કે મારો સભાવ તો હસમુખો છે ને ખોટાની મને ચીડ છે ! ખરી વાતમાં તો હું ગુસ્સો કરતો નથી ! ત્યારે આ તે શું—ગુસ્સો કે ગુસ્સાને માથે શીંગડાં ! હજુ મારે બીજા સવાલ પૂછવાના છે તે પૂછું કે નહિ ? પૂછીશ તો વળી કહેશો કે કમજાત છે !

કૃષ્ણ૦—જા જા, મોટી પૂછનારની પૂંછડી ! તને સવાલ કરતાં શું આવડે છે જે ? નકામા અક્કલવનાના સવાલ પૂછે છે, ને કહીએ છીએ તે સમજવાની અક્કલ તો છે નહિ ! જા હમણાં મને ફુરસદ નથી. પછી નવરા પડીએ ત્યારે પૂછજે, પૂછવું હોય તો.

ચંદન—ત્યારે હમણાં તે તમારે શા પાડા મુંડવા છે જે ના

કહો છો ? હમણાં ફુરસદ જ છે તો. પછી વળી મને ફુરસદ નહિ હોય ત્યારે તમે કેહેશો જે હવે પૂછ તે શા કામનું ?

કૃષ્ણ૦—(એકદમ આંકણી લઇને પગ પછાડીને ઉભો થાય છે. ચંદન તેનો આંકણીવાળો હાથ ઝાલી લઇ ને ) માફ કરો, પગે લાગું છું—કાંઈ વત્તુંઓછું બોલાયું હોય તો. જુઓ, તમે મને પહેલેથી મોઢે શું કરવા ચઢાવી ? ને હવે મારવા ઉઠો છો જો ! હું તો મારે હેતમાં બોલું છું, ને તમને તો ખરેખરી રીસ ચઢી જાય છે ! ત્યારે લ્યો; હું આ હેઠે જાઉં છું. ( કૃષ્ણદાસ નરમ પડી જાય છે, ને ચંદન મોં મલકાવીને હેઠે જાય છે. )

બાળ૦—( જમી કપડાં પહેરીને જોડા પહેરતાં) એ સાંભલો છ? તમારી મેલે આ બાન્નું ધાંકજો હો, હું દુકાને જાઉં છું. ( 'જે સીગોપીજનવલ્લભ, જે સીગોપીજનવલ્લભ,' બોલતા જાય છે. )

ચંચળા— ( ખાઈ પરવારીને પછી વિઠ્ઠલજીને બહાર જતા જોઇને ભાગીરથીપાસે જઇને ) કેમ ભાગીરથી ! શું થાય છે ? આવું કે ? લાવો કંઇ કામ દેખાડો છો, તમને મદદ કરૂં.

ભાગીરથી—આવો બેસો, કામ તો કશુંએ નથી. આ એઠવાડ તો કાઢી રહેવા આવી છું. કેમ ચંચળ બહેન ! આજે કંઇ વહેલાં પરવારીને આવ્યાં છો ?

ચંચળા—એ તો આજે મારી મા આવવાની છે. મેં એના આગળ તમારી તથા વિજયાલક્ષ્મીની વાત કરી'તી કે બહુ સારાં છે અને મારા ઉપર હેત રાખે છે, ત્યારે એ કહે કે આજે હું એમને મળવા આવીશ બપોર પછી, ત્યારે મેકું લાવ વહેલી પરવારી લઉં. એટલે પછી નિરાંતે બેશીએ તો ખરાં. (વાતો કરતાં બેસે છે)

વિજયા—(મનોહરને જમાડી પોતે જમી પછી મનોહરના બહાર ગયા પછી ભરતનું કામ લઇ બેસે છે. તેટલામાં વિજળી લાગ જોયા કરતી હતી તે આવે છે તેને જોઇને ) આવો વિજળી બહેન ! કોઇ દિવસ નહિ ને આજે તમે ક્યાંથી આવ્યાં ? કેમ કંઇ મારા સરખું કામકાજ છે કે શું ? આવો બહેન ! બેસો.

વિજળી—ના, મા ! બીજું કામ તો કંઇ નથી. હું તો સહેજ તમારી પાસે બેસવાને આવી છું. ખરૂં પૂછો તો હું આટલા દિવસ બરાબર જાણતી નો'તી કે આવી કથા અહિં વંચાય છે. કાલે મારા

ઘરમાંથી મને કહેવા લાગ્યા. ને મને પણ મન થયું'તું તોપણ કોઈ દિવસ તમારે ત્યાં આવવાનો ચાલ નહિ, તેથી મારો રાંડનો પગ ઉપડતો નોહોતો. ને વળી આ મો'લ્લામાં આપણે આટલા દિવસથી રહીએ છીએ, પણ તમારો આવો સારો સ્વભાવ છે એ વાતની મને ખબર નહિ; તે કાલે મેં જાણ્યું જે તમારો સ્વભાવ તો ઘણો જ સારો છે તેથી, ને કથા મને બહુ સારી લાગી તેથી આખી રાત મને સમણુંએ તમારા ઘરનાં ને ઘરનાં આવતાં'તાં. ને આજે તો સવારની ઉઠી છું, ત્યારની મારા મનમાં ઘડભાંજ કરૂં છું કે હવે કેમ વગર બોલાવે એમને ઘેર જાઉં ! પછી મેં તો નક્કી કર્યું કે ચાલ જાઉં તો ખરી. એમનું મન દેખીશ તો બેસીશ, ને નહિ તો પાછી આવીશ. અહિં આવ્યાથી મને ઘણું સારું લાગ્યું. જો તમને કશી અડચણ ના પડે તો હું બપોરે રોજ બબે ઘડી આવીશ. મને કાંઈ ભરવાનું વગેરે તમે શીખવશો ?

વિજયા—(તેનાં પ્રેમાળ નેત્ર, બોલવાની ચાલાકી, તથા પ્રીતિ ઉપજાવે એવા હાવભાવ અને નમ્રતાઈથી મીઠાશભરેલી વાણી બોલતી સાંભળીને ) વિજળી બહેન ! હું તમને જતાં આવતાં જોતી'તી ખરી, ને મને તમારા ઉપર ભાવ તો ખરો, પણ કોઈ દહાડાની માયા નહિ એટલે તમને હું બોલાવતી નો'તી. પણ તમે આજે આવ્યાં તે ઘણું સારું થયું. તમારો સ્વભાવ કોણ જાણે કેવોય અતડો અને મિજાજી હશે એમ હું ઉપરથી ધારતી, પણ તે વાત સઉ ખોટી પડી. તમારો આવો મળતાવડો સ્વભાવ જાણીને મને ઘણું હેત આવે છે. જુઓ, બહેન ! મને તમારા જેવાં ચોખ્ખા મનનાં અને સાચું બોલનારાં તથા લોકોજોડે નહિ લઢનારાં ભલાં માણસ બહુ ગમે છે. સુખેથી તમારે ગમે તે વખત આવજો. ઘર તમારું છે. મને આવડશે તે હું તમને શીખવીશ. તમે આવશો તેથી મને સારું લાગશે. તમે પણ મારી પેઠે સાલસ સ્વભાવનાં છો એટલે આપણે બંનેને હળશે. બીજાં ઉછાંછળાં, બેફાટ બોલનારાં, એકેકનો ભારવકર નહિ રાખનારાં, હલકાં માણસની સોબત મને ગમતી નથી. પણ તમે બહુ ગુણવાન્ છો, માટે તમે આવશો તે તો મને ગમશે.

વિજળી—જુઓ વિજયાલક્ષ્મિ ! આટલા દહાડાસુધી મેં કંઈ તમારા જેવાં ઠરેલાં માણસની સોબત કરી નથી, અને આડોશીપાડોશી બધાં કંકાશિયાં. માંહોમાંહે લઢે વઢે, ને મને મહીં જાણી જોઈને છેડે. ત્યારે હું પણ તેમના સાથે ગમે તેમ બોલું, પણ સાચું પૂછો

તો મારા મનમાં તેનું વેર નહિ. ઘડી પછી પાછી બોલું ને બોલાવું. પણ હવે તમારી સોબતમાં બેશીશ તો એ રડયા બધાએ મારા અવગુણ છૂટી જશે. હજુ તો મારામાં પૂરી માણસાઈ પણ આવી નથી. તમને જોઇને હું બહુ રાજી થઉં છું.

**ચંચળા**—( ભાગીરથીના ઘરમાંથી વિજયાને જુએ છે, તે વિજળીને જોઇ ) ભાગીરથી બહેન ! જુઓને આજે તો કંઇ વિજળી અહિં આવીને બેઠી છે ! એ તો વાસાથે વઢે એવી છે. તે આ બીચારી વિજયાલક્ષ્મીજોડે એને શી રીતે પાટો ગોઠશે ? એ તો મારા જેવી ગામનો ઉતાર છે.

**ભાગીરથી**—જુઓ ચંચળબહેન ! આ લોઢું છે, પણ તે પારસમણિને અડકે છે એટલે સોનું થઈને રહે છે. આપણે બધાંએ વિજળીના જેવાં જ હતાં કેની ? તે કેવાં ધીમે ધીમે સુધરવાં મંડયાં છીએ ? તેમ એ ગમે તેવી તોફાની હશે પણ વિજયાલક્ષ્મીનો ચાર દહાડા સંગ કરશે, પછી તમે જોજો, કેવી થાય છે તે.

**ચંચળા**—(બારીએ રસ્તામાં જોઇને)઼ઓ મારી બા તો આવી ! કેમ ભાગીરથી બહેન ! આપણે બધાંએ એમને ઘેર જઇશું ?

**ભાગીરથી**—હા ચાલો તમે, એટલે હું બારણું દઇને આવું છું.

**ચંચળા**—(નીચે ઉતરીને પોતાની માને સાથે તેડીને વિજયાલક્ષ્મીના ઘરમાં મેડે ચઢીને) કેમ બહેન ! વિજયાલક્ષ્મિ ! શું કરો છો ? આ મારી મને મોઢે મેં તમારી વાત કરી'તી, તે એ તમને મળવાને આવી છે. ત્રણ ચાર દહાડાથી કહેતી'તી ત્યારે મેં કું આવજે આજે, આપણે જઇશું, તે આવી છે.

**વિજયા**—આવો, બહુ સારૂં થયું. આ બિછાનાઉપર બેસો. આવો, મારાં ચંચળ બહેનનાં મા એટલે મારે પણ મા બરાબર જ છે. (ચંચળ તથા તેની મા બેસે છે. એટલામાં ભાગીરથી આવે છે, તથા વિજળી ગઇ છે એમ જાણીને પ્રાણકોર, લાડકોર, તથા નવલ પણ આવે છે. તેમને સઉને વિજયા પ્રીતિથી બોલાવી બેસાડે છે. આ સઉને આવતાં જોઇને શું કારણ હશે. એવા અંદેશાથી કાવેરી તથા પારવતીબાઇ પણ આવે છે. સઉ બેઠા પછી એક બીજાના તરફ જુએ છે. પણ કોઈ કાંઇ બોલતું નથી ત્યારે )

**ભાગીરથી**—વિજયાલક્ષ્મી બહેન ! તમારે ઘેર અમે સઉ અતિથિ આવ્યાં છીએ. હવે કાંઇ ભિક્ષા આપ્યા વિના ચાલવાનું નથી. માટે કોઈ સુબોધકારક રમુજી વાત કહો અથવા તો કંઇ ગરબી સંભળાવો, એટલે અમારો આજનો દહાડો સફળ થાવ. અમે તો બધાંએ

નકામાં છીએ. માત્ર સાંભળવાનાં રસીયાં તો ખરાં. ભલા આપણે કંઇ લેણદેણ સંબંધ હશે, ત્યારવના કંઇ ભેગાં થયાં છીએ? તમે ધૂણી તાપીને તપ કર્યા હશે. તો અમે પણ ધૂણીનાં લાકડાં સંકોર્યા હશે! (સઉ જરા હસે છે.

વિજયા—(હસતી) તમે પણ ભાગીરથી! મને ચઢાવીને મોટી કરો છો, પણ તમારા કરતાં મારામાં શી એવી વધારે સમજણ છે?

ચંચળા—ના બ્હેન વિજયાલક્ષ્મિ! હવે તો તમે બોલો. આ બીચારી મારી બા ફરી કે દહાડે સાંભળવાની છે જે? આજે એનું પણ ભાગ્ય ફર્યું છે તે આવી ચઢી છે. માટે નજરમાં આવે તે બોલો. પહેલી ગમે તો વાત કરો, ને પછી ગરબી, ને ગમે તો પહેલી ગરબી કહીને પછી વાત કહેજો. પણ આજે તો ચાલે એવું નથી.

પારવતી—લ્યો અલીઓ! હવે કોઇ બોલ બોલ કરશો નહિ. છાનામાનાં એક ચિત્તે સાંભળજો.

વિજયા—જુઓ, ભાગીરથી! મને કંઈ એવી કથાની વાત તો આવડતી નથી. પણ એક દહાડો સાંભળેલી એક ગુરુશિષ્યની જરા હસવાસરખી વાત છે. તેમાં શીખામણ લેવા જેવું તો છે પણ હવે બહુ એવી કાંઇ સુબોધ આપનારી નથી. તમારી સઉની મરજી હોય તો કહી સંભળાવું. મને કાંઇ એનું માન નથી.

સઉ સાથે—હા હા, કહો. જેવી હશે તેવી. આપણે બધા કે-દહાડે જ્ઞાની છીએ જે?

વિજયા—સાંભળો. આ મણિપુર નગરમાં એક પદ્માકર નામનો ભણેલો બ્રાહ્મણ રહેતો હતો. તેને ઘેર ઘણા વિદ્યાર્થીઓ જૂદા જૂદા વેદ અને શાસ્ત્રની વિદ્યા ભણતા હતા. તે સઘળા વિદ્યાર્થિમાં એક વૈધેય નામનો વિદ્યાર્થી હતો. તે પદ્માકર ગુરુની સ્ત્રીનું નામ વિકલા હતું. તે સ્ત્રી પદ્માકરની આજ્ઞાપ્રમાણે જ ચાલતી ન હતી. તે વિકલા એવી હતી કે તેનો પતિ કહે તે કામ કીધા પહેલી ઘણી ટેચ કરે. પછી નજરમાં આવે તો કરે. વખતે સામું બોલે, વખતે તિરસ્કાર પણ કરે, તોપણ પોતાના પતિની મનમાં દયા જાણે એવી હતી. બીજા વખતમાં ગમે એમ ચાલે, પણ પતિ દુઃખમાં હોય ત્યારે તેની બરાબર સેવા કરતી હતી. તેથી તેના ભડભડિયા સ્વભાવને જાણનારા પતિ તેના ઉપર મીઠી નજર રાખી કશું કહેતા નહિ. વળી પદ્માકર સઘળી વિદ્યાના જાણનારા હતા, તેથી ત્રણ કાળનું જ્ઞાન તેમને થયું હતું. કોઇ-નું પણ તે ભુંડું ઇચ્છતા નહોતા. જો કોઇ કાંઇ તેમનું નુકસાન કરી જાય તોપણ તે તેના ઉપર ક્રોધ કરતા ન હતા, પણ તેનું એ ભલું ચહાતા.

કોઇ પાસે દુઃખના સમયમાં પણ ધન કે કશું માગી લેતા ન હતા, પણ દાતા તથા ધનવાન્ સજ્જન લોકો વગરમાગ્યે તેમનું અયાચક વ્રત જાણીને તેમને ઘેર આવી અન્નવસ્ત્ર વગેરે જે જે વસ્તુ જોઇએ તે પૂરી પડતા. તેથી તેમને કોઇ વાતનું દુઃખ પડતું નહતું. તે સંતોષી હતા, તેથી જે કાંઇ આવી મળતું, તેમાં સુખ માનતા. પણ લોભવડે મને આ મળે તો સારૂં કે મને આ મળે તો સારૂં, એવાં વલખાં મારતા ન હતા. તેની સ્ત્રી વિકલા પણ બધી વાતે બોલાવેચાલવે બીજાને કપરી દેખાતી, પણ મનમાંથી ભોળી અને ઘણું સમજણી હતી. કોઇ દિવસ તે પોતાના પતિને ઘરેણાંવાસ્તે અથવા સારાં લુગડાં-વાસ્તે સંતાપતી ન હતી, પણ ઉલટી અડચણ પડે તો પોતાની પાસે એક બે જણસ હલકી હોય, તે મૂકી પોતાના ઘરનો વહેવાર ચલાવતી. આવાં પોતપોતાના ધર્મે ચાલનારાં તે એક બીજાથી નરમગરમ હોવા છતાં કદી પણ મૂરખની પેઠે લડતાં નહિ. જ્યારે વિકલા અકળાઇને કાંઈ બોલે અથવા ટેચ કરે, ત્યારે તેના પતિ તેની મરજીપ્રમાણે હા કહી મુંગે મોઢે બેશી રહેતા, કારણ કે આ સ્ત્રી મરતાસુધી પાપાચરણ કે અનાચારને કરે એવી નથી એવું ખાતરીથી જાણતા હતા. હવે એક દિવસ ગુરુપાસે પેલો વૈધેયવિદ્યાર્થી ભણવા બેઠો હતો, અને ગુરુ-પત્ની કાંઇ વાત પૂછવા આવ્યાં, તે વખતે તેમના રોજના સ્વભાવપ્રમાણે બોલવા મંડયાં. તે વખતે આ ગુરુ રોજના જાણીતા હોવાથી કશું બોલ્યા નહિ, અને તેની મરજીપ્રમાણે હા હા કરી તેને વિદાય કર્યાં. ત્યારે પોતાના ધર્મને નહિ જાણનારો વૈધેય પોતાના ગુરુને કહેવા લાગ્યો કે "મહારાજ! આમ છેક માથે ચઢાવો છો તે તમને નડશે. એ તો જરા ફુંફવાટો રાખવો. કહેવત છે કે 'ભુખે જાર બાજરી, ને ભુખે નાર પાધરી, ભૂખે ડોબું દોવા દે, ને ભુખે છોકરૂં રોતું રહે'—માટે જરા શા-સ્ત્રમાં કહ્યા પ્રમાણે "स्त्रीसारं च ताडका" તેમ કર્યા વિના ઠેકાણું ના પડે. મહારાજ! આ રીતે તો તમને રોજ ધમકાવીને ધુળ કાઢશે. પછી તો તમારી મરજી." આ પ્રમાણે વૈધેયનાં વિપરીત વચનો સાંભળીને દયાના સાગરજેવા તે ગુરુ બીજું કશું બોલ્યા નહિ, પણ ફક્ત એટલું કહ્યું કે ભાઇ! તું જે દિવસ ગૃહસ્થાશ્રમ માંડીશ તે વખતે શી રીતે ચલાવે છે તે હું જોવા આવીશ. ત્યાં તારી આ હોંશિયારીનો અજમાશ કરીને તારી સ્ત્રીને તું કેવી અનુકૂળ અથવા અધીન કરે છે એ વાતોને હું જોઇશ અને પછી તારા બુદ્ધિને શાબાશી આપીશ. મારે તો સઘળુંએ ઠીક છે. ચાલ, હમણાં તો તું તારો પાઠ ગોખી લે. એમ કહી પાઠ ગોખાવવા લાગ્યા. આ પ્રમાણે કેટલાક દિવસસુધી તે વૈધેય, ગુરુને ત્યાં ભણ્યા પછી પોતાને ઘેર ગયો. તેનાં માતાપિતાએ

એક મર્કટી નામની કન્યાસાથે એ વૈધેયની પ્રસન્નતા પુછીને તેનો વિવાહ કર્યો, પુત્રનું લગ્ન કર્યા પછી થોડા દિવસમાં દૈવગતિથી તે માબાપનો કાળ થયો, તેથી પોતાના ઘરમાં વૈધેય એકલો જ રહ્યો. જ્યારે મર્કટીની યોગ્ય ઉમર થઇ ત્યારે તેનાં માબાપે પોતાની દીકરી એ વૈધેય જમાઇને સોંપી આપી. પ્રથમ સહવાસવિના તે મર્કટીને સાસરાનું ઘર જંગલના પહાડની ગુફાજેવું લાગ્યું, અને પોતાનો પતિ જંગલના અઘોરીસરખો લાગ્યો, જેથી તે મર્કટી આખો દિવસ ભયમાં ને ભયમાં રહેતી, ઘણું બોલાવે તોપણ બોલતી ન હતી, કામ કરવાનું કહે તે પણ ઉઠીને એકદમ કરે નહિ. આખરે વૈધેય પોતાની મેળે સઘળું કામ કરે, તે ક્યાં સુધી કે સવારમાં પથારીઓ ઉપાડવી, ઘર સાફ કરી રસોઈ કરી જમવું અને તેને જમાડવી, અને રાત્રે તેને સુવાને પથારીસુદ્ધાં કરી આપવી. આ સઘળું કામ તે એવી આશાથી કરતો હતો કે આ સ્ત્રી બાળક અને પ્રથમ આવેલી છે, અને અજાણી છે, તેમ જ ઘરમાં એને સુખ આપનાર સાસુસસરા પણ નથી. માત્ર મારા આશ્રયે આવી છે. માટે હું આ કામ કરૂં છું તે જોઇને એ શીખશે; અને હાલમાં મારા સાથે એનો વધારે પરિચય રહેવાથી જલદી સ્નેહ બંધાશે. આવા અભિપ્રાયથી તે રોજ ઘરની સઘળી ખટપટ કરતો, અને મર્કટી તો જ્યાં સુધી પતિ ઘરમાં રહે ત્યાં સુધી તો એક જગાએ બેશી રહે, અને પોતાની મરજીપ્રમાણે ફરે હરે; અને જ્યારે પતિ બહાર જાય ત્યારે ઘરનું કામ નજરમાં આવે તે કરે, ને ઘરમાંથી જે કાંઇ ખાવાની વસ્તુ હોય તે શોધીને ખાય; નહિ તો અનાજ આપીને ખાવાની વસ્તુઓ લઈને ખાય. આ પ્રમાણે દિવસ જવા લાગ્યા. સઉથી પહેલાં મર્કટી વૈધેયસાથે મુદ્દલ બોલતી નહિ; તેથી તે પ્રીતિથી વારંવાર તેને બોલાવવા જતો; જેથી થોડા સહવાસ થયા પછી તે જ્યારે જ્યારે પ્રીતિથી બોલાવવા જાય, ત્યારે ગુસ્સો કરીને મોટેથી અથવા છણકા કરીને બોલવા લાગી; ત્યારે વૈધેય પોતાના મનમાં બહુ રાજી થવા લાગ્યો. કારણ કે મુદ્દલે બોલે નહિ તે કરતાં ચીડાઇને કાંઈ પણ બોલે છે, તો આગળ જતાં વાતચીત પણ કરશે. આ પ્રમાણે જ્યારે વધારે દિવસ ગયા ત્યારે મર્કટીને સઘળું ભય મટી ગયું, ઘરમાં કામકાજ કરવા લાગી; પણ પ્રથમથી ટેવ પડેલી કે જ્યારે કાંઇ પતિ કહે અથવા બોલાવે, ત્યારે છણકા કરીને ગુસ્સાથી બોલવું, અને એ બોલે તે વખતે હશીને રાજી થતો, તેથી એને તે ટેવ પછી પણ તેવી ને તેવી જ રહી, અને દિનપરદિન ઘરમાં સત્તાવાન્ થવાથી [illegible]ધેયને તે એક બકરીસરખો કરીને પો[illegible]ા લાગી, તેમ વૈધેય પણ ગૃહસુખનો

લોભી તથા પ્રીતિમાં ડુબી ગયેલો સઘળું સહન કરી એ સ્થિતિને પણ મોટી સુખરૂપ માનતો હતો. આ પ્રમાણે ઘણા દિવસ થયા ત્યારે તેના ગુરુને વૈધેયનો ગૃહસ્થાશ્રમ જોવાની ઇચ્છા થઇ. તેથી તે એકલા પોતાને ગામથી નીકળી આ શિષ્યને ઘેર આવ્યા. પોતાના ગુરુને જોઇને મનમાં લજવાઇને પ્રીતિવડે તે તેમને આસન વગેરેથી સંમાન કરવા લાગ્યો, તથા ઘરમાં જઇને એકાંતમાં દૂર પોતાની સ્ત્રીને બોલાવી કહેવા લાગો કે જો! આટલા દિવસથી હું તારા છણકા તથા હલકા શબ્દો સહન કરૂં છું. પણ આજે મારા ગુરુ આવ્યા છે તે તારી તથા મારી રીતભાત જોવાને આવ્યા છે. અને જો આપણી રીત નઠારી દેખશે તો એ બહાર જઇને તારી તથા મારી હલકી વાતો કરશે, માટે તું આજનો દિવસ મને બિલકુલ છણકો કે ગુસ્સો કરીશ નહિ, અને એટલું કરજે કે રોજ જેમ હું તારા છણકા સાંખું છું તેમ આજ અથવા કાલસુધી મારા ગુરુના દેખતાં હું તને છણકા કરું અથવા કાંઇ બોલી જાઉં તો તું સાંખી રહેજે. મને સામું ખોટું ઉત્તર આપીશ નહિ. જો, શું કહું છું? હું તને પગે લાગીને કહું છું કે બાઇ! આજનો દહાડો તું મારી આબરૂ રાખજે, નહિ તો તારું ને મારું બંનેનું ખોટું કહેવાશે. આ વચન સાંભળીને મર્કટી બોલી કે જુઓ, તમે કહ્યું તે બધું ખરું, પણ હું કહું છું તે વાત પણ તમે યાદ રાખજો. જાઓ આજના દિવસમાં તમે મને સો વાર છણકા-છીંકોટા કરશો, ત્યાં લગી હું બોલીશ નહિ, ને તમારી આબરૂ રાખીશ. પણ જો એક સો ને એક ઉપર થયું, એટલે પછી મારા જેવી કોઇ ભુંડી નથી, એમ જાણજો હોં. પછી તમે મને દબાવશો તો તલભારે તમારો ભારબોજ રાખવાની નથી હોં. આ વાત વૈધેયે કબુલ કરી કે જા, સોઉપર નહિ કરું. હવે થયું? પણ જો? સારું જમવાનું, નહાવાનું ગરમ પાણી વગેરે બધું કામ આજનો દિવસ તું તારી મેળે બરાબર કરજે. મારી પાસે કરાવવાની આશા રાખીશ નહિ, સમજી? આ રીતે વાતચીત થયા પછી મર્કટી સઘળું ઘરનું કામ કરવા લાગી, અને વૈધેય ગુરુની પાસે રહી જોઇતી સેવા કરવા લાગ્યો. હવે પોતાના ગુરુને હું કેવો છું, અને મેં ઘરમાં સ્ત્રીને કેવી તાબે કરી છે, તથા મારી સ્ત્રીને કેવી હુકમને પાળનારી તથા મારો તગાદો વેઠનારી સરળ કરી છે, એ સઘળું દેખાડવાના મનસુબાથી ફરતો જાય, ફરતો જાય ને આ પ્રમાણે બોલતો જાયઃ "કેમ રે! આ પાણી ઉનું હજુ નથી મૂક્યું કે? ઓ મૂરખ! તને હજાર વાર કહ્યું ને કેમ સમજતી નથી? અરે રાંડ! આ કચરો તને ના સુઝ્યો? તું તે કેવું કામ કરે છે? ઓ રાંડ અભાગણી! કામ કરીએ તે સંભાળીને

કરીએ. તને ભાન કેમ રહેતું નથી ? ભીખારીના ઘરની છોકરી તે ભીખારી જેવી ! તારી આંખે પણ સુજે છે કે નહિ ? આ પોથીનું પાનું કચરામાં વાળી નાંખે છે ? કમજાત સરખી ! કોઈ દહાડો બાપને ઘેર દીઠું હોય ત્યારે કેની ! " આ વગેરે કઠોર વચનો બોલતો જાય, ફરતાંફરતાં સ્રીને છાનું સમાધાન કરતો જાય, કે જો ! આજનો દહાડો બોલીશ નહિ. તે પદ્માકર ગુરુ વૈધેયની આવી રીત જોઇને મનમાં ઘણા નારાજ થતાં ધીરેથી બોલ્યા, 'જો ભાઈ ! છેક વધારે ના બોલીએ. હોય, માણસ છે; વખતે કામ કરતાં ભૂલ પણ થાય. વારંવાર એવાં કઠોર વચન બોલીશ નહિ. જો ! શાસ્રમાં પણ એવું કહ્યું છે કે કોઇને પણ કડવું વચન કહેવું નહિ. તેમાં વળી પોતાની સ્રીને તો બનતા સુધી મીઠાં વચનથી કેળવવી. કેમકે એકવાર તેના સાથે આપણે તથા આપણી સાથે તેને વિરોધ થઇ ગયો, તો પછી કાળાંતરે પણ ભાગ્યે જ છૂટે છે, અને એમ થવાથી જન્મસુધીના નહિ છૂટે એવા સંબંધમાં નિરંતર કલેશ રહે છે અને એક બીજાથી અસંતોષ થઈ મન ઉંચાં થાય છે. એટલે ત્યાર પછી ઉંચાં મન હોવાને લીધે તેમને ખરા શાંત સુખનો અનુભવ કરવાનો વારો કવચિત્ જ આવે છે. માટે સ્રીને તો કડવું કહેવું જ નહિ. પારકાજોડે એમ વિરોધ થાય તો આપણો તેનો સંગ માત્ર છૂટે, પણ આ તો છૂટી પણ ન શકાય એવો સંબંધ છે. માટે વિચારીને બોલતાં રહેવું. તેમાં પણ વળી આ તારી સ્રી તો ગરીબ જણાય છે. કેમકે તું ત્યારનો ગાળો દીધા સરખું કરે છે, પણ તે એકે અક્ષર બોલતી નથી. તેથી હવે બસ કર, બોલીશ નહિ.' આ સાંભળીને વૈધેય બોલ્યોઃ " અરે મહારાજ! આપને કંઇ ખબર છે ? આજે તો તમે આવ્યા છો, પણ કાલે કોઇ બીજું જ આવ્યું હોય, તે એની કિંમત કરે કે નહિ ! કામ કરવું તે કેવું ચોકસ કરવું ! ને એ ગરીબ ન થાય તો જાય કયાં ? મારી સાથે કામ છે તો ! હું તો એવો છું કે કાનપટીઓ પકડીને ઉંચી કરૂં. ને બોલે વતુંબોધું તો દાંત બત્રીસે તોડી પાડું, ખબર છે ? " એમ બોલી વળી હરતો જાય ફરતો જાય ને કઠોર વચનો તિરસ્કાર કરી બોલતો જાય. પછી પેલી મર્કટી તો પોતાની મેળે મનમાં ને મનમાં ગણતી જાય કે પૂરા સો તિરસ્કાર થાય તો પછી હું પણ જરા મારું સ્વરૂપ એને ને એના ગુરુને દેખાડું. પછી મર્કટીએ રસોઇ તૈયાર કરીને કહ્યું કે આ રસોઈ તૈયાર છે. પછી વૈધેયે પોતાના ગુરુને સ્નાન કરાવી, સોળાં બદલાવી, પૂજા કરી પાટલે બેસાડયા, અને પોતે પણ બેઠો, ને ફરી બોલબોલ કરવા લાગ્યો. " કેમ રે અકર્મિ ! આ પાણીના લોટા આમ મૂકાય કે ? ઓ વાંઝણીની ! આ શાક ને અપોસાની આ બા-

આમ મૂકાય કે ! આ શાક ને અપોસાની આમ મૂકાય કે ? તને મૂરખીને આવું કોણે શીખવ્યું ? આ શાક ટાઢું કેમ કર્યું નાંખ્યું ? આ મોળું કેમ ? આ ખારૂં કેમ ? " એવા હજાર વાંધા કાઢી તિરસ્કાર કરવા લાગ્યા, એમ કરતાં જ્યારે અર્ધું જમી રહ્યા, એટલામાં સો તિરસ્કાર પૂરા થયા. પછી તે સ્ત્રીના મનમાં ઉકળાટ થયો કે હવે બોલે તો દેખાડું ! એટલામાં વૈધેય મોટો ઘાંટો કાઢીને બોલ્યો, 'ઓ રાંડ ! આ કઢી તે પછી તારા બાપના શ્રાદ્ધમાં પિતરોને મોઢે રેડવાની છે ? પહેલેથી એકેક ચોખ્ખા દડીયામાં મૂકી કે નહિ ?' આ વચનો બોલતાં જ સ્ત્રીએ ક્રોધ ચઢાવીને કઢીનું હાંલ્લું ચૂલાઉપરથી ઉકળતું ઉંચકીને " આ સો ઉપર એક થયું તોએ હૈયું ફુટયું છે ? " એમ કહી ઉકળતું કઢીનું હાંલ્લું તેના માથાસાથે પછાડયું તે દાઝીને મોટી બુમ પાડી ઉઠયો, ' ઓ મારા બાપ રે ! ' ગુરુને પણ ગરમ છાંટા ઉડયા, પણ સહજ ઉડયા, કેમકે છેટે બેઠા હતા. આ વૈધેય તો ઝાંખો થઇ ગયો, ને નીચું જોઇને બેઠો. જાણ્યું જે જો હવે બોલીશ તો બળતાં લાકડાં ચાંપશે. માટે દાઝયો છું એ કહેવાની પણ હિંમત ચાલી નહિ. આવો બનાવ જોઇને તથા વૈધેયને લજવાઇ ગયેલો જોઇને ધીરેથી ગુરુ બોલ્યા: " જો ભાઇ ! ( **कुंडशानि ममोपरि पतितानि शतानि च । एषा भाग्यवती नारी भाण्डमूल्यं न याचते** ) ' આવાં ને આવાં સેંકડો મારા માથાઉપર પડયાં છે, પણ આ સ્ત્રી તો હજી ભાગ્યશાળી છે કે હાંલ્લાના પૈસા માગતી નથી, તને ખબર છે ? બીજી અભાગણી નીચ કુળની હોય તો આપણા માથામાં મારીને હાંલ્લું ફોડે છે અને કહે છે કે મારું ત્રણ પૈસાનું વાસણ ફુટયું તેના પૈસા લાવ. પણ આ તો સારાં માબાપની છે, તે પૈસા પણ માગતી નથી, " આમ બોલતા પછી બનેને સમાધાન ઉપજે એવાં ધીરેથી મીઠાં વચનો કહી હાથ મોં ધોઇને ઉઠી ગયા અને પછી તૈયાર થઇ પોતાને ઘેર જતી વખતે તે મૂર્ખ શિષ્યને ઘણે પ્રકાર ઉપદેશ કર્યો કે છેક આવી મૂર્ખતા કોઇ વેળા પણ કરીશ નહિ. તે સ્ત્રીને પણ શીખામણ બહુ દીધી કે જો બાપા ! આવું ઘાતકી કામ કોઇ દહાડો કરીશ નહિ, એ તારો પતિ છે, માટે એને પરમેશ્વરની પેઠે પૂજવાને બદલે આમ કરે છે એ સારું નહિ. આજે તો એનો મોટો અપરાધ હતો તે શિક્ષા થઇ તે ઠીક થયું, પણ કોઇ દિવસ આવાં લક્ષણથી બંનેના પ્રાણ જશે, અને પરમેશ્વરના ચોર થઇને નરકમાં દુ:ખને ભોગવશો. માટે સંભાળીને હેતપ્રીતથી એકબીજાનો ભારવકર રાખી દિવસ કાઢજો. આ વગેરે અનેક સુબોધનાં વચનો કહી ગુરુ પોતાને ઘેર ગયા, અને તે દિવસથી તે વૈધેય તથા મર્કટી બંને ધીરે ધીરે સુધરવા લાગ્યાં, ને બંને સુખી

થયાં. આ વાર્તાનો સાર તો ઘણો છે. પણ આજે આપણે એટલો જ લેવાનો છે કે ધણીએ પહેલી સ્ત્રીને માથે ચઢાવવી નહિ, અને ચઢાવવી તો પછી સહન કરવું, પણ લોક દેખતાં ખોટું ડહાપણ દેખાડી ઘરની ફજેતી કરવી નહિ. વળી સ્ત્રીપુરુષે એકબીજાને બનતા સુધી હલકા કઠોર શબ્દો બોલવાનો બિલકુલ અભ્યાસ રાખવો નહિ. કારણ, તેથી ગમે તેવી પ્રીત હોય છે તોપણ મનમાં ભેદ થયા વિના રહેતો નથી. તેમ જ એકબીજાના ગુણદોષ જણાય તો એકાંતમાં કોઇ નહિ હોય, તે વખતે શીખામણ દેવી, પણ પારકા દેખતાં દેવી નહિ. કેમ કે તેથી ભારબોજ ઘટે છે. એ સઘળું છતાં પતિઉપર તો શાણી સ્ત્રીએ કોઇ પણ દિવસ હાથ ઉપાડવાની ટેવ શીખવી નહિ; કારણ એ મોટું પાપ છે. વળી પતિ ન હોય તો આ સંસારનાં આપણાં સઘળાં સુખ જાય છે; કારણ કે વિધવા સ્ત્રીનો ધર્મ સંન્યાસીજેવો છે. તેને સુવસ્ત્ર, સારી પથારી, ઘરેણાં, પાન, સારાં ભોજન જમવાં વગેરે ઘણી વાતની મના છે. માટે કુળવાન્ સ્ત્રીઓએ તો આપણા જીવકરતાં પણ પતિની અનેક ઉપાયે રક્ષા કરવી તથા મરજી સંભાળી ચાલવું. બોલો શ્રીસદ્ગુરુદેવકી જય.

**ભાગીરથી**—વાહ ! કેવી સુંદર વાર્તા કહી ! ઉપરથી જોવા જાય તેને તો નજીવી જેવી લાગે, પણ મહિંથી સુબોધ લે તેને કેટલો બધો લેવાનો છે ! વિજયાલક્ષ્મિ ! ધન્ય છે બાઇ તમને; હું તો એ જ કહું છું કે જો અમારા ઉપર તમારી દયા હોય તો રોજ આવી સુબોધની રમુજી વાત એક એક કહેજો.

**ચંચળા**—પણ હેં અલી ! જુઓ તો ખરાં, એ રાંડ મર્કટીનો જીવ કેમ ચાલ્યો ? રડી ઉનોઉની કડી તો ચામડી બાળી નાંખે, ને પછી તેને સારું થતાં સુધી ઉઠવેઠ આપણે જ કરવાની રહી કેની ? ને એ ભાયડાએ કેવો ! રાંડનું એક વાર, બે વાર બોલે, પણ સો વાર ગાળો દે તે શું ? તે વળી લોકોના દેખતાં, ને વગર વાંકે. બાકી વાંક હોય ને ભલે ખૂણે બોલાવીને ડામ દે તોયે ખમીએ. પણ હેં વિજયાલક્ષ્મિ ! એનું નામ મર્કટી તે શું જોઇને પાડયું હશે ?

**વિજયા**—એ તો નાનપણમાં જે એને હાથપર લે તેને છોડતી નહોતી; કજીયો કરે ને તેને વળગે. તેથી વૈદકમાં આ કૌવચનું નામ મર્કટી છે, તે કૌવચની પેઠે વળગે તે ત્યાંથી વછુટે નહિ. તેથી સઉ એને મર્કટી મર્કટી કહેતાં નામ પડી ગયું.

**વિજળી**—એય રાંડ મારા જેવી હશે તે ગુરુના દેખતાં પોતાની ને ધણીની ભયડ વેરી નાંખી. આટલું સાંખ્યું તો જરામાં શું બગડી

જતુંતું જે? હૈયાફુટી હશે તે સખણી કેમ રહે જે!

કમળા—પણ પેલી હાંલ્લું માથામાં મારે ને પૈસા માગતી હશે, એ વળી કેવી હશે? એનાએ માથાની ખરી કેની?

નવલ—બહેન! મારા જેવી જે રાંડ પૈસાની લોભિયણ હશે તે જ મારીને માગતી હશે તો! રડચું બીજે દહાડે કઢી કરવા જોઇએ, તે કયાંથી લાવે જે, પૈસાવના?

લાડકોર—સાચું બોલાવો તો પૈસાનો લોભ તો મનેય રાંડને ખરો હો. મારે હાથે એક પાઈ પણ ના છૂટે.

પારવતી—આ વાતપર વાત આવે છે ત્યારે કહું છું. ખરું પૂછો તો પૈસાનો લોભિયો તો મારો હુરગોવન જો! લોભિયો તે કેવો કે જાણે હડકાયો કુતરો! દહાડો ને રાત પૈસો, પૈસો; બીજી વાત નહિ! રોજ સાંજે આવે, ખરચ જુએ ને મને લડે કે 'મા! તમે બહુ પૈસા ખરચો છો હો. હું કહું કે ભઇ! પેટ ખાધા વના તો ના ચાલે, ને જાડુંપાતળું રડચું પેહેર્યાં વના તો ના ચાલે. એ વના તે આપણે શી રામજણીઓ નચાવીએ છીએ જે! તે કરતાં હુ પેટ ખાઇ જતી હોઉં તો પૂછી જો આ તારી વહુનું મોં. પણ બહેન! સાચું પૂછાવો તો મારી વહુનોએ જીવ નેસજેવો છે. એવી ચીમડ છે કે એને હાથે પાઇસરખીએ ના છૂટે.

ઉજમ—( ચંચળની મા ) અરે તમને શી વાત કહું! આ રડયો મારો આતુ ચમડી તૂટે પણ દમડી ના છૂટે. મારો પીટયો નાનો હતો તે દહાડાનો એવો છે! જો કયાંહીથી પઈ લાવે તો ચીંદડીએ બાંધીને આપે કે મા મુકી છાંડજો. વખતે એનો બાપ પૈસો આપે કે બેટા! જા ખાવાનું ખાજે તો તે પણ ચીંદડીએ બાંધી મને મુકવા આપે. હું ઘણુંએ કહું કે રડયા ખાવું ખાને, ત્યારે કહે કે ના, મારે કોઇ દહાડો કામ લાગશે. શી તમને વાત કહું, એવું કામ છે!

ભાગીરથી—વિજયાલક્ષ્મિ! હવે તો પાછી આડકથા ચાલી, માટે કંઈ તમે બોલો તો સારું. મારી ને ચંચળ-બહેનની પહેલેથી માગણી છે તે બોલો, તો પછી અમે જઇએ. આ તો તમને દુઃખ દઇએ છીએ.

ચંચળા—હા હા, ભાગીરથી! સારું થયું જે તમે સંભાર્યું. હું તો રાંડ ભૂલી ગઇ'તી. લો બા! સહુ હવે એક ચિત્તથી સાંભળો. વચ્ચે ગડબડ થાય તો કોઇથી પૂરૂં સમજાય નહિ. બોલો સદ્‌ગુરુદેવકી જે.

વિજયા—( બોલે છે. )

### પદ. ગરબી.

સખી જગતમાં જનમીને શું રળ્યાં જો,
દુઃખ વેઠીએ પણ કરમ કુડાં ના ટળ્યાં જો; સખી૦ ૧
ઘડીએ ઘડીએ આપણ વેણ જૂઠાં બોલીએ જો,
પાપપુણ્ય શું તે મનમાં નહિ તોળીએ જો; સખી૦ ૨
નિંદા લોકની કરંતાં નવ લાજીએ જો,
કરતાં વાત માંહોમાંહે વઢી બાઝીએ જો; સખી૦ ૩
આપણ છોકરાંને સુબોધ શું આપીએ જો,
આપણ પતિને તો અધિક સંતાપીએ જો; સખી૦ ૪
ધણી વેણ કહે તે આપણ નથી પાળતાં જો,
દોષ આપણા પણ આપણ નથી ભાળતાં જો; સખી૦ ૫
નથી સદ્ગુરુનો બોધ કાને સાંભળ્યો જો,
મનમાંથી હજી ક્રોધ તો નથી ટળ્યો જો; સખી૦ ૬
કદી ઈશ્વરનું નામ નથી બોલતાં જો,
ભજી સદ્ગુરુને હૃદય નથી ખોલતાં જો; સખી૦ ૭

### પદ. ગરબી.

નમન કરી સુખના દાતાને, સાચી વાણી બોલું જી;
સુખ આપે ને વહાલાં લાગે, મર્મવચન મુખ બોલું; કહું છું અબળાને. ૧
જન્મી જગમાં ઘરરક્ષણની, નીતિ સઘળી જાણી જી,
કુળ મરજાદા પાળવી પ્રીતે, ધીરી બોલવી વાણી; કહું છું અબ૦ ૨
રાજતણું સુખમહિમા ત્યજીને, રંક પતિઘર જોવું જી,
પંચામૃત બીજાનાં છાંડી, ઘરનું સૂકું ખાવું; કહું છું અબ૦ ૩
નિજ પતિ ને પરમેશ્વર સઘળે, સંગ ફરે છે જાણો જી,
આડે માર્ગે જાતાં વળતાં, પગલું પાછું તાણો; કહું છું અબ૦ ૪
માતપિતાને ઘર સુખ ઝાઝું, સાસરીએ દુઃખ દેખો જી,
મરવું પણ મહિયર ના વસવું, એવી નીતિ પેખો; કહું છું અબ૦ ૫
દુઃખસુખ આપણે કર્મે આવે, સત્તા વિના ના ચાલે જી,
પાંડ, ગુફા કે વનમાં વસીએ, (કે) કોઠીમાં કો ઘાલે; કહું છું અબ૦ ૬
સ્વતંત્ર થઈ ઇચ્છા આવે તેમ, કરવા ધરવી ન હામ જી,
સહુ પહેલું પતિને જઈ પુછીએ, વળતાં કરીએ કામ; કહું છું અબ૦ ૭
કામી ક્રોધી હોય વિરોધી, પણ પતિ સેવ્યે સુખ જી,
પાપણી પહેલું સુખ દેખે, પણ અંતે ભોગવે દુઃખ; કહું છું અબ૦ ૮
ઘડી ઘડી પતિ વચન વદે તે, ચિત્ત દઈ સાંભળીએ જી;
રાખે તેમ રે'વું હરખીને, પ્રાણ જતાં ના ચળીએ; કહું છું અબ૦ ૯

મોટાં ઘર બીજાનાં તેને, [1]દાહભૂમિવત્ જાણો જી,
પતિવ્રતા! નિજ ઝુંપડીમાં રહી, મોજવડે સુખ માણો; કહું છું અ૦ ૧૦
ટુંકામાં જાણી લેજો સઉ, સતીની મતિ છે અપાર જી,
નિજપતિવિણ તરણાસમ જાણે, પામે ન કદીએ હાર; કહું છું અ૦ ૧૧
બાળપણું ને જાય જુવાની, આ તન નિર્બળ થાય જી,
અવર કોઇ ના પુછે ત્યારે, નિજ પતિ સંગી ગણાય; કહું છું અ૦ ૧૨
વિચાર કરી સર્વે અબળા આ, પ્રીતે પગલાં ધરજો જી,
મનહર સુખ પામી દુઃખ વામી, સ્વામી સેવી ઠરજો; કહું છું અ૦ ૧૩

**ભાગીરથી**—( પૂરી થતાં ) બોલો સદ્‌ગુરુદેવકી જે. લો બહેન! આ બે ગરબી સાંભળી તો આજનો દહાડો સફળ થયો. હે ભગવાન્! સોબત આપે તો આવાં માણુસની આપજે, કે ઘડી-ભર તારું નામ સંભળાય ને લેવાય.

**ઉજમ**—વારું બહેન વિજયાલક્ષ્મિ! મને તમારાં દરસન થયાં; પણ આ મારી ચંચળઉપર મહેરબાની રાખજો હોં, બા! હવે મોડું થાય છે તેથી હું તો ઘેર જાઉં છું. ( એમ બોલતાં ઊઠે છે. )

**વિજયા**—મહેરબાની તો પરમેશ્વરની જોઇએ. મારા જેવા પામર જીવની મહેરબાનીથી શું? ઉલટી એમની મારા ઉપર દયા છે. (પછી સઉ પોતપોતાને ઘેર વાતો કરતાં જાય છે, ને રાત્રિએ કથાનો સમય થતાં સુધીમાં પોતપોતાના કામથી પરવારી પાછાં મનોહરને ઘેર આવે છે. )

**મનોહર**—( સઉના આવીને બેઠા પછી ) બોલો શ્રીસદ્‌ગુરુ-દેવકી જય. [ સઉ બોલે છે ] કાલે ક્યાંથી કથા રહી છે? વિઠ્ઠલજી!

**વિઠ્ઠલજી**—કાલે તો છેલ્લું એ આવ્યું હતુ કે ' બેદરકાર તથા અભિમાની સ્ત્રીઉપર પતિની ઇતરાજી થાય છે તેમ જ બેદિલ પતિ-ઉપર સ્ત્રી નારાજ થાય છે. માટે એ બંનેએ સલાહસંપથી ઘર ચલા-વવું, નહિ તો બંનેને આખરે દુઃખ થાય છે. '

**મનોહર**—પછી સાતમે દિવસે પાછાં લક્ષ્મીમાતા છોકરીઓને બેસાડીને કહે છે: હે સરસ્વતિ! જેવા સ્ત્રીના ધર્મ પતિપ્રત્યેના કઠણ છે, તેવા પતિના પણ સ્ત્રીરૂપ સેવકસાથે વર્તવાના ધર્મ ઘણા જ કઠણ છે. કેટલાક મંદમતિ તો સ્ત્રીને હલકા નોકરજેવી ગણે છે, પણ શા-સ્ત્રમાં કાંઇ એમ કહ્યું નથી. શાસ્ત્રમાં તો સ્ત્રીને અર્ધાંગના કહી છે; મતલબ કે જેવું આપણું શરીર પ્રિય જાણીને આપણે રક્ષણ કરીએ

[1] સ્મશાનસરખાં.

છીએ, તેવું સ્ત્રી છે તે આપણું અર્ધું શરીર જ છે, એમ જાણીને તેની બરાબર રક્ષા કરવા જોઇએ. ખરૂં જોતાં તો ઘરમાં આપણો અને એના સરખો જ હક છે. જેવો આપણો તેના ઉપર હક છે, તેવો અને તેટલો જ તેનો પણ આપણા ઉપર હક છે. કેટલાક મૂર્ખ પુરુષો પોતે ઘરમાં તથા બહાર નીકળીને ઘણી ન બોલવા જેવી અનીતિ કરે છે, આડે રસ્તે ચાલે છે, ને ઘરમાં આવીને બિચારી ગરીબ સીધે રસ્તે ચાલનાર સ્ત્રીને રોજ મારે છે, તથા દુઃખ દે છે. એવા પાપી પુરુષોને વિષે તો શાસ્ત્રપ્રમાણે જોતાં પતિપણું પણ ઘટતું નથી. તોપણ કુળવતી સ્ત્રી તેની સાથે તેના જેવી નથી. અને પોતાનો ધર્મ ન ત્યજીને તેને સુધારવા માટે અનેક ઉપાય કરે છે. હે દીકરી ! એવા દુષ્ટ પુરુષોને પરમેશ્વર મોટી શિક્ષા આપે છે. સ્ત્રીને દુઃખ દેનારા ઘણા પાપીઓ જન્મોજન્મ કુંવારા રહી મરે છે, અથવા તો તેમને દુષ્ટ સ્ત્રી મળે છે, તે એણે સ્ત્રીને દુઃખ દીધું હોય તેથી હજારગણું તે સ્ત્રી પાછી એને દે છે; અને બીજાં અનેક પ્રકારનાં આધિવ્યાધિદુઃખને ભોગવે છે તેનો તો પાર જ નથી. આ સઘળી બાબતોનો વિચાર કરતાં એમ જણાય છે કે સ્ત્રી જેમ પુરુષની સેવા કરે અને અધીન રહે તેમ પુરુષે પણ તેવી કુળવતી સ્ત્રીની મરજી સાચવવી યોગ્ય છે. કેટલાક ધર્મને નહિ જાણનાર મૂર્ખ પુરુષની સાધ્વી સ્ત્રી તેની સેવાપૂજા કરવા જાય, તો તે તેનો તિરસ્કાર કરે છે, તથા હસે છે, નહિ તો ક્રોધ કરીને ગાળો દે છે, અને પૂજા કરવા દેતા નથી; જેથી તે સતી પોતાના મનમાં ખેદ પામી પરિતાપને સહન કરી બીજે ઉપાયે પતિસેવા કરી પોતાનો ધર્મ સાચવે છે. પણ વિવેકી પુરુષને એમ કરવું ઘટતું નથી. ઘરમાં સ્ત્રીને પોતાની શક્તિઉપરાંત કામ કરવું પડે છે, એ વાર્તાને જાણનાર તથા તેનું તે દુઃખથી રક્ષણ કરવાને સમર્થ છતાં પણ ઘણા પુરુષો તે તરફ નજર પણ કરતા નથી, અને પોતે સુખમાં રહી તેને પીડા વેઠવા દે છે. આ સઘળું પુરુષનું અસાવધપણું જાણવું. પુરુષ ઘરનો રાજા છે, માટે તેણે ઘરના દરેક માણસનાં સુખદુઃખનો વિચાર કરી બનતાં સુધી તેમનો બચાવ કરવો જોઇએ. અજ્ઞાનથી અથવા ભોળપણથી કોઇને પણ ગેરલાભ ન આપવો જોઈએ. હે દીકરી ! આ વિના પણ પતિના ઘણા ધર્મો છે; તે હું વળી આગળ તને કહીશ. આ હમણાં તો દરેક જાણવાજેવી બાબતોનો લગાર લગાર ઇશારો માત્ર કરૂં છું. એથી પણ તને તો ઘણો જ ફાયદો છે, એમ તું જાણજે. ટુંકામાં એટલું જ કે પતિએ, માબાપે, સાસુસસરાએ, અથવા તેની

જગાએ જે વડિલ હોય તેણે, તથા ગુરુ એટલે શિક્ષકે, પોતાના તાબામાં રહેનાર સ્ત્રી, છોકરાં, વહુ, અથવા આશ્રિતજનોને તથા વિદ્યાર્થી વગેરેને જે ઉપાયથી સુખ ઉપજે, તેમનો તથા આપણો ધર્મ બરાબર જળવાય, અને પરિણામમાં ઈશ્વરની પ્રીતિ મળેલી રહે, એવા પ્રકારે ચાલવું તથા ચલાવવાં એ મુખ્ય ધર્મ છે.

આ લોકમાં વ્યવહારમાં ઉપયોગજેટલી વિદ્યા તથા કુશળતા આપે, તેને ગુરુ નામથી આ ઠેકાણે જાણવો. તેને કોઈ ઠેકાણે શિક્ષક પણ કહ્યો છે. તેણે તો પોતાના વિદ્યાર્થીઓની વાણી પ્રથમ શુદ્ધ કરવી. અર્થાત્ ચોખ્ખા શબ્દોના ઉચ્ચાર કરે એવી જીભ વળાવવી. અને તેમની શક્તિપ્રમાણે વ્યવહાર સિદ્ધ કરનારી વિદ્યાને નિર્લોભપણે તથા નિષ્કપટપણે આપવી એ જ તેનો મુખ્ય ધર્મ છે.

હે સુવિચારવાળી! હવે સદ્ગુરુ તથા સતશિષ્યના પરસ્પરના ધર્મને ટુંકામાં કહી દઉં છું તે પણ તું જરૂર લક્ષમાં રાખજે. કારણ કે ઉપર કહેલી સઘળી બાબતો તો ઘણું કરીને આ લોકમાં ક્ષણિક સુખને જ આપનારી છે, પણ હવે જે કહું છું તે તો આ લોક, પરલોક, તથા અલૌકિક સુખને સાધનારી છે. માટે સઉથી શ્રેષ્ઠ અને અગત્યની બાબત છે. પ્રથમ તો સદ્ગુરુ શબ્દનો અર્થ કહું છું તે લક્ષમાં રાખી સઘળું એકચિત્તે સાંભળજે, સત્ અને ગુરુ એ બે શબ્દ મળીને સદ્ગુરુ શબ્દ થયો છે. સત્ એટલે જે ત્રણે કાળમાં એટલે ભૂત ભવિષ્યત્ અને વર્તમાનમાં એક સરખું રહેનારૂં તે અથવા દેશ, કાળ, અને વસ્તુથી જેનો અવધિ નથી તે. દેશે કરીને અવધિ નથી, એટલે ફલાણા દેશમાં છે ને ફલાણા દેશમાં નથી, એમ જેને માટે ન કહેવાય, પણ એવું કહેવાય કે જે સઘળા દેશમાં એટલે સર્વ ઠેકાણે વ્યાપક છે. કાળે કરીને અવધિ નથી, એટલે પહેલે હતું ને હમણા નથી, અથવા હમણા છે ને ફલાણી વખતે નહોતું એમ પણ જેને માટે કહેવાય નહિ. વસ્તુએ કરીને જેનો અંત નથી, એટલે ફલાણી વસ્તુમાં છે ને ફલાણી વસ્તુમાં નથી એમ જેને માટે કહેવાય નહિ, પણ જે સઘળી વસ્તુમાં તથા સઘળે વ્યાપી રહેલ છે. આ પ્રમાણે સદાકાળ તથા સઘળે જે છે, તેને સત્ કહીએ. તો એવું સત્ પરમેશ્વરવિના બીજું કાંઈ જ નથી; અને ગુરુ એટલે મોટું. ત્યારે સઘળે વસી રહેલ, સઉથી શ્રેષ્ઠ જે પરમતત્ત્વ અથવા પરમેશ્વર તે સદ્ગુરુ જાણવા. આથી પરમેશ્વરને સદ્ગુરુ શબ્દે જાણી પૂજવા તથા તેમની પ્રીતિ મેળવવી, એ જગત્માં રહેલાં સર્વ પ્રાણિઓનો ધર્મ છે, માટે સદ્ગુરુપ્રાપ્ત્યર્થ એટલે પરમેશ્વરની પ્રતીતિરૂપ પ્રાપ્તિ

કરવા માટે દરેક જણે ઉપાય કરવો જોઇએ; અને એ ઉપરથી સદ્-ગુરુ શબ્દનો બીજો અર્થ એવો છે કે સઉથી શ્રેષ્ઠ, અવિનાશી પરમેશ્વરસ્વરૂપની પ્રતીતિરૂપ પ્રાપ્તિને કરાવનાર અથવા પરમેશ્વરસ્વરૂપનો ખરો બોધ કરનાર જે મહાત્મા પુરૂષ, તે પણ સત્ પુરુષ અથવા સદ્ગુરૂ શબ્દનો અર્થ છે, એમ જાણવું. આથી એમ જણાયું કે પરમેશ્વર તથા પરમેશ્વરસ્વરૂપનો ખરો બોધ કરનાર મોટા પુરુષ એ બંને આખા જગતને પૂજવા યોગ્ય છે. ત્યાં સદ્ગુરુરૂપ સત્પુરુષનો તથા શરણ થયેલા પ્રાણિરૂપ શિષ્યનો પરસ્પર ધર્મ કેવો છે, એ વાર્તાને પણ તું સંક્ષેપમાં સમજી લે. કારણ કે આ કાળમાં ધર્મના બહાનાથી ઠગનાર ધૂર્ત ઘણા છે. તેથી આ સર્વ જાણેલું હોય, તો કોઇ ઠગના હાથે ઠગાઇને પરિણામે મોટા અનર્થને પામવા જેવું થાય નહિ.

હે સરસ્વતિ ! આ સંસારમાં સઘળા પ્રાણીમાં સઉથી ઉત્તમ મનુષ્યજાતિ છે, જેને પોતાનું તથા બીજાનું, સારનું તથા અસારનું જ્ઞાન છે. તેમ જ દરેક બાબતનો વિચાર કરી નિશ્ચય કરવાનાં સાધનો પણ માણસમાં છે ટૂંકામાં કહીએ તો દરેક વાર્તા સિદ્ધ કરવામાં માણસનું સામર્થ્ય છે, એમ માનવાને કંઇ પણ બાધ નથી, તો આવા સર્વોત્તમ મનુષ્યશરીરને પામ્યા છતાં જ્યારે આપણે જાણવા યોગ્ય વસ્તુને ન જાણીએ, તો આપણું સઘળું સામર્થ્ય વ્યર્થ ગયું જાણવું.

આ જગતમાં બે વસ્તુ જાણવાની મોટા પુરુષોએ નક્કી કરી છે. એક તો વ્યવહાર અને બીજો પરમાર્થ. ત્યાં વ્યવહારનું ખરૂં સ્વરૂપ તો બુદ્ધિમાન્ માબાપ, સાસુસસરા, પતિ તથા ગુરુ વગેરે વડિલોથી તેમ જ આપણા અનુભવથી સમજી શકાય છે. અને પરમાર્થ તો સદ્ગુરુપાસેથી સમજી શકાય છે; અથવા તો વ્યવહારને સધાવનાર ઉપર કહેલાં ચાર છે, તેમાંથી જો કોઇ એ પદને જાણનાર હોય તો તે પણ સદ્ગુરુ છે તેથી તેની પાસેથી પણ જાણી શકાય છે. તોપણ વ્યવહારના પ્રવર્તક સંબંધીઓ પરમાર્થના પ્રવર્તક ક્વચિત્ જ હોય છે, માટે આપણા મૂળ સંબંધીઓકરતાં જુદા પુરુષને સદ્ગુરુપણું ધાર્યું કરીને પ્રાપ્ત થતું આવ્યું છે; તેમ છતાં તે નિયમ સઘળે સંભવતો નથી.

આ સંસાર સારરહિત છે, તેથી એને મોટા પુરુષોએ મિથ્યા કહ્યો છે, અને દરેક વિચારવાન્ મનુષ્યને જ્યારે આ સંસારનું ખરૂં સ્વરૂપ જાણવામાં આવે છે, ત્યારે એ અસાર છે, એમ અનુભવસિદ્ધ પણ થાય છે. હવે વ્યવહારના સાધક જો પ્રથમથી જ આ સંસારને મિથ્યા અથવા સારરહિત જાણે તો તેઓ વ્યવહારને સિદ્ધ કરી શકનાર નથી. કારણ કે એક વસ્તુમાં કશો સાર નથી, એવું આપણે

જાણીએ છીએ, તો પછી તેને મેળવવા આપણે કંઇ ઉદ્યમ કરતાં નથી. માટે વ્યવહારના સાધકે તો પ્રથમ આ સંસાર સારરૂપ અને સઘળાં સુખનો આધાર છે, એમ જ જાણેલું હોવું જોઇએ છે. અને તેથી જ તે દરેક વ્યવહાર સિદ્ધ કરવાના ઉપાયો શોધે છે, તેને જાણી સાધે છે, અને અનેક પ્રયત્નથી તેને સિદ્ધ કરે છે. આથી વ્યવહારના સાધકને સંસારની સારરૂપતા તથા સત્યતા જણાવી જોઇએ છે, અને પરમાર્થના સાધકને આ સંસારનું અસારપણું તથા અસત્વપણું જાણવું હોવું ઘટે છે; જેથી આ બંને વિરોધી બાબતો એક કાળે એક અધિકારિને સંપૂર્ણ અંશે સાધવી, અત્યંત કઠણ છે. તેથી તેનો કાળ, અધિકારી અને સધાવનાર ત્રણે વાનાં જૂદાં હોવાં જોઇએ. માટે હે દીકરી ! આ સંસારમાં કોઇ પણ સદ્ગુરુને શરણ થવાની સર્વને જરૂર છે એમ જાણી આ વાર્તાને પ્રીતિથી સાંભળ. પરમેશ્વરના સ્વરૂપનો બોધ કરનાર જે સદ્ગુરુ છે તેમને વિષે આટલાં લક્ષણ તો સ્વભાવસિદ્ધ થયેલાં હોવાં જોઇએ.

૧. અનેક પ્રકારના પોતાની મરજીથી ઉલટા પ્રસંગ આવે તો પણ તેમને કોઈ પ્રાણિઉપર કદાચિત્ પણ ક્રોધ એટલે ગુસ્સો થવો ન જોઇએ.

૨. આ જગત્માંની ગમે તેવી સારામાં સારી વિષયરૂપ વસ્તુ દેખીને તેમને મોહ ન થવો જોઇએ; મતલબ કે ગમે તેવો પ્રીતિ કરવા જેવો ઉંચામાં ઉંચો વિષયરૂપ પદાર્થ તેમના જોવામાં આવે, તેને તે સારરહિત એટલે મિથ્યા જાણે છે, તેથી તેને પ્રયત્નથી મેળવવા અથવા માગીને લેવા અથવા ભોગવવાની ઇચ્છાવાળા તે ન હોવા જોઇએ, પણ ઉલટા સારા અને નઠારા સઘળા પદાર્થોને સમાન પ્રીતિ અથવા દૃષ્ટિથી જોતા હોવા જોઇએ.

૩. આ દશ ઇંદ્રિયો તથા અગિયારમા મનને તેમણે વશ કરેલું હોવું જોઇએ. ત્યાં મુખ્ય પાંચ વિષય છે: ૧ શબ્દ એટલે જે આપણે બોલીએ છીએ, તથા સાંભળીએ છીએ, અને જેનાથી આપણે અર્થ સમજીને સઘળો વ્યવહાર ચલાવીએ છીએ તે. ૨ સ્પર્શ એટલે ચામડીનો વિષય, જેનાથી આપણે બીજા સારા પદાર્થ જાણી તેમને પ્રીતિથી અડકીને તથા ભેટીને આનંદ લઇએ છીએ તે. ૩ રૂપ એટલે આંખવડે આપણે જે સારા નઠારા પદાર્થોને જોઇ મોહ પામીએ છીએ તે. ૪ રસ એટલે જેને ખાધા અથવા પીધાથી જીભ લોભાય છે તે. ૫ ગંધ એટલે જે સારા સુગંધને નાકવડે પારખી આપણે રાજી થઇએ છીએ અને નઠારો જાણી નારાજ થઇએ છીએ તે. આ પાંચ વિષયમાં સઘળી ઇંદ્રિયોના વિષયનો સમાવેશ થઇ જાય

છે, માટે આ પાંચ વિષયથી તેમણે મનને તથા ઈંદ્રિયોને રોકીને પોતાને વશ કર્યાં હોવાં જોઈએ; મતલબ કે સ્ત્રીઓના સુકોમળ કંઠના ગાયનના ગમે તેવા સારા શબ્દોથી ઘણા હરખાઈને તેને મેળવી સાંભળવા ઇચ્છતા નથી, તથા આપણી નિંદાના હલકા શબ્દો સાંભળીને શોકવાન્ એટલે નારાજ થતા નથી; (તેમ જ પોતે જે બોલે તે સત્ય એટલે સાચું, અને પ્રિય એટલે સાંભળનારને વહાલું લાગે એવું, તથા પરિણામે તે સાંભળનારને લાભ કરનારું હોય છે.) તથા ગમે તેવા સુંદર વિષયોને પાસે આવેલા જુએ, પણ તેમને પ્રીતિવડે અડકવા અથવા ભેટવાની તેમને ઇચ્છા થતી નથી, તેમ જ કઠોર એટલે ન ગમે એવા પદાર્થોને અડકવાનો પ્રસંગ આવે તો તેથી તે ખેદને માનતા નથી, તથા નજરે જોવામાં આવતા ગમે તેવા ઉંચા પ્રકારના સ્ત્રીવગેરે પદાર્થો હોય, તેને પાસે આવેલા જાણી મોહવડે એટલે પાપી નજરથી જોતા નથી, અને નઠારા વિષયઉપર દૃષ્ટિ પડવાથી ખેદ પણ માનતા નથી; તથા ગમે તેવા સારા સ્વાદના અને શોભિતા ખાવાપીવાના પદાર્થો ચાખવાને અથવા ચાખ્યા પછી વારંવાર તેવા પદાર્થો મેળવી ખાવાપીવાને આતુરતા રાખતા નથી, અને ન ભાવે એવા સ્વાદવિનાના પદાર્થો ખાવાપીવાને પ્રસંગ આવે તો નારાજ થતા નથી, તથા સુગંધની ઇચ્છા રાખી તેને મેળવવા મહેનત કરતા નથી અને દુર્ગંધ આવે તો તેથી દુઃખને માનતા નથી. એ પ્રમાણે પોતાની ઈંદ્રિયો તથા મન તેમણે વશ કરેલાં હોવાં જોઈએ.

૪. કોઈ પણ નીચ સ્વભાવનું માણસ તેમને ચીડવવા અથવા તેમને ભુંડું કરવાના ઇરાદાથી તેમની પાસે આવી અથવા આઘે રહીને ઘણા અણઘટતા ચાળા અથવા ચિન્હ કરે પણ તે તેને શિક્ષા કરવા સમર્થ છતાં પણ શિક્ષા કરવા ઇચ્છતા નથી. તેમ જ તેનું ભુંડું થાય તો ઠીક એવી ઇચ્છા પણ કરતા નથી, પણ ઉલટું તેને ભલું થાય એવી ઇચ્છા રાખે છે.

૫. કોઇ પણ પ્રાણી તે મહાત્માનાં મન, શરીર અથવા વાણીથી તેમ જ કોઇ ક્રિયાથી પોતાનું સારું થવાનો સંભવ સૂચવે, અને તે મુખ્ય પાળવાયોગ્ય નીતિધર્મથી વિરુદ્ધ ન હોય તો દયાથી કરે છે, અને જો તે પાપકર્મ હોવાથી તે પ્રાણિને અંતે દુઃખ પેદા કરે એવું છે એમ જાણે, તો તેને અનેક ઉપાયથી તેવા કામથી રોકે છે; અને તેનું જે રસ્તે ભલું થવાનું હોય તે શોધી તેને દયા આણી બતાવે છે. એવા પરોપકારી તથા દયાવાન્ તે હોવા જોઇએ.

૬. પોતાના ઉપર શત્રુપણું રાખનારા હોય તેના ઉપર, તથા

મિત્રપણું રાખનાર હોય તેના ઉપર બનતા સુધી તેમની વિષમ મતિ થતી નથી; અર્થાત્ સર્વઉપર સમાન પ્રીતિ રાખનાર તે હોય છે. તેમ જ સઉ વિવેકી પ્રાણિને પ્રિય લાગે એવાં રુડાં આચરણને પાળનાર હોય છે, તે છતાં અવિવેકી પ્રાણિને મનમાં ખેદ થાય એવાં આચરણને પણ તે ન કરતા હોવા જોઇએ.

૭. ગમે તેવા સારા પદાર્થો અથવા પ્રાણિઓને જોઈ, તે મળી શકે એવાં હોય અને તેથી સુખ થવાનો સંભવ જગત્માં સઉ માણસ માનતા હોય તોપણ એવા પ્રાણિપદાર્થ, ઉપયોગ નહિ હોય તોપણ, ઘણા મળે તો ઠીક એવી લોભવૃત્તિનો તેમણે નાશ કરેલો હોવો જોઇએ.

૮. તેમનામાં ઉદારતા તથા દાતાપણું હોવું જોઇએ. (ત્યાં એવી શંકા બને છે કે સત્પુરુષો નિઃસંગ હોવાથી તેમની પાસે દાનમાં આપવાના પદાર્થો હોતા નથી, તેથી તેમને વિષે દાતાપણું સંભવતું નથી પણ એ શંકા સર્વત્ર સંભવતી નથી. કારણ કે કેટલાક સત્પુરુષો શાસ્ત્રમાં જેમને ઉપાધિપ્રારબ્ધવાળા કહ્યા છે એવા હોય છે, એટલે કે તેમને અત્યંત ઉગ્ર પુણ્યસંસ્કારના બળથી રાજાસમાન અથવા તો તેથી અધિક વૈભવ પ્રાપ્ત હોય છે. તે નાના પ્રકારના વૈભવોનો તેઓ ભોગ લેતા જણાય છે પરંતુ અંતરમાં તેઓ તેના ઉપરની આસક્તિ તથા મમત્વથી રહિત જ હોય છે. તેવા સત્પુરુષો તે પોતના મનાયેલા પદાર્થોને અન્ય દીન જનોનાં સંકટ દૂર કરવાઅર્થે યોગ્ય પ્રસંગે મોટી ઉદારતાથી આપે છે. વળી દ્રવ્યાદિ પદાર્થો આપે છે એટલું જ નહિ, પરંતુ સર્વ દુઃખનો નાશ કરનારી તથા અખંડ સુખને આપનારી જે બ્રહ્મવિદ્યા તેને પણ તેઓ અત્યંત પ્રીતિથી અધિકારિપ્રતિ દાન કરે છે, તેથી તેમના વિષે દાતાપણું પણ સ્વભાવસિદ્ધ હોવું જ જોઇએ ).

૯. તે પુરુષને જ્ઞાન થયું તે જ કાળે તેમણે પોતાના શરીરને નહિસરખું જાણેલું છે, તેથી તે મૃત્યુવડે પણ ભયને પામતા નથી, તથા મૃત્યુવિનાનાં અનેક પ્રકારનાં ભય તેમના મનમાં સ્પર્શ પણ કરી શકતાં નથી.

૧૦. આ સંસારના નાશવાન્ સ્વરૂપનો તેમણે નિશ્ચય કરેલો હોય છે, તથા પોતાના શરીરને અંતવાન્ હોવાથી મરેલું જ જાણે છે, તથા શરીરમાંહેલા ચેતન આત્માનો શરીરથી જૂદો અનુભવ કરી "હું શરીર નથી. પણ આ જડ શરીરમાં રહી 'હું છું' એવું જાણનાર, હું પોતે ચેતન જ છું, માટે મારો તથા શરીરનો કશો

સંબંધ ખરેખરો નથી જ” એમ જાણેલું હોય છે. તેથી આ શરીર આ ક્ષણે પડે અથવા હજારો વર્ષ જીવાય તો ઠીક, એવી કોઇ પણ ઇચ્છાને વશ તે થતા નથી, જેથી સંપૂર્ણ શોકસમુદ્રને પણ તે તરેલા હોવા જોઈએ.

૧૧. મને આ લોક પૂજે અથવા મારી સ્તુતિ કરે કે મારા ગુણ ગાય, અથવા મને કોઈ અન્ન, ધન અથવા વસ્ત્ર વગેરે પદાર્થ આપે તો ઠીક એવી કદાચિત્ પણ ઇચ્છા તેમના મનમાં થતી નથી. તેથી લોક તેમને પૂજે અથવા તિરસ્કાર કરે તેથી તેમને હર્ષ કે શોક થતો નથી. વળી જેવું અંતઃકરણમાં છે તેવું જ બહાર બોલનાર તથા વર્તનાર સાફ મનના તે હોય છે.

૧૨. પરમાર્થનો બોધ કરનાર હોય, તો બહારથી સંગીસરખા દેખાય, પણ અંતઃકરણમાં નિઃસંગ રહે છે. ( બહારથી સંગીસરખા દેખાય તેનું કારણ એ છે કે દરેક આવનાર માણસને તેના અધિકાર-પ્રમાણે વિવેકથી બોધ કરવો પડે છે, તથા નીતિ અને ધર્મનાં ખરાં લક્ષણો કારણસહિત સમજાવી તેમના પાસે પળાવવાં જોઇએ છે, નહિ તો તે સઘળા સાધક પાતકી થઇ જાય છે. માટે બોધકર્તા-પદ જ્યાંસુધી ધારણ કર્યું હોય, ત્યાંસુધી ઉપરથી અજ્ઞાન ગ્રહણ કરી દરેક વ્યવહારને નીતિ તથા ધર્મસાથે જોડીને તે પ્રમાણે ચલાવે છે, અને બીજા અજાણ્યા માણસને જે માર્ગે ચઢવું હોય, તે માર્ગે પ્રથમ પોતે ચઢવું પડે છે; જેથી પછી તે અજ્ઞાન ચઢે છે. જેમ બાળકને બોલતાં શીખવવું હોય છે, અથવા સમજાવવું હોય છે, તો બોબડું તોતડું આપણે પણ બોલીએ છીએ. તેના આગળ શુદ્ધ ભારે શબ્દોથી વ્યવહાર પ્રથમથી જ કરતાં નથી, તેમ અજ્ઞાનને શીખવતાં તેવા વ્યવહાર ઉપરથી પણ કરવા પડે છે. તોપણ તે પુરુષે સંપૂર્ણ દુર્ગુણોનો પ્રથમથી જય કર્યો છે, અને દુર્ગુણો જ્ઞાનમાં વિરોધી છે તેથી, તેઓ ઉપરથી દેખાડવા દુર્ગુણોને પણ લેતા હશે, તેવો નિશ્ચય જાણવો નહિ. દુષ્ટ કર્મમાં પ્રવેશનાર અનીતિમાન્ પુરુષને વિષે પણ ઘણા લોકો ભોળપણથી ઇષ્ટબુદ્ધિ કરે છે, પણ તે યોગ્ય નથી. ) જ્યારે તેઓ ધીરે ધીરે ઉપદેશ કરવારૂપ ધર્મથી રહિત થાય છે, ત્યારે તેઓ દેખવા માત્ર પણ સંગી હોતા નથી. બહાર અને ભીતર સમ હોય છે.

૧૩. શાસ્ત્રપ્રમાણેનાં લક્ષણસહિત વૈદ્યવિદ્યાને જાણનાર પુરુષ જેમ ઉંચા અથવા નીચા કુળને, તેમ જ ઉંચ નીચ સ્થાનને તથા પૈસાવાળા કે ગરીબને, તથા સ્વરૂપવાન્ કે કુરૂપવાનને તથા સ્ત્રીને કે

પુરુષને જોતો નથી, પણ ગમે તે રોગીને રોગવડે પીડાતો જુએ અને તે ઔષધ લેવા આતુરતા દેખાડે તો ધનવગેરે કાંઇ પણ પદાર્થની લાલચ રાખ્યા વિના નિષ્કપટ પ્રેમથી પરમેશ્વરની પ્રીતિને અર્થે ઔષધ આપે છે, અને તેને રોગથી મુક્ત કરે છે; તેમ જ તે પુરુષ આ ભવરોગથી પીડાતાં પ્રાણિને તેમની ઇચ્છા જણાયાથી ખરા મનવડે ત્રિવિધ તાપરૂપ દુઃખથી બચવાના ઉપાયરૂપ ઔષધને આપે છે; ત્યાં જાતભાત વગેરે કાંઇ પણ જોતા નથી, એવી ઉદારતાવાળાને સત્પુરુષ અથવા સદ્ગુરુ શબ્દે જાણવા.

હે સરસ્વતિ ! આ વગેરે અનેક પ્રકારના શુભ ગુણો તેમનામાં હોય છે. નિરંતર પ્રસન્ન ચિત્ત હોવાથી તેમનું મુખ પણ પ્રસન્ન હોય છે. પ્રાણિમાત્રને તે નિરંતર સદુપદેશ જ કરે છે. એવા સદ્ગુરુને સ્ત્રીજાતિએ બાળપણમાં તો માતાપિતાની મારફતે શરણ થવું, અને પતિને અધીન થયા પછી પતિની મારફતે થવું. અને જો પતિ ઘણાં કારણોથી પ્રતિકૂળ સ્વભાવનો હોય, તથા ઇશ્વરનો વિરોધી હોય, તો પતિની આજ્ઞાવિના પણ સ્વતંત્રપણે સદ્ગુરુ કરવાને સુજ્ઞ સ્ત્રીને બાધ નથી, તોપણ મુખ્ય ગુરુ, સ્ત્રીજાતિને પોતાનો પતિ જ છે, માટે ગમે તેવો દોષવાન્ પતિ હોય તોપણ સ્ત્રીએ તેને ગુરુવત્ ગણીને તેની મરજી નિરંતર સંભાળવા પ્રયત્ન રાખવો, અને તેની રુડે પ્રકારે સેવા કરવી. વિરોધી પતિની આજ્ઞાવિના પણ સદ્ગુરુ કરવાનો સ્ત્રીનો અધિકાર કહેવાનું કારણ એટલું જ છે કે અત્યંત વિરોધી સ્વભાવનાં સ્ત્રીપુરુષો પરસ્પરના ધર્મને જાણતાં નથી, તેથી તેઓ જરૂર પાપકર્મને આચરશે; માટે જો તે પુરુષ સદ્ગુરુદ્વારા જ્ઞાનને પામવા આતુર નથી, તો પોતાના સ્વધર્મને જણાવનાર માતાપિતારૂપ સદ્ગુરુને શરણ તે સ્ત્રીએ સ્વતંત્રતાથી થવું; જેથી સદ્ગુરુના બોધવડે નીતિ તથા ધર્મનું જ્ઞાન થયા પછી તે સ્ત્રી પોતે પાપકર્મવાળી થતી નથી, અને કાળે કરીને તે ભક્તિમાન્ તથા પુણ્યવતી સ્ત્રી પોતાના પતિને સુધારવા પણ અનેક સ્વધર્મની યુક્તિ જાણીને યોગ્ય થાય છે. હે દીકરી ! તે સદ્ગુરુ પોતાને શરણ થયેલાં સ્ત્રી તથા પુરુષને પોતાનાં પુત્રી તથા પુત્રવત્ ગણે છે, અને જેમ માબાપ પોતાની પુત્રીને તથા પુત્રને નિરંતર હિતનો જ બોધ કરે છે, તેમ તે સત્પુરુષ પણ તે પુત્રપુત્રીરૂપ શિષ્યને તેમના કલ્યાણનો બોધ આશારહિત રહીને નિરંતર કરે છે. ત્યાં જે સ્ત્રી તથા પુરુષ ગૃહસ્થ અવસ્થામાં હોય છે, તેમને તો તે વિશેષે કરીને આ પ્રમાણે નીતિધર્મનો બોધ કરે છેઃ તેમાં સર્વ સૌભાગ્યવતી સ્ત્રિયોને જણાવે છે કે હે પુત્રીઓ ! આ લોકમાં અન્ન તથા વસ્ત્ર

વગેરે પદાર્થ આપી તમારૂં રક્ષણ કરવાનું મમત્વબુદ્ધિથી જે અભિમાન રાખે છે, અને જેને તમારાં માબાપે દેવ, બ્રાહ્મણ, અગ્નિ તથા બીજા અનેક માણસના દેખતાં અર્પણ કરેલાં છે, અર્થાત્ હાથ ઝાલીને સોંપી આપેલાં છે તે પુરુષને તમે પતિ જાણી સેવજો, તથા તેના વડે જ મળતા થોડા અથવા ઘણા ભોગોથી સંતોષને પામજો. અને બીજા વડે મળવાયોગ્ય આખી પૃથ્વીના વૈભવ હોય તો તે કાગની વિષ્ઠા-સરખા જાણીને તેતરફ નજર પણ કરશો નહિ. કારણ કે ધર્મથી થયેલા તમારા પતિને સેવવાથી જ તમારૂં અનેક લોકમાં સુખ થાય છે. વળી તમારે એવો વિચાર દરેક વખતે કરવો જોઇએ કે આ સંસારના સઘળા પદાર્થો નાશને પામનારા છે, તેથી તે તુચ્છ છે, અને આપણો ધર્મ તો અચળ સુખને આપનાર છે, તેથી મહાન્ છે. વળી આપણે મરણ પામીએ છીએ ત્યારે આ લોકના સઘળા પદાર્થો તથા વૈભવ અહિંયા જ પડ્યા રહે છે. અને ધર્મ તથા અધર્મ તો આપણી સાથેનાં સાથેજ આવે છે. તેમાં અધર્મ છે તે તો આપણને જ્યાં જઈએ ત્યાં દુઃખરૂપ ફળને જ આપે છે, અને ધર્મ તો જ્યાં જ્યાં આપણે જઈએ છીએ, ત્યાં ત્યાં સુખને જ આપે છે, માટે જેવા આ લોકના પદાર્થોને આપણે અહિંયાં ત્યજી જઇએ છીએ, તે જ પ્રમાણે દરેક જગાએ આપણને દુઃખના આપનાર અધર્મને પણ આપણે અહિંયાં જ ત્યજી દેવો જોઇએ, અને અચળ સુખનો આપનાર જે આપણો ધર્મ છે તે આપણી સાથે રહી દરેક સ્થળે આપણને સુખનો આપનારો છે, માટે તે ધર્મને ફક્ત પાળી પાસે રાખવો. આ ધર્મનું ખરૂં સ્વરૂપ તો એ છે કે જે આ લોકમાં જ્યાં સુધી આપણો પતિ જીવે છે, ત્યાં સુધી તો તે પતિને સેવવો, તથા સંપૂર્ણ પ્રાણિઓને અનંત લોકમાં લઈ જનાર, લાવનાર તથા સ્થાપનાર એવી સત્તાનો પતિ પરમેશ્વર જે સર્વ લોકપતિ ગણાય છે તે પતિને અત્યંત પ્રીતિથી સેવવો. ત્યાં આ વ્યવહારના સુખને આપનાર પતિ છે, ત્યાં સુધી તો બહાર વ્યવહારમાં એને જ પરમેશ્વર-રૂપ જાણીને પૂજવો, તથા સંસારનાં સુખને માટે ભજવો; અને અંતરમાં સર્વ લોકપતિ જે પરમેશ્વર તેને પૂજવો તથા ભજવો. આ પ્રમાણે બંને પતિનું પૂજન તથા ભજન કરવાથી તમારો પતિસેવારૂપ મુખ્ય ધર્મ સચવાયો જાણજો. તેમાં છોકરાંને પાળવાં, નીતિથી કષ્ટ વેઠી ઘરને ચલાવવું, તથા પતિને પ્રસન્ન રાખી આપણે પ્રસન્ન રહેવું. એ સઘળું પતિસેવામાં જ ગણાય છે, અને પરમેશ્વરની ભક્તિ કરી આપણું, પતિનું, તથા પ્રજાનું ભલું ઇચ્છવું, એ પણ પતિસેવા જ

ગણાય છે. કારણ આપણે તથા આપણું કુટુંબ જ્યારે મરણ પામીશું ત્યારે આપણો એટલે સ્ત્રીજાતિનો તથા આપણા પતિનો, તથા આપણી પ્રજાવગેરે સર્વ લોકોનો મુખ્ય પતિ જે પરમેશ્વર છે, તે પરમેશ્વર પ્રીતિવડે સાધ્વી સ્ત્રીએ કરેલી પોતાની ભક્તિનું ફળ તે સ્ત્રીને, તેના પતિને, તથા તેની પ્રજાને આપે છે. માટે સ્ત્રીએ કરેલી પરમેશ્વરની સેવા અથવા ભક્તિનું ફળ પુરુષને પણ સુખરૂપ પરિણામ આપનાર થાય છે; જેથી પરમેશ્વરની ભક્તિરૂપ સેવા તે પણ પતિસેવામાં જ ગણાય છે અને તેથી જ વિદ્વાન્ પતિ પોતાની સ્ત્રીને સદ્ગુરુદ્વારા અથવા પોતાની મેળે પરમેશ્વરની ભક્તિમાં પ્રવેશ કરાવે છે. હે સુજ્ઞ સુતાઓ ! તમે આ પ્રમાણે પતિ તથા પરમેશ્વરને ભજી તમારા ગૃહસ્થાશ્રમને સેવી સુખી થાઓ. ”

લક્ષ્મી માતા કહે છેઃ હે શાણી છોકરી સરસ્વતિ ! આ પ્રમાણે માબાપરૂપ તે સદ્ગુરુ ગૃહસ્થ સ્ત્રિયોને અનેક યુક્તિથી બોધ કરી સદ્ગુણી કરે છે, તથા તેમને પતિ અને પરમેશ્વરની જે જે પ્રકારે તથા જે જે યુક્તિભરી ક્રિયાથી પ્રીતિ મેળવી શકાય છે, તે સર્વ યુક્તિઓને દયા કરી આપે છે; જે યુક્તિ બીજાપાસેથી મેળવવી ઘણી કઠિન છે. માટે એવા સદ્ગુરુને અવશ્ય કરવા જોઇએ. હવે પતિના મરણપછી વિધવાપણાને પામેલી સ્ત્રિયોને તે માતાપિતાજેવા સદ્ગુરુ આ પ્રમાણે બોધ કરે છેઃ “હે સ્વધર્મમાં પ્રીતિવાળી પુત્રીઓ ! તમે પૂર્વે કરેલાં પાપકર્મનાં ફળથી તમારા આ જન્મના સુખ આપનાર પતિને ખોયો છે. ખરૂં જોતાં પતિપહેલાં તમારૂં મરણ થાય એ ધર્મ અને શ્રેષ્ઠ વાર્તા છે, અને પતિનું મરણ થયા પછી તમારૂં જીવવું એ અધર્મ અને નેષ્ઠ વાર્તા છે. તોપણ આ જન્મમાં પાપના ફળરૂપ વિધવાપણાને પામ્યા છતાં જો ફરી પાપાચરણરૂપ અધર્મને સેવશો તો પાછું અનેક જન્મસુધી તમારે એવાં ને એવાં અથવા એથી પણ અધિક દુઃખોને ભોગવવાં જ પડશે. તેથી તમે હવે ધર્મનું રક્ષણ કરી સુખી થાઓ. પતિરહિત થયેલાં તમે એક પરમેશ્વરને જ પતિ ગણીને સેવજો. એવિના કોઇ પણ પુરુષને પતિભાવે સેવશો નહિ. ( જો તે વિધવા, પુત્ર અથવા પુત્રીરૂપ પ્રજાવાળી હોય તો તેને આ પ્રમાણે કહે છેઃ ) આ તમારી પ્રજાનું ધર્માચરણથી રક્ષણ કરીને તમે પરમેશ્વરની પ્રીતિ મેળવજો. તમે જો ગુપ્તપણે પાપને કરશો તોપણ સર્વલોકપતિ પરમેશ્વર તમારી પાસે જ છે, તે તમને ફળ આપ્યાવિના નહિ રહે. માટે તમે દૃઢપણે ખરા મનથી તમારા વિધવાધર્મને પાળજો. વિધવાનો મુખ્ય ધર્મ તો એ જ છે કે કામ-

બુદ્ધિનો ત્યાગ કરી નિરંતર પોતાની પ્રજાનું રક્ષણ કરતાં પરમેશ્વરને ભજવો. [પ્રજા ન હોય તો તેને આ પ્રકારે કહે છે:] માત્ર પોતાના પ્રાણને સાદા આહારથી બળ આપી તમારે પરમેશ્વરની ઉત્તમ પ્રકારે ભક્તિ કરવી. આ વ્યવહારમાં મનને વૈભવી થવાના જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે તેથી બચીને આ મનને આપણે સ્વાધીન રાખવાના સદ્ગુરુએ આપેલા ઉપાયને નિરંતર રચતાં રહેજો, તેથી માત્ર આ જન્મમાં જ તમારે પતિના વિયોગનું કષ્ટ પડશે, પણ અનેક જન્મમાં સુખ જ રહેશે; અને જો કામવાસનારૂપ પાપબુદ્ધિને સેવશો તો તમારા અનેક જન્મો એ જ પ્રમાણે જવાના એમ નિશ્ચય માનજો." હે સરસ્વતિ! આ વગેરે અનેક વિધિથી તે સ્ત્રિયોને તે સદ્ગુરુ સ્વધર્માચરણી કરે છે, અને એમ સ્વધર્માચરણી થવાથી તે સ્ત્રિયો પણ નિષ્કામ પુરુષજેવી થાય છે; તેથી તેવી ઈશ્વરાભિમુખ થયેલી જ્ઞાનવાન્ સ્ત્રીને પુરુષ જ શાસ્ત્રમાં કહી છે; અને જે પુરુષો અધર્મી છે, તથા પાપબુદ્ધિવાળા છે. અને પરમેશ્વરથી વિમુખ છે, તથા પરતંત્રપણે માત્ર ઘાંચીના બળદની પેઠે વ્યવહારચક્રમાં જ ઘર-કુટુંબનો ભાર લઇ વહ્યા કરે છે, તે સર્વ મંદમતિ પુરુષોને સ્ત્રી જાણવાને કહ્યું છે. આ રીતે સ્ત્રીને પુરુષપણું લાવનાર જેમ ધર્મ છે, તેમ પુરુષને સ્ત્રીપણું લાવનાર અધર્મ છે, માટે સર્વ પ્રાણિએ સદ્-ગુરુપાસે સ્વધર્મને જાણી સાચવો, એ જ આ જગત્માં જન્મ લઇને કરવાયોગ્ય વાર્તા છે.

વળી હે દીકરી! તે સદ્ગુરુ આ પ્રમાણે અનેક વિધિથી સ્ત્રિયોને બોધ કરતા છતા શરણ થયેલા ગૃહસ્થ પુરુષોને એવો બોધ કરે છે કે "હે સુભાગ્યવાન્ પુરુષો! તમે સર્વલોકપતિરૂપ પરમેશ્વરને સેવતાં પરિણામે પતિરૂપ થવાની ઇચ્છા રાખી આ સદ્ગુરૂવડે ઉપદેશ કરાયલા માર્ગે પ્રીતિપૂર્વક ચાલજો. તેમાં તમારા વ્યવહારના ધર્મને વાસ્તે એટલે માતાપિતા, સ્ત્રી, પ્રજા, સેવક વગેરેના રક્ષણવાસ્તે ન્યાયથી ધન વગેરે પદાર્થોને મેળવજો. તે તે પદાર્થોમાંથી તમે તથા તમારૂં કુટુંબ સુખને લેશો, એ જ માત્ર ધન મેળવ્યાનું સાર્થકપણું નથી, પરંતુ તે ધનથી આપણે સુખ લેતાં તેનો દશમો, પંદરમો અથવા ઓછામાં ઓછો વિશમો હિસ્સો પણ આપણા ગૃહસ્થધર્મની સફળતામાટે સત્કર્મમાં ખરચજો. ત્યાં સત્પુરુષ મહાત્માની સેવામાં તથા વિદ્વાન્ નિર્ધન, તથા સ્વધર્માચરણી બ્રાહ્મણોને શાસ્ત્રવિધિપ્રમાણે ધન આપવામાં તથા એ વિનાનાં દીન, નિરાશ્રિત, દુઃખી પ્રાણિ-ઓનાં રક્ષણમાં, તથા લોકોના સુખવાસ્તે જરૂરની જગાએ વાવ,

કૂવા, ધર્મશાળા, વિસામા, નદી વગેરે તીર્થના ઓવારા તથા ગુરુ કે દેવનાં મંદિરોને કરાવી અથવા સુધારવામાં, તથા વિદ્યાર્થીઓને સદ્વિદ્યા ભણાવવામાં, અથવા તો સત્શાસ્ત્રના ગ્રંથો ખરીદ કરી આપવામાં જે ધન વગેરે ખરચ કરશો એ સઘળું સત્કર્મમાં જ ગણાવાયોગ્ય છે. આ રીતે ન્યાયથી મેળવેલા ધનમાંથી કુટુંબને તથા વિશ્વકુટુંબને સુખ આપવું, એ પણ તમારો પાળવાયોગ્ય ધર્મ છે. એ ધર્મને સાચવતાં છતાં આ ઇંદ્રિયોના વિષયને પણ માત્ર ન્યાયથી ભોગવવા, અને ગમે તેવા સુંદર મોહ ઉપજાવનારા ભોગો, સહજ એટલે વગર મહેનત આવી મળે તોપણ તે અન્યાય છે કે ન્યાય તેનો વિચાર કરી, અન્યાય જણાય, તો તે ભોગને કદાચિત્ પણ ભોગવવા ઇચ્છા કરવી નહિ. અને તેવા વિકટ પ્રસંગમાં આપણી ઈંદ્રિયો તથા મનને મોટા બળથી આપણે કબજે કરી રાખવાં. કારણ કે અન્યાય અથવા પાપને આચરવાસારૂ આ અમૂલ્ય માણસનો દેહ મળ્યો નથી." હે સુલક્ષણી સરસ્વતિ! આ વગેરે અનેક પ્રકારનાં ઉત્તમ વચનોથી તે ગૃહસ્થ પુરુષોને સંપૂર્ણ ધર્મનો બોધ કરીને તેમને પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન આપી અંતે ઈશ્વરરૂપ કરી મૂકે છે, તેથી ગૃહસ્થ પુરુષોને પણ પોતપોતાના સઘળા કુટુંબસહિત સદ્‌ગુરુને શરણ થવું જોઈએ, એથી તેમના જન્મનું સાર્થક થયું ગણાય છે.

હવે ગૃહસ્થવિનાના વિધવાસરખા ત્યાગી પુરુષોને તે સદ્‌ગુરુ આ પ્રમાણે બોધ કરે છેઃ "હે સંસારસાગરને તરવાને ઉત્કટ ઇચ્છાવાળા શૂરવીર પુરુષો! તમે જો આ ભયંકર મોહજાળથી ભરેલા સંસારસાગરને તરવાની ઇચ્છા રાખતા હો, તો તેમાં ભય ઉત્પન્ન કરનાર, ભ્રમરીની ગુંજજેવી આ વિષયતૃષ્ણાને જય કરવાની યુક્તિ ઓ પ્રથમ સાધજો. નહિ તો જેમ સારા તરનારને પણ ભ્રમર બુડાડે છે, તેમ આ વિષયભ્રમર તમને જરૂર ડુબાવી મારશે, માટે અત્યંત સાવધ રહેજો. હે ભયંકર ભવરણમાં જયની આશાથી શસ્ત્ર સજી તુટી પડનાર યોદ્ધાઓ! તમારે આ સંસારમાં મુખ્ય પરાજય કરવા યોગ્ય યોદ્ધાસરખા દુઃખદ વિષયો માત્ર બે છે. એક તો ધન કે જેના આશ્રયે સઘળા દોષ આવીને રહેલા છે, અને બીજો સ્ત્રીવિષયની ઇચ્છા જે કામ, જેને આધારે અનેક આપત્તિઓ રહેલી છે. આ બંનેને જો તમે જિત્યા, તો પછી રણમાં તમારો પરાજય કરે એવું કોઈ નથી. કારણ કે એ સર્વ એ બેવડે જ જીવતા દેખાય છે. માટે એ બેના પરાજય કરશો, તો સર્વનો પરાજય થઇ ચુકયો એમ જાણજો. તમે ત્યાગધર્મને આચરવાને નીકળ્યા છો, તો સહુથી પહેલો નારીનો સંગ ત્ય-

જજો. કારણ કે તમે પોતાની ધર્મથી મળેલી સ્ત્રીને સેવવા ઇચ્છાવાળા થયા નથી, અને ગૃહસ્થાશ્રમને ત્યાગ કરીને જો સ્ત્રીના સહવાસવાળા થશો, તો તમારા નહિ નિર્મૂળ થયેલા સંસ્કારો ફરીથી સ્ત્રીમાં સુખ-બુદ્ધિ ઉત્પન્ન કરશે, તેથી તમે મોહને પામશો; અને અધર્માચરણ કરશો, તો તમે નરકમાં પડશો; જેથી સર્વ ગૃહસ્થ પુરુષોને સ્ત્રિયો જે સ્વર્ગ અથવા મોક્ષને આપનારી ગણાઇ છે, તે તમને નરકમાં નાંખનારી થશે. માટે જેમ વિધવા સ્ત્રીને પુરુષ, નરકમાં નાંખનાર હોવાથી નરકનું દ્વાર ગણાયો છે, તેમ તમારે વાસ્તે ખરૂં જોતાં આ સ્ત્રિયો નરકનું બારણું થઈ પડશે, માટે ચેતીને ચાલજો. તમે તમારા મનથી એમ જાણશો જે આપણે ગૃહસ્થાશ્રમને મૂકીને ત્યાગી થયા છીએ, તો હવે એ સ્ત્રીનો મોહ આપણને શી રીતે થનાર છે, પણ તેમ જાણશો નહિ. કારણ કે આ જગતમાં ખરી સ્મૃતિનો ભંગ કરનાર, વનસ્પતિ વગેરેમાંથી પેદા થનાર રસ જેને મદિરા કહી છે, તે તો મુખે પીધા પછી આપણને ભુલાવે છે, પણ આ સ્ત્રીરૂપ મદિરા છે, તે તો નેત્રવડે પીધાથી એટલે અવલોકન કરવા માત્રથી ચઢીને મોહ પેદા કરે છે, તથા 'હું ત્યાગી છું તે આ શું કરૂં છું,' વગેરે સ્મૃતિનો નાશ કરી નાંખે છે, માટે મદિરાના સરખા મોહ કરનારી સ્ત્રીમદિરાને નેત્રવડે કદી પણ પીશો નહિ. વળી તમે એમ વિચારશો કે 'એકાદ વખત સ્ત્રીને અવલોકન કરવાથી શું મોહ થનાર છે ? અને કદાચ થશે તો પછી ફરીથી ચેતીશું' પરંતુ એ વાર્તા ભૂલભરેલી છે. કારણ કે આખા સંસારના ગૃહસ્થ પુરુષો ઘરનાં સુખદુ:ખથી જાણીતા છે, તેમ જ આ સંસારનાં દુ:ખથી ત્રાસ પામેલા છે, તથાપિ એક વાર ગૃહસ્થાશ્રમ માંડીને એટલે સ્ત્રીનો સહવાસ કરીને તે મદમાં છકી ગયા છે, તે શરીરની શક્તિ ગયેથી પણ તેનાથી છૂટા થઇ શકતા નથી, એટલું જ નહિ, પણ મરતી વખત પણ વૃત્તિઓ એ સ્ત્રી, બાળક તથા ગૃહમાં રહેતા મરે છે, તેથી વારંવાર અનેક ઉંચનીચ જન્મોને ભોગવે છે. માટે એક વાર સંગ થયાથી અનેક જન્મસુધી જે છૂટતી નથી એવા આ સ્ત્રીરૂપ બેડી, વિષયેચ્છારૂપ કામ તમને આ રણમાં પહેરાવશે, તે ફરી છુટનાર નથી. તેથી આ મહાન્ બેડીરૂપ સ્ત્રીને ત્યાગી થઈ કિંચિત્ કાળ પણ સમીપ રહી સેવશો નહિ. વળી તમે કહેશો કે અમે ઘણા વિચાર કરી ત્યાગી થયા છીએ, તે એવા પ્રસંગ આવશે ત્યારે વિચાર કરીશું, અને તેથી અમને જરૂર વિશ્વાસ છે કે સ્ત્રીમાં આસક્તિ થશે તો અમે તોડી નાંખીશું. તો એ વાર્તા મિથ્યા છે. કારણ કે બીજા શત્રુ તો સંમુખ રહી શસ્ત્ર

કાઢશે, તેને આપણે દેખીશું, ને પછી આપણે પણ તેના સંમુખ તેવાં શસ્ત્રથી તેને જિતીશું: પણ આ સ્ત્રીનાં તો નેત્ર છે એ જ અસ્ત્ર અથવા અમુક્ત શસ્ત્ર છતાં અપરિમિત સામર્થ્યવાળાં છે. તે એક વાર દૃષ્ટિ મળતાં જ માણસને ઘાયલ કરી નાંખે છે, ને બીજા શત્રુ તો ધર્મયુદ્ધ કરનાર હોવાથી ઘાયલને ઘા કરતા નથી, પણ આ તો ઘાયલ થયો કે તેને તત્કાળ બીજાં શસ્ત્રોથી નકામો કરી શરણ કરી લે છે. માટે હે ત્યાગિઓ ! તમે બીજાને વિશ્વાસ કરવાયોગ્ય ગણતા હશો તો ભલે, પણ આ સ્ત્રી તો વિશ્વાસ કરવાયોગ્ય માત્ર નથી, એમ નિશ્ચય જાણજો. વળી તમે કહેશો કે અમે એના બાણની મર્યાદા ઓળખીને તેથી અંતરે રહીને એનાથી નિર્ભય રહીશું, પણ એ વાર્તા પણ ખોટી છે. કારણ કે જેમ શબ્દવેધી પુરુષો નજરે દીઠાવિના પણ શબ્દથી તે શિકારના સ્થાનનો નિશ્ચય કરી શસ્ત્ર ફેંકે છે, ને જરૂર તેના પ્રાણ લે છે, તેમ આ સ્ત્રી પણ શબ્દવેધી શિકારીકરતાં પણ અત્યંત કુશળ શિકારી છે, એમ મોટા પુરુષોએ અનુભવસિદ્ધ નિશ્ચય કરેલો છે. માટે અંશમાત્રથી અથવા દૃષ્ટિમાત્રથી સ્ત્રીને ત્યજવી, એમ નથી; પણ રુડે પ્રકારે એટલે સંપૂર્ણ અંશે અથવા અત્યંત દૂરથી સ્ત્રિયોને ત્યજવી એ જ તમારા સુખનું કારણ છે. વળી એમ નહિ કરશો તો તમને સમીપ દેશમાં રહેવાથી કદાચિત્ પાપરૂપ સંસ્કારને લીધે એવી બુદ્ધિ થશે કે આપણે ત્યાગી થયા છતાં પણ અન્ય અમૃતની પ્રાપ્તિ હજુ થઇ નથી, તો આપણને વારંવાર પ્રીતિ ઉત્પન્ન કરનાર આ સ્ત્રી છે, એ અમૃત તો નહિ હોય એવી ભ્રાન્તિ થઇને પુનઃ તમે એકવાર સ્ત્રીને સેવન કરી જોઇએ તો ઠીક એવી વિપરીત બુદ્ધિને અધીન થઇ ફસાશો; તો જરૂર અન્યાયથી ગ્રહણ કરેલી સ્ત્રીના સંસર્ગથી તમે અધર્મી થઈ નાશને જ પામશો. માટે કદાચિત્ તમને બુદ્ધિની ભ્રષ્ટતાથી અમૃતનું ભાન સ્ત્રીમાં થાય, તોપણ એ ખરૂં જોતાં ઝેર છે; માટે અમૃતસરખું જણાય તે છતાં પણ સ્ત્રી ઝેર છે, એવા નિશ્ચયથી તેને ત્યજી સુખી થજો. વળી છેલ્લું વચન કહું છું કે હે ત્યાગિઓ ! તમે સ્ત્રીથી દૂર રહેશો, પણ આ શરીરના વ્યવહારને એટલે અન્નવસ્ત્ર સ્વતંત્ર રીતે પ્રાપ્ત રહેવાના અનુમાનથી 'આ જડ પદાર્થ આપણને શું નુકસાન કરનાર છે,' એમ જાણી તમે ધન મેળવવા તથા મેળવીને રક્ષણ કરવા ઇચ્છા કરશો, તો તે ઇચ્છા પણ તમને જરૂર નાશ કરનારી છે, એમ જાણજો; કારણ કે આ જગત્માં પૈસો જેની પાસે આવે છે તે પોતાના સંબંધી સર્વ વિષયોને લાવે છે. સર્વ વિષયરૂપ વૈભવનો પિતા એ પૈસો છે, માટે ધન મેળવવાથી એવી

ઇચ્છા ધનવાનને થાય છે કે ' આ મેળવીશું તો સુખ મળશે, પેલું મેળવીશું તો સુખ થશે,' એમ અનેક વૈભવોને મેળવવા ઇચ્છતો તે પુરુષ સર્વ વૈભવને મેળવતાં પરિણામે એમ વિચારે છે કે ' આ સઘળા વૈભવની માતા સ્ત્રી છે, તો તે પણ આવે તો સારૂં. કેમ જે તે વિના આ સઘળા વૈભવ કોને દેખાડવાના છે ! ' તેથી અંતે ધનવાન્ પુરુષ પોતાના વિષય અને વૈભવરૂપ પ્રજાને સંભાળવા જરૂર સ્ત્રીરૂપ પોતાની પત્નીને લાવે છે. તેથી આ ધનવાન્ પુરુષ મોહજાળમાં પડી હાથપગ પછાડતો કાળને હાથ જાય છે, તોપણ તેના જોડે પ્રીતિરૂપ અદશ્ય દોરીથી બંધાએલો હોવાથી છુટી શકતો નથી. માટે હે ત્યાગિઓ ! જો તમે તમારા વેષને શોભાવી ઇચ્છેલા પદને પામવાની ઇચ્છા રાખતા હો, તો ગમે ત્યાંથી ગમે તેવાં જીર્ણ વસ્ત્ર, તથા સુસ્વાદરહિત અન્નને મેળવી નિર્વિષયી સ્થાનમાં રહેજો, અને અહિં એટલે આ તમારા ત્યાગઆશ્રમમાં મુખ્ય ત્યજવાયોગ્ય ધન તથા સ્ત્રી જરૂર દૂરથી ત્યજીને સંપૂર્ણ સુખને પામજો. હે વિરક્ત એટલે ત્યાગઅવસ્થાને સેવનાર ત્યાગી સંન્યાસી અથવા સાધુઓ ! તમે કાંચન તથા કામિનીના સંગને તથા તેના ઉપરની પ્રીતિને પણ અવશ્ય ત્યજજો.

હે દીકરી સરસ્વતિ ! આ વગેરે તે ત્યાગીઓને બોધ કરનાર સત્પુરુષ–સદ્ગુરુ હોવાથી ત્યાગી પુરુષોએ પણ સેવવાયોગ્ય છે, માટે ગૃહસ્થ સ્ત્રીપુરુષ, તથા વિધવા સ્ત્રી અને ત્યાગી પુરુષો, એ સર્વ પ્રજાએ આવો મોટો ઉપકાર કરનાર શ્રીસદ્ગુરુને મન, વાણી, શરીર તથા ધનવડે રુડે પ્રકારે સેવવા જોઇએ, એ મુખ્ય ધર્મ સર્વે શિષ્યરૂપ પ્રજાનો જાણવો. આ ત્યાગીના બોધમાં એટલી વિશેષતા જાણવાની છે કે ત્યાગી પુરુષોએ તો સ્ત્રી તથા ધનવગેરે વૈભવી સર્વ વિષયોથી દૂર રહેવું. અને વિધવા સ્ત્રિયે તો પુરુષ તથા વૈભવી વિષયોથી દૂર રહેવું. તોપણ સ્વતંત્રતાથી આપણું તથા આપણી પ્રજાનું રક્ષણ થાય એટલા ધનનો વિધવાએ સંગ્રહ કરવો, અને ગૃહસ્થે તો સર્વ પદાર્થનો સંગ્રહ કરવો, પણ ન્યાયથી કરવો. ત્યાગીઓ ધનના સંગ્રહથી જેમ મોટી હાનિને સહે છે, તેમ જ ગૃહસ્થ પૈસાવિનાનો દુઃખી થાય છે, માટે ગૃહસ્થે વિધિપ્રમાણે ધનાદિની વ્યવસ્થા કરવી યોગ્ય છે. હે દીકરી ! આજે ઘણી શીખામણ કહી છે; ને તે સહેલાઇથી સમજી યાદ રખાય એવી નથી, માટે હવે આજે અહિંથી બસ કરૂં છું. વળી ઇશ્વરેચ્છાથી આગળ કહીશ. સર્વેશ્વરનું સ્મરણ કરતાં ચાલો, પોતપોતાના કામને કરો. ( એમ કહી ઉઠે છે. )

મનોહર—બોલો સદ્‌ગુરુદેવકી જય.

વિઠ્ઠલજી—ધન્ય છે; સઉ શ્રોતાઓનાં પણ ધન્ય ભાગ્ય છે કે આપનો સંગ થયો છે. ભટજી મહારાજ ! હવે નિત્ય નિયમપ્રમાણે એક પદ થાય તો સઉ ઉઠે. આજ પણ અધિક વિલંબ થયો છે. બોલો સદ્‌ગુરુદેવકી જય.

મનોહર—( ગાય છે ).

પદ. ગરબી.

( મારૂં માણેકડું રીસાવ્યું રે, શામળીયા, એ લય. )

નિત્ય સદ્‌ગુણશૃંગાર સજિયે રે, સાહેલી,
નિજ પતિ પરમેશ્વર ભજિયે રે, સાહેલી.
આપણ અબળા સબળા થઇને, દુર્ગુણ સઘળા ત્યજિયે રે; સાહેલી.ટેક.
પુત્રપુત્રીને ઉત્તમ નીતિ, માતાપિતાની આવે,
દુર્ગુણી માતપિતાની સંગે, દુર્ગુણ મનમાં ભાવે રે; સાહેલી. ૧
તો પણ સદ્‌ગુણ સર્વે જગમાં, શોધી લેવા પ્રીતે,
સર્વથકી ઉંચા સદ્‌ગુણને, ધારીએ રુડી રીતે રે. સાહેલી. ૨
કડવાં વેણ કહે આપણને, ધીર ધરિને સહીએ,
બોધ દિધે લાગે તેવાને, મિષ્ટ વચનથી કહીએ રે; સાહેલી. ૩
સંગ કર્યા પહેલાં તે જનનાં, કુળજાતિને જોઇએ,
ઉંચા ગુણ ને કર્મ હોય તો, સ્નેહ કરંતા મોહીએ રે; સાહેલી. ૪
નીચશું પ્રીત ન કરવી ઝાઝી, ન—બેસવું આસન સરખે,
આપણું હિત ઇચ્છી, કરિ જાણે, નેહ તેશું ધરિયે હરખે રે; સાહેલી. ૫
સંગીજનસંગે મળિયે તવ, ઉત્તમ વાતો કરીએ,
ઈશ્વરભક્તિ કે નીતિવિનાની, વાત સર્વ પરહરિએ રે; સાહેલી. ૬
આપણું હિત ને અન્યની ઇચ્છા. હોય તો વાણી વદિયે,
સંમુખ જન સાંભળવા ન ઇચ્છે તો, વેણ ન વદિયે કદિયે રે; સાહેલી. ૭
હરેક વાત કરીને અંતે, સાર સર્વનો લેવો,
સારરહિત કો વાત કરે તો, કાન કદી ના દેવો રે; સાહેલી. ૮
ધનસંપત્તિ આદિ સઘળું, જાય તોએ ફરી મળતું,
ધનઆદિથી પણ ક્ષણ આયુષ્, વળતું ન કો તે કળતું રે; સાહેલી. ૯
સર્વથકી છે આયુષ્ કિમતી, તે મિથ્યા કેમ ખોઇએ,
પળ પળનો પણ કાળ વિતે ત્યાં, શું હિત છે તે જોઇએ રે; સાહેલી. ૧૦

અજ્ઞાનીના સંગમાં બેશી, ન—નિંદા કોની કરીએ,
નિંદા આદિ નીચ કર્મમાં, અર્ધ ક્ષણ પણ ના ઠરીએ રે; સાહેલી. ૧૧
ધનવંતાં આપણ છીએ તેથી, કામ કશું નથી કરવું,
એમ વિચારી બેશી ન રહેવું, ન—મિથ્યા હરવું ફરવું રે; સાહેલી. ૧૨
ઉત્તમ નીતિ–ધર્મના ગ્રંથો, વાંચી સાંભળી ઠરવું,
વિષય અધર્મતણા ગ્રંથોને, સુણતાં ચિત્તમાં ડરવું રે; સાહેલી. ૧૩
ધંધો ઉત્તમ યુક્તિથી કરવો કે, શીવવું ભરત જ ભરવું,
ઉત્તમ હિતને કસરત આપે, તે કામે ચિત્ત ધરવું રે; સાહેલી. ૧૪
કામ બીજું કરિયે પણ બ્હેની, કાળતણું ભય ગણીએ,
હરઘડી ઈશ્વરસ્મરણ કરીને, સ્તોત્ર સ્તુતિનાં ભણીએ રે; સાહેલી. ૧૫
પારકું ધન અન્યાયે હરવા, પાપબુદ્ધિ ના ધરિએ,
ન્યાયવિના ઝાઝાની ઇચ્છા, (એ) લોભથકી નિત્ય ડરિયે રે; સાહેલી. ૧૬
બીજાનું સુખ દેખી આપણ, અંતરમાં ના બળિયે,
કલેશ કરી પતિ દુઃખ દેવા, ન—ઘરમાં નિત્ય કકળિયે રે; સાહેલી. ૧૭
અગત્યના કારણવિણ અબળા, પરમંદિર નવ જઇએ,
કામનિમિત્તે જવું પડે તો, સીધે માર્ગે વહીએ રે; સાહેલી. ૧૮
સત્વર કાર્ય કરી નિજ મંદિર, જાવું નિયમિત કાળે,
અન્ય સ્થળે રોકાઇ ન રે'વું, જો યુક્તિ કરી કોઈ ખાળે રે; સાહેલી. ૧૯
અનવસ્થાથી દુઃખી જનોપર, કરુણાદૃષ્ટિથી જોવું,
યથાશક્તિએ આપવું તેને, મિથ્યા દુઃખ ન રોવું રે; સાહેલી. ૨૦
ક્રોધ કરીને અન્ય જીવોને, વ્યથા કદી ના કરવી,
આપણી સ્થિતિ વિચારી જ્યાં ત્યાં, આત્મબુદ્ધિને ધરવી રે; સાહેલી. ૨૧
મારૂં મારૂં નિશદિન કરીને, કલેશવડે ધન જોડી,
મૂર્ખ ન દાન દિયે, સુખ નવ લે, અંતે જાય સહુ છોડી રે; સાહેલી. ૨૨
એવી કૃપણતા લોભસહિત તે, હૃદયવિષે ના રાખો,
સંસાર સારરહિત છે તેમાં, સાર હરિરસ ચાખો રે; સાહેલી. ૨૩
અગણિત જનને મરતાં જોઇને, અંતર ડર ના ધરવો,
પણ આપણને તો નથિ મરવું, નિશ્ચય એ નવ કરવો રે; સાહેલી. ૨૪
સારાં કામ કરંતાં આળસુ, કાલ કરિશ એમ કહે છે,
કાળ અચાનક આવી ગ્રહે, તવ—સત્કર્મવિણ તે રહે છે રે; સાહેલી. ૨૫
માટે અબળા શુભ કર્મોને, પ્રથમ કરો ઉર ધારી,
મનુષ્યદેહ છે દેવને દુર્લભ, ફરિ ફરિ ના'વે વારી રે; સાહેલી. ૨૬

જ્યાં લગ ઘરપરિવાર રહે, ત્યાં-લગિ આપણુ નથી રહેવું,
એ જાણી અતિ પ્રીતવડે, નવ-સંગી થઇને વહેવું રે; સાહેલી. ૨૭
જૂઠું આ જગ લોક કહે પણ, મોહ ત્યજો ના મનથી,
એ નીતિ ખોટી ગણી અંતે, પ્રીતિ ત્યજો તનધનથી રે; સાહેલી. ૨૮
અદેખાઇ નવ કરવી કદીએ, સુખદુઃખ જોઇ અવરનાં,
આપણે ઘર સંતોષે રહી, શુભ-ગુણગાવા નિજ વરના રે; સાહેલી. ૨૯
સર્વ થકી આ સમજણ મોટી, ક્લેશ કદી ના કરવો,
સુખદુઃખ જે આવે તે સહેતાં, આનંદ ઉરમાં ધરવો રે; સાહેલી. ૩૦
પતિ તથા પરમેશ્વર સેવી, સદ્‌ગુરુને પણ ભજજો,
સદા કાળ સુખને ઇચ્છો તો, દુર્ગુણ સઘળા ત્યજજો રે; સાહેલી. ૩૧
મનહર કુળવંતી યુવતીને, બોધ દિયે આ સાચો,
મનમાં ધારી, દુઃખ વિસારી, સબળા થઇને રાચો રે; સાહેલી. ૩૨

દોહરો.

હે જગદીશ ! દયા ધરી, પ્રેરો સઉ નરનાર,
શરણ ગ્રહી તવ, આ તરે-દુઃખદરિયો સંસાર.

( ગરબી ગાઇ રહ્યા પછી સર્વે જય બોલે છે. )

વિઠ્ઠલજી—ભટજી મહારાજ ! આપની વાણી કેવી છે કે પાષાણને પણ પલાળી નાખે છે. નામ ગરબી છે, પણ જો એકલી આ ગરબી જ પાઠ કરી રોજ લક્ષમાં રાખી સુધરવા ચાહે તો સુધરી શકે. માટે એ તો વેદની શ્રુતિજેવી જ જાણવાની છે.

દાસ—જુઓ વિથ્થલજી ! ભતજીનાં વેન તે એકેક બાન છૂતે છે એમ જાનજો. માડી ટો ખાટરનીસા થઇ ગઇ છે. કેમ ટીલુ કાકા ! ટમે વડઘ છો. સટચાડથ હોય ટે બોલજો.

ત્રિભુવનદાસ—( પારવતી કાકીનો વર ) જો બાલુભાઇ ! આ કામ કેવી તરેહનું છે કે ખરી સમશેર બજાવવાનું છે. પણ તમે સઉ જુવાનિયાને કામની આગળની વાતો આવી ગઇ, ને થોડી આગળ ને પાછળની વાતો અમારે સાંભળ્યા જેવી છે. હવે તો અમારે નિવરતીપારાયણ ભગવાનનું સમરણ કરવાનું છે. તમારી વાતોમાં અમારે બોલવાનું કામ નહિ, તેથી રોજ બેશીને સાંભળું છું ને જાઉં છું. પણ ભટજીનાં વચન તો નીકળે છે, રામબાણ જ છે, એમાં કંઇ ફેર નહિ. જેના ભાગ્યમાં હશે તે એમની સોબત કરશે. કેમ બાઇ ખોટું છે.!

દાસ—આમ જુઓ, ટીજુકાકા ! લેવું દેવું, સંગટ કવી, એ સડવે પ્યાલબટના ખેલ છે, ટેમાં પન આપના સડખા સુડબ્બીના પુનઠી સઉ બને છે. સંસાડ કેવો છે, ભતજીબાવાએ નઠી કહ્યું કે 'અનિડવચની', ટે પડ બદ્ધું ઢોડન છે. આ પાડવટી કાકીનો સભાવ પન ઘનો જ સાડો છે, ને આપનો પન ટેવો જ. ભલા માઠા માઠાનું છદ્દ્ડ છે ટો મને થીક છે. કેમ વિઠ્ઠલજી ! ઘયદાવિનાનું ઘડ સૂનું જ જાનવાનું છે.

વિઠ્ઠલજી—ખરું છે. ચાલો, દાસ ! હવે ઘણો વિલંબ થયો, માટે બોલો સદ્‌ગુરુદેવકી જય. (પછી સઉ પગે લાગી પોતપોતાને ઘેર વાતો કરતાં જાય છે.)

વિજયા—(સઉના ગયા પછી આનંદ મનોહરને પગે લાગી) આજની કથામાં મારા પ્રથમ દિવસે પૂછેલા પ્રશ્નોનું સઘળું સમાધાન આવી ગયું. હવે મેં જાણ્યું, એ વચનો તો કેવળ ત્યાગીને જ બોધ કરેલાં છે. એ વચનોપ્રમાણે ચાલનાર પુરુષ લાખોમાં એક જ હોય છે. તેને અથવા બહારથી સંગી અને અંતરમાં ત્યાગવાળા, જેઓ પણ લાખોમાં એક હોય છે, તેવા પુરુષને સદ્‌ગુરુ કરવા, એવો બોધ આ છેલ્લો કહ્યો, નહિ વારૂં ?

મનોહર—હા, એ વિના પણ ઘણી બાબતો આજે આવી ગઇ છે. પણ ભલે હવે તારા પ્રશ્નોનું સમાધાન થયું એટલે બસ છે. પણ જોજે ! હજી તો આગળ તારૂં ઘણું સમાધાન થશે. આ તો કાંઇ જ કહ્યું નથી એમ જાણજે. હજી ખરેખરી કથા તો આગળ આવનાર છે, તું ધૈર્ય ધરીને સાંભળી સાર લઇશ તો ઘણી સુખી થઇશ.

વિજયા—આપની કૃપા છે તો હું મારાથી બનતો સાર લઇને રોજ મારા મનનો સુધારો કરતી જાઉં છું. અને આગળ પણ જેમ જેમ સાંભળીશ તેમ તેમ મનનો સુધારો કરતી જઇશ. તેમ છતાં જે કાંઇ મારા દોષ બાકી રહેલા આપને જણાય, તે મને કહીને દૂર કરાવજો, એટલું જ હું બે હાથ જોડીને આપની પાસે માગું છું.

મનોહર—તું પણ મારામાં દોષ જુએ તો મને ચેતવતી રહેજે. કારણ કે ઘણે સ્થાને એવું બને છે કે પોતાના દોષ પોતાને દેખાતા નથી, માટે તું મને જણાવજે. એમાં તારા ધર્મનો ભંગ નથી, પણ ઉલટો તારો મુખ્ય ધર્મ સચવાશે. કારણ કે સ્ત્રિયે પતિના દોષ જાણવા તેને યુક્તિથી છોડાવવા જોઇએ, એવું શાસ્ત્રમાં વચન છે.

વિજયા—હું મૂર્ખસરખી છું તે શું દોષ જાણું ! પણ ભલે આપની આજ્ઞા મસ્તકે ચઢાવુ છું. પણ વારું એક વાતનું મારા મનમાં ભય થયા કરે છે, તે એ કે આ ગરબીઓમાં છેડે આપનું નામ આવે છે તે હું બોલું તો લોકો કહેશે કે કેવી નિર્લજ છે, તેનું કેમ, ને વળી દોષ પણ થતો હશે.

મનોહર—દોષનું તો ઠીક છે; પણ આ ગરબીઓમાં મારૂં નામ નથી, મને તો સઉ 'મનોહર' કહે છે. અને એમાં તો મનહર શબ્દ એટલે મનને હરનાર અથવા મનને હરણ કરે એવું, એવો મનહર શબ્દનો અર્થ છે. એ પ્રમાણે અર્થ તે કડીનો મેળવી જોજે, એટલે તારી ખાતરી થશે.

વિજયા—આજે બરાબર સાત દિવસ થયા, પણ એટલામાં મારા વિચારપ્રમાણે તો ઘણો સારો ફાયદો મને તથા આપણા મહેલ્લાનાં કેટલાંએકને થયો છે. તો હજી આગળ જો આમ ને આમ મહિનો બે મહિના ચાલશે તો પછી બધાંએ રસ્તે પડી જશે, કેમ નહિ વારૂં ?

મનોહર—જો ! આ સાત દિવસમાં તો હજી ખરો કરવા યોગ્ય બોધ તો કરવામાં આવ્યો જ નથી. આમાં તો માત્ર ગૃહવ્યવહાર તથા પરસ્પર સાથે ચાલવાની નાનામોટાની નીતિ, જેથી માણસપણું આવેલું ગણાય, એ જ માત્ર કહ્યું છે. તોપણ એમાંની દરેક વાર્તા-ઉપર લક્ષ કરીને બુદ્ધિમાન્, વિચાર કરી વધવા માંડે, તો તે સંસારમાં સુખનો અનુભવ કર્યા વિના રહે નહિ. લે ચાલ હવે; પેલી આજની કરેલી સ્તુતિ ગાઇ સંભળાવ, એટલે પછી સૂઇ જઇએ.

વિજયા—

પદ. સીતાના મહિનાની લય.

હે સર્વેશ્વર ધરી મહેર, સુમતિને સ્થાપજો;
ઘર ઘર વર્તે છે કેર, તે દુઃખ સત્તે કાપજો.
નરનારીની જોડ જગેશ, જગતમાં લાવીને;
આપી સંગી વિરોધી શીદ, મારો છો તાવીને ?
વદું વિનતિ વારવાર, સુસંગી આપજો;
સદ્ગુણ સઉના ઉરમાંહિ, ઉમંગે છાપજો.
પતિપત્ની લિયે સુખ સાર, પ્રજા પણ સુધરે;
જેથી ભજિ તમને હે ઈશ, જીવો આ ઉદ્ધરે.
વ્યવહાર સુધારીને સુખ, દિયો વ્યવહારનું,

તમ ભક્તિ વધારીને દુઃખ,—ટાળો યમમારનું,
અવધિએ અરજ છે એ જ, દુઃખદ દુર્ગુણ હરો;
મનહર અબળાના તાપ, શમાવી સુખ કરો.

( ગાઇ રહીને ) કેમ ત્યારે હવે નિદ્રાવશ થવું છે ?

મનોહર—હા ચાલો ત્યારે, જગદીશ્વર પરમાત્માનું સ્મરણ કરતાં સૂઇ જઇએ. ( સૂઇ જાય છે. )

प्रथम अलंकार समाप्त.

દોહરો.

ભામિનિ ! આ ભૂષણ સજો, દૂષણ ત્યજિને દૂર,
સમૂળ મળ ટળશે સઉ, વધશે ઝાઝું નૂર.
આ ભામિનિભૂષણતણો, ભણિ પ્રથમાલંકાર,
ભાવે મન, તો ભાખજો, પ્રકટે દ્વિતીય પ્રકાર.



## श्री सुरेशचरित्र. (पूर्वार्ध)

નાટકના રૂપમાં જ્ઞાનની અદ્ભુત પ્રક્રિયા.

મૂલ્યઃ ૧—૦—૦. પોસ્ટેજ ૦—૨—૦.

---

## श्री सद्बोधपरिजातक.

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ વિવિધ મનુષ્યોપ્રતિ લખેલા પત્રો.

મૂલ્યઃ ૦—૮—૦ પોસ્ટેજઃ ૦—૧—૦

---

## सती सुवर्णा.

અત્યંત રસવાળી બોધક વાર્તા.

મૂલ્યઃ ૦—૫—૦ પોસ્ટેજઃ ૦—૧—૦

---

## सुस्वार्थे सदुपदेश.

મૂલ્યઃ ૦—૧—૦ પોસ્ટેજઃ ૦—૦—૬

---

# શ્રીમાન્ છોટાલાલ જીવનલાલનાં રચેલાં પુસ્તકો.

## अध्यात्मवल्लपोषकग्रन्थमाला—प्रथम अक्ष.

કેવળ નવીન શૈલિનો અધ્યાત્મજ્ઞાનનો અપૂર્વ ગ્રંથ.

મૂલ્યઃ ૧—૦—૦ પોસ્ટેજઃ ૦—૨—૦

---

## योगिनीकुमारी—प्रथम विभाग.

કેવલ અદ્વિતીય પ્રકારની રસપ્રદ નવલકથા.

મૂલ્યઃ રૂ. ૩—૦—૦ પોસ્ટેજઃ ૦—૩—૦

---

## श्रीसुधास्त्रोतस्विनी.

વિવિધ સદ્વિષયક રસમય કાવ્યો.

પ્રથમ ભાગ. મૂલ્યઃ ૦—૬—૦ દ્વિતીય ભાગ મૂલ્યઃ ૧—૮—૦ પો. ૦ ૨.૦

---

## धनवान् थवानी अमोघ कला.

મૂલ્યઃ રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ૦—૧—૦

---

## શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનાં રચેલાં પુસ્તકો

### श्री उपेन्द्रगिरामृत—प्रथम परिवाह

અત્યંત રસમય કીર્તનો.

મૂલ્ય: રૂ. ૧—૮—૦ પોસ્ટેજ: ૦—૨—૦

---

### श्री दिव्यमूर्ति.

જીવનના ઉત્કર્ષક વિચારશ્રેણીવાળી વાર્તા.

મૂલ્ય: રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ૦—૨—૦

---

### जीवननां व्रतो.

આ ઉપયોગી એક લઘુ લેખ.

મૂલ્ય: ૦—૨—૦ પોસ્ટેજ ૦—૦—૬

---

### श्री सुदामाख्यान.

શ્રી કૃષ્ણ—સુદામાના પ્રસંગનું અદ્ભુત કાવ્ય.

મૂલ્ય: ૦—૮—૦ પોસ્ટેજ: ૦—૧—૦

---

